# કૈલાસપતિ હંસ મહારાજ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

કૈલાસપતિ

# હંસ મહારાજ



અનુવાદક :

રમણીક એ. મહેતા



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨



પ્રત : ૩૫૦૦ :: સં. ૨૦૦૪

અઢી રૂપિયા

# અનુક્રમ



મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ ક. ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, ઠે. રાયખડ :: અમદાવાદ.

# નિવેદન

હંસદેવ મહારાજ ગુજરાતના સંતોમાં અનોખું સ્થાન ધરાવે છે. તેમના ઉપદેશનો અંગત લાભ જેમને મળ્યો હશે, તેઓ પોતાને ભાગ્યશાળી જ સમજશે. તેમનું પ્રખર જ્ઞાન, આનંદી મુખમુદ્રા અને નાનાથી મોટા બધા માટેનું તેમનું સૌજન્ય અદ્‌ભુત હોવાનું બધાને જણાયું છે. તેમની વ્યાખ્યાન-પદ્ધતિમાં નાની વાતો અને દૃષ્ટાંતો ગુંથાયેલાં હોય છે અને તે બધાને રસભર્યાં લાગે છે. અધિકારીને તેમાંથી જોઈતું બધું મળી રહે છે.

તેમના પરમ ભક્ત ભાઈ રમણીક અ૦ મહેતાએ તૈયાર કરેલું આ પુસ્તક સંસ્થાને આપ્યું છે અને પ્રજા સમક્ષ તેને રજૂ કરતાં અમોને ઘણો આનંદ થાય છે.

મુંબઈ
તા. ૧૮-૧૨-'૪૭

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
**મનુ સૂબેદાર** (પ્રમુખ)

# પ્રાક્કથન

**અજ્ઞાનતિમિર જનનાં હરે યોગીકુલાવતંસ,**
**રમણીક માનસસર વિષે સબળ ક્રીડા શ્રીહંસ.**

શ્રી કૈલાસપતિ નામના પુસ્તકમાં ગુજરાતને પરિચિત અવધૂત શ્રી. હંસદેવજીના ઉપદેશને ગ્રથિત કરવામાં આવ્યો હતો. આની પ્રથમાવૃત્તિ દુષ્પ્રાપ્ય હતી. બીજું સંસ્કરણ કાઢવાનો વિચાર કરતો હતો, ત્યાં સસ્તું સાહિત્ય વર્ધક સંસ્થાના સંચાલક સૌજન્યમૂર્તિ શ્રી. મનુ સૂબેદારે આ પુસ્તકની દ્વિતીય આવૃત્તિ સંસ્થા તરફથી પ્રકટ કરવાની માગણી કરી. 'માંગલિક' એમ પ્રત્યુત્તર આપી તેમની માગણીનો મેં સ્વીકાર કર્યો; કારણ કે પુસ્તકપ્રકાશન કંઈ દ્રવ્યપ્રાપ્તિ માટે હતું નહિ; પણ શ્રી. હંસદેવના ઉપદેશનો પ્રચાર કરવા માટે હતું. આ સંજોગોમાં આ આવૃત્તિ ગુર્જર વાંચકો સમક્ષ રજૂ થાય છે.

અનાદિ કાળથી આર્યાવર્તમાં બ્રહ્મવિદ્યાનો પ્રવાહ અવિરત વહેતો આવે છે. જે બોધ ભગવાન આશુતોષે શ્રી ઉમાને કર્યો હતો, ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુને કથ્યો હતો: યોગી યાજ્ઞવલ્કયે પોતાની પ્રિયતમા મૈત્રેયીને સુણાવ્યો હતો: શ્રી વસિષ્ઠે શ્રી રામને અવબોધ્યો હતો: આચાર્ય ચૂડામણિ શ્રી શંકરે પોતાના ભાષ્ય દ્વારા ભારતવર્ષમાં ફેલાવ્યો હતો: શ્રી જ્ઞાનેશ્વર જેવા સંતોએ પોતાની લલિત વાણીમાં જનતાને અર્પ્યો હતો, તે જ બોધ–તે જ સંદેશ આ પુસ્તકનાં પૃષ્ઠોમાં વિખરાયલો વાંચકો અનુભવી શકશે. જેને પરમ પ્રાપ્તવ્ય કે આત્યંતિક સુખ કહે છે, તે આ છે. આ પ્રાપ્ત કર્યા પછી કંઈ બીજું પ્રાપ્ત કરવાનું રહેતું નથી. ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે: **यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।**

આશા છે, કે આ આવૃત્તિ ગુર્જર જનતાનો આદર પ્રાપ્ત કરશે.

વિક્રમાબ્દ ૨૦૦૪,
કાર્તિક વદ ૧૧ } **રમણીક અ૦ મહેતા**



પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી હંસદેવ અવધૂત

# પ્રસ્તાવના

## ( આવૃત્તિ ૧લીમાંથી )

એક પ્રાચીન સૂક્તિ છે:

गङ्गा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापं च दैन्यं च हरेत् साधुसमागमः ॥

આચાર્યકુલચૂડામણિ ભગવાન શંકર કહે છે:

क्षणमपि सज्जनसंगतिरेका ।
भवति भवार्णवतरणे नौका ॥

સંતપુરુષનો સમાગમ જીવનના પ્રવાહને અનુકૂળ દિશામાં પલટાવવા સમર્થ છે. એક એવી સુહાગી પળ જીવનમાં આવે છે, જ્યારે તે સંતસમાગમથી મંગલકારી પલટો ખાય છે. ઇતિહાસમાં આનાં દૃષ્ટાંત મળી આવે છે. નવયૌવનાનું પાણિગ્રહણ કરવા નીકળેલો નવયુવક, સાધુસમાગમથી—એક ક્ષણના સમાગમથી—પોતાના વિચારમાં પરિવર્તન અનુભવતાં, સાધુજીવન ગાળવાનો નિશ્ચય પર આવી ગયાની વાત ઘણા જાણતા હશે. ગુજરાતનો ભક્તકવિ અલખ બુલાખીરામ એક સામાન્ય અમલદાર હોવા છતાં, ઇડરનરેશની સ્પર્ધામાં ઊતરી, રાજવૈભવનું વિલાસી જીવન ગાળતો હતો. સાધુ ગુલાબભારતીના એક ક્ષણના સમાગમથી, તેના જીવને કેવો પલટો લીધો, તે ઘટના ગુજરાતના સાહિત્યના ઇતિહાસમાં ઉજ્જ્વલ અક્ષરે કોતરાયલી છે. પ્રકૃત સાધુજનોનો એવો પ્રબળ પ્રતાપ હોય છે.

જે સંતપુરુષનો સદુપદેશ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે, તેમનાં દર્શનનો પ્રથમ લાભ આજથી ત્રણેક વર્ષ પર મને થયો

હતો. ત્યાર પહેલાં એક બ્રહ્મક્ષત્રિય મિત્રે તેમનાં દર્શન માટે સૂચના કરી હતી. શ્રી. બાબાના ભક્ત રા. રા. નાનાભાઈ લલ્લુભાઈ દેસાઈ એ પણ તેમ કરવા આગ્રહ કર્યો હતો; પરંતુ પ્રમાદને લીધે કે કમભાગ્યને લીધે એ સુયોગ સત્વર થયો નહિ. શ્રી. બાબા મુંબઈમાં છે, એવા સમાચાર મળતાં હું એમનાં દર્શન કરવા ગયો. શ્રી. સાધુબાબાનો સુધામય સદુપદેશ શ્રવણ કર્યો. બીજે દિવસે તે કથામૃત સાંભળવા ઉત્સુક થયો, એમ કેટલાક દિવસ સુધી શ્રી. બાબા પાસે જવા લાગ્યો અને તેમની પ્રત્યે મને અજબ આકર્ષણ થયું. માનો અથવા ન માનો પણ સાધુજનો, વિદ્વાનો, અને લોકનાયકોને, પ્રશ્નો પૂછી મનનું સમાધાન કરવાની મને ટેવ છે. મને સ્મરણ છે, કે મારી તોફાની અવસ્થામાં એક આર્યસમાજી પંડિતને લઈ સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ સાધુશ્રેષ્ટ બાલારામ ઉદાસીને સંસ્કાર સંબંધી પ્રશ્નો પૂછવા ગયો હતો. તેમના પ્રત્યુત્તર અને પ્રમાણોથી પંડિતજી ચૂપ થઈ ગયા. તેમની અનુપમ વિદ્વત્તાથી હું મુગ્ધ બની ગયો. તે જ પ્રમાણે શ્રી. કેશવાનંદજીની અપૂર્વ બુદ્ધિ જોઈ હું વિસ્મય પામ્યો હતો. આમ કેટલાકની વિદ્વત્તા મનને મુગ્ધ કરતી, કોઈની કાવ્યપ્રિયતા બુદ્ધિને આહ્લાદ આપતી, કોઈની ઉદાત્ત ભાવના મનને આશ્ચર્યમાં ગરકાવ કરતી, કોઈની જનસેવાની તીવ્ર ભાવના મનને ખુશ કરતી હતી; પરંતુ આ સર્વમાં જીવનપર્યંત ભુલાય નહિ એવી અસર તો બે વ્યક્તિની હું લેખું છું. એક સ્વ. ભગિની નિવેદિતા અને બીજા અવધૂત શ્રી. હંસદેવજી. જ્ઞાનીનાં ખરાં લક્ષણ તેમનામાં સ્પષ્ટ રીતે જણાય છે. ઘણા સાધુએ સૂક્ષ્મ બુદ્ધિના હોવા છતાં સંકુચિતતા ત્યજવા અસમર્થ હોય છે. પરંપરાથી ચાલતી આવતી કથા (ટ્રેડિશન) છીછરી હોય છે. તેમાં હૃદયની ઉદારતાનો અભાવ હોય છે. ને કેટલાકમાં તો પ્રખર પક્ષાંધતા દૃષ્ટિગોચર થાય છે. શ્રી. બાબામાં આ સર્વનો અભાવ છે. અત્યારના સમયમાં પ્રજાજીવનને રુંધી નાખનારા સામાજિક પ્રશ્નો પરત્વે તેમનું મંતવ્ય અને ઉદાત્ત ભાવના

જોઈ હું આનંદાશ્ચર્ય પામ્યો હતો.

પશ્ચિમના દેશોની સંસ્કૃતિના સંપર્કમાં આવ્યા પછી તેનાં ઉદાત્ત તત્ત્વોને ગ્રહણ કરતાં આપણે આપણી સંસ્કૃતિને અવગણીએ છીએ. આના પરિણામે આપણી સંસ્કૃતિનાં સાધનો દિવસે દિવસે નષ્ટ થતાં જાય છે. અતિશય આનંદની બીના છે કે કેટલાક સાધુજનો, જેમને ભગિની નિવેદિતા (વૉકિંગ યુનિવર્સિટીઝ ઑફ ઇંડિયા) 'હિંદનું પરિભ્રમણ કરતું વિશ્વવિદ્યાલય' કહે છે, તેણે જ્ઞાનની જ્યોતિ સતેજ રાખી છે. આપણી સંસ્કૃતિ સચવાઈ રહી છે, તે તેમના રૂડા પ્રયત્નોનું શુભ પરિણામ છે.

વેદાંત શાસ્ત્રાદિના મૌલિક ગ્રંથો સંસ્કૃત ભાષામાં છે અને ઘણા મનુષ્યો સંસ્કૃત ભાષા જાણતા હોતા નથી તેથી ઉપનિષદાદિનો મર્મ ગ્રહણ કરવા તેઓ સમર્થ હોતા નથી. તેમાં પણ મંદબુદ્ધિના મનુષ્યો માટે સુલભ સાધનોનો અભાવ છે. આવા મનુષ્યોને બોધ આપવા દૃષ્ટાંત એ સરળ અને સ્વીકાર્ય માર્ગ છે. શ્રી. બાબાના ઉપદેશની ખરી ખૂબી એ છે, કે વેદાંત જેવા ગહન વિષયનો મર્મ દૃષ્ટાંત વડે તેઓ સરળ રીતે સમજાવે છે. આવા જ ઉદ્દેશથી પંચતંત્ર, હિતોપદેશ, ઇસપનીતિ આદિ ગ્રંથો આ ઢબે લખાયા છે.

શ્રી. બાબાના કથનની શૈલી મધુર, ભાવવાહી અને સચોટ છે. શ્રી. બાબાના અમૂલ્ય ઉપદેશને એકઠો કરી પુસ્તકરૂપે છાપવામાં આવે તો ધર્મજિજ્ઞાસુ જનોને પરમ લાભ થાય, એમ મને મારી પત્ની સૌ. તારાએ સૂચવ્યું. તેની સૂચનાનુસાર શ્રી. બાબાના ઉપદેશનું મનન કરી તે લખવાનો વિચાર કરતો હતો. એટલામાં મારા મિત્ર સ્વ. કુંવરરાય પ્રાગજી દેસાઈનાં પત્ની ગં. સ્વ. ઇચ્છાગૌરી, જેમને અમે સર્વ 'ભાભી'ના નામથી સંબોધીએ છીએ, તેઓ શ્રી. બાબા પાસેથી એક બંગાળી પુસ્તક લઈ આવ્યાં અને મને બતાવ્યું. આ પુસ્તકને જોઈ મને આનંદાશ્ચર્ય થયું; કારણ કે તે પુસ્તકમાં શ્રી. બાબાનો સદુપદેશ સુંદર રીતે રજૂ થયેલો મેં જોયો.

પ્રસ્તુત પુસ્તક, તે બંગાળી પુસ્તકનો અનુવાદ છે. એનાં પ્રણેતા શ્રીમતી હેમલતા રાય બંગાળી ભાષાનાં યશસ્વી લેખિકા છે. બંગાળના શ્રીમંત અને કુલીન કુટુંબમાં તેઓ જન્મ્યાં છે. તેમના સ્વામી શ્રીમાન હેમેંદ્રકુમાર રાય, દીઘાપતિયાના સ્વ. રાજા પ્રમથનાથ રાયબહાદુરના નાના પુત્ર છે. તેમના પિતા બંગાળની ધારાસભાના સભ્ય હતા. રાજશાહી કૉલેજ જે પ્રથમ પંક્તિની ગણાય છે એ તેમની ઉદારતાની સાક્ષી આપે છે. શ્રીમાન હેમેંદ્રકુમાર રાય ધર્મના સારા અભ્યાસક છે અને તેમણે બૌદ્ધધર્મ પર એક પુસ્તક રચ્યું છે. બંનેને ધર્મ પ્રતિ ગાઢ અનુરાગ અને સાધુસેવામાં પ્રીતિ છે. તેમના પુસ્તકનો અનુવાદ કરવા અને અનુમતિ મેળવવા માટે લેખિકાનો હું અત્યંત આભારી છું.

પુસ્તકમાં જણાવેલા વિષય માટે લખવું નિરર્થક છે; કારણ કે ધર્મજિજ્ઞાસુ વાંચક અતિ સરળતાથી આમાંનો ધર્મબોધ ગ્રહણ કરી શકશે. મનુષ્યના સર્વ પ્રયત્ન સુખ માટે છે. તે સુખની પાછળ દોડતો જણાય છે; પરંતુ તે સુખ કયું? ભેદરહિત આત્મજ્ઞાન–દુઃખોની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિ, સુખનો સાર, સાધનાનું ચરમ લક્ષ્ય, તૃષાની તૃપ્તિ, અનિર્વચનીય આનંદ, જેને ઋષિઓ '**आनंद-रूपममृतम्**' કહે છે તેની સાથે તદાકાર એ અમૃતતત્ત્વ છે. એ અમૃત પ્રાપ્ત કરવા માટે અભ્યાસ અને વૈરાગ્યની આવશ્યક્તા છે. ગીતા કહે છેઃ **अभ्यासेन च कौन्तेय वैराग्येण च गृह्यते।** અભ્યાસ એટલે સંકલ્પવિકલ્પાત્મક મનને સ્થિર કરવું તે અને વૈરાગ્ય એટલે બાહ્ય પદાર્થોમાંથી વૃત્તિને અંતરમુખ કરવી તે.

પુસ્તકમાં જે ફૂટનોટ આપી છે, તે વિદ્વત્તા દર્શાવવા માટે નથી; કિંતુ શ્રી. બાબાનો ઉપદેશ શાસ્ત્રીય છે તે દર્શાવવા માટે છે.

વૈશાખ (દ્વિતીય) કૃષ્ણ ૬.
વિક્રમાર્ક ૧૯૯૦
મુંબઈ

રમણીક અ. મહેતા

કૈલાસપતિ

# હંસ મહારાજ

## પ્રથમ તરંગ

આજે જે મહાત્માના સદ્પ્રસંગો લખવાને પ્રવૃત્ત થાઉં છું, તે મહાત્માનો જન્મ પવિત્ર જલવાળી પાંચ નદીઓ વહે છે, તે ગુરુ નાનકના ચરણથી પવિત્ર થયેલા પંજાબમાં થયો હતો. પંજાબમાં સાધુસેવામાં રત રહેનાર એક બ્રાહ્મણકુટુંબ વસતું હતું. એ બ્રાહ્મણકુટુંબમાં આ મહાત્માનો જન્મ થયો હતો. કયે સમયે તેમનો જન્મ થયો હતો, તે નિશ્ચિત રીતે કહેવું શક્ય નથી; પરંતુ જ્યાં સુધી જાણી શકાય છે, ત્યાં સુધી જે સમયે હિંદુસ્તાનમાં બળવો જાગ્યો હતો, તે સમયે તેઓ જન્મ્યા હતા. અત્યાર પૂર્વે મહારાજશ્રી બંગાળમાં પધાર્યા હોય એમ જણાતું નથી. કદાચ તેમને આવવાનો અવસર પ્રાપ્ત થયો ન હતો. સાધુઓનો એક નિયમ હોય છે કે જ્યાં સુધી તેઓની તપશ્ચર્યાની સિદ્ધિ ન થાય, ત્યાં સુધી તેઓ જનસમાજમાં લાંબા કાળ સુધી વસતા નથી. લોકચક્ષુથી દૂર ન થતાં તેઓ જીવનનો લાંબો સમય ગુરુએ બતાવેલાં સાધન, ભજન અથવા તો તીર્થભ્રમણમાં પસાર કરે છે. આ મહાપુરુષે પોતાના જીવનનો મોટો ભાગ ઉઘાડા શરીરે, ઉઘાડા પગે, વસ્ત્રમાં કેવળ કૌપીન ધારણ કરીને ઉત્તરાખંડના હિમવાળા પ્રદેશમાં ગાળ્યો છે. ત્યારપછી કેટલોક કાળ તેમણે દેશભ્રમણ અને તીર્થભ્રમણમાં ગાળ્યો છે. આ સમયે

તેમણે શીત કે ગ્રીષ્મની પરવા કર્યા વગર, ખુલ્લા મેદાનમાં કે વૃક્ષની છાયા તળે, અર્ધાશને કે અનશને કઠોર તપસ્યા કરી છે.*

આ ભ્રમણ સમયે તેઓ એકલા ન હતા. કેટલાક સાધુઓ એકઠા થઈ તીર્થભ્રમણ કરે છે, તેમ મહારાજશ્રીની સાથે કેટલાક સાધુઓ રહેતા. આ પ્રમાણે તેઓ ઉત્તરમાં હિમાલયથી માંડી ભારતવર્ષના પશ્ચિમ પ્રદેશમાં થઈ ઠેઠ કન્યાકુમારી સુધી પર્યટન કરી ફરી હિમાલય ગયા હતા. આ રીતે ભારતવર્ષનાં સર્વ તીર્થોમાં તેમણે ત્રણવાર પરિભ્રમણ કર્યું છે. જે મહાત્માની કથા લખવા હું આજે પ્રવૃત્ત થાઉં છું, તે મહાત્મા ઉત્તર અવસ્થામાં જશિડિની પાસે એક નીચા પહાડની ટેકરી પર આશ્રમ બાંધી ત્યાં વાસ કરે છે. આ મહાત્માનું નામ હંસદેવ અવધૂત છે. કોઈ કોઈ તેમને 'સાધુબાબા' કહે છે. અમે તેમને 'બાબા' કહી સંબોધીએ છીએ. બાબાનાં પ્રથમ દર્શન કેવી રીતે થયાં તે આગળ પર કહીશ. એ ઘટના પાંચ-સાત વર્ષ પહેલાંની છે. તે સમયે બાબાનો આશ્રમ ત્યાં બંધાયો ન હતો. ૧૩૩૨ના બંગાબ્દમાં એક દિવસ સાડા છ વાગે હું જશિડીથી દેવઘર ગઈ હતી. ત્યાં જવાનો ઉદ્દેશ ગુરુદર્શનનો હતો. અમારા ગુરુ શ્રીમદ્ આચાર્યશ્રી બાલાનંદ, દેવઘરથી અગ્નિકોણમાં તેમના આશ્રમ શ્રીકરિણી બાગમાં વસતા હતા. અમે જશિડીમાં અમારા 'લાલ કોઠી' નામના બંગલામાં રહેતાં હતાં.

દેવઘર પર ટ્રેનમાંથી ઊતરી જોયું તો એક પણ ઘોડાગાડી ત્યાં હતી નહિ. ગાડીવાળાઓએ તે દિવસે સંપ કર્યો હતો. મેં પગે ચાલી જવાનો નિશ્ચય કર્યો. જો કે હું આશ્રમે ઘણીવાર ગઈ હતી, પરંતુ પગે ચાલવાનો આ પહેલો જ પ્રસંગ હતો; આથી હું રસ્તો

---

* મહારાજશ્રીએ તિતિક્ષાવ્રત લીધું હતું. આ વ્રતનું પાલન કરવામાં અમુક ઘેર જ ભિક્ષા માગવાની હોય છે. એ સ્થળે જો ભિક્ષા ન મળે, તો દિવસ અને રાત્રિ વગર ભોજને પસાર કરવી પડે છે.

ભૂલી ગઈ. કંટાળેલા ચિત્તે હું આમતેમ ફરતી હતી, તેવામાં મેં મારી સન્મુખ એક દીર્ઘકાય પુરુષને જોયા. મૂંડાયેલું મસ્તક, ઊજળો ગોરો વર્ણ, પ્રશાંત વદન, તેજસ્વી શરીર જોઈ મેં ભક્તિથી નમ્રચિત્તે તેમને પ્રણામ કરી કરિણીબાગનો રસ્તો પૂછ્યો. તેમણે મને રસ્તો બતાવ્યો અને હું જવાના માર્ગે ચાલવા માંડી; પરંતુ આ સાધુની સૌમ્ય મૂર્તિ મારા હૃદયમાં સદાને માટે અંકિત થઈ ગઈ. તેમની મધુર વાણી, પ્રેમાળ હાસ્ય, ઢબછબવગરનો સામાન્ય વેશ એવો તો અસાધારણ હતો, કે એકવાર જોયા પછી કદાપિ તે વિસરાય નહિ.

આ મહાત્માના પ્રથમ બંગાળી શિષ્ય સ્વ. બંકિમ બાબુ*ના ભત્રીજા અને બંગાળી ભાષાના સુલેખક સચીશચંદ્ર ચટોપાધ્યાય પાસેથી મેં સાંભળ્યું છે, કે જ્યારે તેઓ ગુરુ મેળવવા માટે બંગાળી સને ૧૩૩૦માં ગાંડાની માફક પ્રયાગના કુંભમેળામાં ફરતા હતા, ત્યારે હજારો સાધુના ટોળામાં આ મહાપુરુષનાં દર્શન કરતાંની વાર તેઓ બોલી ઊઠ્યા હતા, કે 'આ જ મારા પ્રભુ!' મહાત્માજી પણ સચીશબાબુને દૂરથી જોતાંની વાર હસી, અનેક ભક્તોની આગળ જઈ, સચીશબાબુને બોલાવી પોતાના આશ્રમે લઈ ગયા હતા.

આ મહાપુરુષનું દર્શન કરતાંની વાર હું તેમના પ્રતિ આકર્ષાઈ અને તેમનો પરિચય કરવા માટે ઉત્સુક બની; પરંતુ સહેજમાં એવો સુયોગ પ્રાપ્ત થયો નહિ. કેટલાક દિવસ પછી મને જણાયું કે અમારી 'લાલ કોઠી' પાસે એક બાગના નાના મકાનમાં દીવો બળે છે. રોજ રાત્રે એકને એક ઠેકાણે દીવો બળતો જોઈ મારા મનમાં કુતૂહલ થયું. અનુસંધાન કરતાં જણાયું કે કોઈ સાધુ આ નાના ઘરમાં કેટલાક દિવસથી વાસ કરે છે. મેં નિશ્ચય કર્યો કે જરૂર એ સાધુના દર્શનનો લાભ લઈશ.

---

* બંગાળના લબ્ધપ્રતિષ્ઠ નવલકથાકાર, જેમની નવલકથાઓનું ગુજરાતી ભાષાંતર થયેલ છે.

ખરે જ એક દિવસ બપોરના એ કુટિર આગળ જઈ હું ઊભી રહી. સાધુ મહારાજ આહાર કર્યા બાદ બપોરની વિશ્રાંતિ લેતા હતા. તેમને જોતાંની વાર હું ચોંકી ઊઠી; કારણ કે હું ભૂલી પડી હતી, તે દિવસે રસ્તો બતાવનાર મહાપુરુષ તે પોતે જ હતા. અમને જોતાંની વાર સાધુ બાબાએ મીઠું હાસ્ય કર્યું અને આદર-સત્કારથી બેસવા આજ્ઞા કરી. અમે તેમને પ્રણામ કરી, બારણાં પાસેના બાંક પર બેઠાં અને કંઈ કથાપ્રસંગ સંભળાવવા તેમને પ્રાર્થના કરી.

તે દિવસે ધર્મ સંબંધી ઘણી વાતો મેં તેમની પાસેથી સાંભળી. તેમના ઉપદેશમાંની એક વાત આજ દિન સુધી મારા અંતરમાં ગુંથાઈ ગઈ છે. તેમણે કહ્યું હતુંઃ **'માયિક વસ્તુનું સેવન કરવાથી નિત્ય વસ્તુનો લાભ કદાપિ થતો નથી.'** આ સમજાવવા માટે બાબાએ કેટલાંક વાર્તારૂપી દૃષ્ટાંત કહી સંભળાવ્યાં હતાં. માયા, મોહ વગેરે પાંચ રિપુ આપણને ભગવાન પાસે પહોંચવા દેતા નથી, એ સમજાવવા માટે બાબાએ આ વાત કહી સંભળાવી હતીઃ

એક સ્થાનમાં એક મહાન સાધુ વસતા હતા. તેમની નજીકમાં એક કૂતરી અને તેનાં પાંચ બચ્ચાં રહેતાં હતાં. જો કોઈ માણસો સાધુનાં દર્શન કરવા માટે ઘરમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરે, તો તે કૂતરી અને તેનાં બચ્ચાંના ભયથી તેમ કરી શકતા નહિ; કારણ કે કૂતરી કરડવા આવશે, એવો તેમને ભય રહેતો હતો. કૂતરી પણ કોઈ આવનારને જોતાંની વાર ભસ્યા કરી બચ્ચાં સહિત તેને કરડવા દોડતી હતી. આથી દર્શન કરવાની ઇચ્છા ધરાવનાર ઘણા માણસો નિરાશ થઈ પાછા ફરતા હતા; પરંતુ જો કોઈ માણસ હઠાગ્રહથી ત્યાં પહોંચવાનો યત્ન ન કરતાં દીનભાવે સાધુનું શરણ લઈ, દર્શન માટે અંતરની વ્યાકુળતા જો સાધુને દર્શાવતા, તો સાધુ આનંદ પામી રસ્તામાંથી તે કૂતરી અને તેનાં બચ્ચાંને હાંકી કાઢતા. આમ

થવાથી તેઓ કોઈ પણ પ્રકારની આપત્તિ વગર સાધુદર્શનનો લાભ પ્રાપ્ત કરતા હતા. આ વાતનો મર્મ બાબાએ અમને એ પ્રમાણે સમજાવ્યો, કે એ સાધુ તે સ્વયં ભગવાન અને તે કૂતરી તે માયામોહ. તેનાં બચ્ચાં તે મનુષ્યના વશ ન કરી શકાય તેવા શત્રુ. **યથા કામ, ક્રોધ, લોભ, અહંકાર, હિંસા. અને અવિદ્યારૂપી મોહમાંથી આ પાંચ શત્રુઓનો*** ઉદ્ભવ થાય છે. જો આ શત્રુથી બચી તેમની પાસે જવાનો ખરા અંતરનો આગ્રહ હોય અને તે માટે શ્રીભગવાનનું શરણ ગ્રહણ કરી એકાગ્ર મનથી તેમની પ્રાર્થના કરે, તો તેઓ વાટમાંનાં વિઘ્નને દૂર કરી દે છે. માત્ર તેમની કૃપાથી જ તેમની પાસે પહોંચવાનો સંભવ છે, બીજો નહિ. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે:

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥**

ગીતા અ. ૭, ૧૪

કારણ કે અતિ દિવ્ય અને ત્રિગુણાત્મક એવી મારી માયા દુરતર છે, જે મારે શરણે આવે છે તે એ માયાને તરી જાય છે.

**આત્માનંદની પ્રાપ્તિ શી રીતે થાય** તે સમજાવવા માટે બાબાએ એક આખ્યાયિકા સંભળાવી હતી:

કોઈ એક અતિશય શ્રીમંત માણસ સ્નાનાર્થે નદીએ ગયો હતો. સ્નાન કરવા પૂર્વે તેણે તેનાં કપડાં અને મૂલ્યવાન હાર ઘાટ પર મૂક્યાં હતાં. ઝાડની ડાળી પર એક પક્ષી આ જોઈ રહ્યું હતું. તે હારને ખાવાનો પદાર્થ સમજી, ઝડપ મારી, તેને ચાંચમાં લઈ તે ઊડી ગયું. પછી તે એક જળાશયના તીર પર વૃક્ષની ડાળ પર બેઠું.

---

* જ્ઞાનમાર્ગી સાધુઓ ષડ્રિપું નહિ માનતાં પાંચ રિપુઓ માને છે: કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર. ક્રોધ અને દ્વેષ તેમને મતે જુદા નહિ પરંતુ એક જ છે.

થોડીવાર પછી ઝીણી નજરે તે પક્ષીને માલૂમ પડ્યું, કે તે તો ખાદ્ય પદાર્થ નથી; તેથી તે હારને વૃક્ષની શાખા પર મૂકી તે ચાલ્યું ગયું. બીજો કોઈ માણસ સ્નાન માટે તે જળાશય પર આવ્યો. જળમાં પ્રવેશ કરતાં હારનું પ્રતિબિંબ જોઈ તે ચોંક્યો. તે હારને મેળવવા માટે તેણે પાણીમાં શોધ કરી. પાણી ડોળાઈ ગયું અને હાર દેખાતો બંધ થયો. તેણે ઘણી માથાકૂટ કરી, પણ તે માણસ તેને પ્રાપ્ત કરી શક્યો નહિ. તે નિરાશ થઈ પાછો ઘેર ગયો. થોડીવાર પછી કોઈ બીજો માણસ સ્નાનાર્થે ત્યાં આવી પહોંચ્યો. તેણે પણ પેલા માણસની માફક જળમાં હારનું પ્રતિબિંબ જોયું. તે માણસ બુદ્ધિમાન હતો. તેણે બારીક તપાસ કરી વિચાર કર્યો. વિચાર કરતાં તેને જણાયું કે હાર કંઈ જળની અંદર નથી. તેણે ઉપર નજર ફેરવી, એટલે તેને વૃક્ષની ડાળ પર હાર જણાયો. તરત જ તે ઉપર ચઢ્યો અને થોડા પ્રયાસે તે મૂલ્યવાન હાર મેળવી શક્યો.

આ વાતનો સાર બાબાએ સમજાવતાં કહ્યું, કે એ હાર તે બીજું કંઈ નહિ પણ આપણામાં વસતો આનંદ. એ આનંદને પ્રાપ્ત કરવા માટે જગતનાં સર્વ પ્રાણીઓ આતુર હોય છે. એને પ્રાપ્ત કરવો એ કાંઈ કઠિન કાર્ય નથી. પ્રથમ વિચારપૂર્વક એ નિશ્ચિત કરી લેવું જોઈએ કે આનંદનું મૂળ ક્યાં છે? જો તેનું ઉત્પત્તિસ્થાન નક્કી થાય, તો ખરો આનંદ મેળવવો એ કઠિન કાર્ય નથી. બહારની માયિક વસ્તુમાં આનંદ નથી. પ્રત્યેક મનુષ્યમાં આનંદનું ઉગમસ્થાન છુપાઈને રહેલું છે. આત્મા એ જ આનંદનું ખરું ઉગમસ્થાન છે. જો તે પ્રાપ્ત થાય તો જીવ પોતાના સ્વાર્થને ભૂલી જઈ તે પરોપકારમાં સતત રત રહે અને નિત્યાનંદમાં મગ્ન રહે.

બાબાએ બોધ આપતાં સ્પષ્ટ જણાવ્યું હતું, કે પ્રત્યેક મનુષ્યમાં–જીવમાં–આનંદનું ઉગમસ્થાન છે. તેને શોધવા માટે બીજે જવાની જરૂર નથી. શ્રીકૃષ્ણમૂર્તિએ એક સ્થળે કહ્યું છે: 'સુખનું રાજ્ય તો તમારા અંતરમાં છે.' મહાત્મા ઈસુ ખ્રિસ્તે પણ કહ્યું છે:

'સ્વર્ગનું રાજ્ય તો તમારા અંતરમાં રહેલું વિદ્યમાન છે.' જેઓએ એ રાજ્યનો પત્તો મેળવ્યો છે તે સર્વ જણ એક જ વાત કહે છે. મનને આત્મામાં એકાગ્ર કરવાનો અભ્યાસ કરો અને તેમ કરવાથી મૂળ સુખનું સાધન મેળવી શકશો. બાબાએ કહ્યું હતું:

અંતર્મુખ વૃત્તિ વિના, હોય ન અંતસુંખ;
બાહ્યવૃત્તિસે જાત નહિ, અંતરમનકો દુઃખ.

જ્યારે વૃત્તિ અંતર્મુખ થાય ત્યારે તે અંતર્મુખ વૃત્તિ વિષે આત્માનું સ્વરૂપ જે આનંદ, તેનું પ્રતિબિંબ પડે છે. જેમાં પ્રતિબિંબ પડે એવો કોઈ પણ પદાર્થ, પાણી, દર્પણ વગેરેમાં પ્રતિબિંબ પાડવા માટે બે સ્થિતિની આવશ્યકતા છે. એક તો સ્થિરતા અને બીજી નિર્મળતા. જો પાણી કિંવા જળ અતિશય હાલતી સ્થિતિમાં હોય, તો તેમાં પ્રતિબિંબ દેખાય નહિ. તે જ પ્રમાણે ચંચળ અને મલિન, ઘોર અને મૂઢ કિંવા રાજસી અને તામસી બુદ્ધિમાં આત્માના આનંદનું પ્રતિબિંબ પ્રતીત થાય નહિ. અગાઉ ૧૩૩૧ના બંગાબ્દના કાર્તિક મહિનામાં જ્યારે હું પુણ્યક્ષેત્ર કાશીમાં ફરતી હતી, ત્યારે એક **સાધિકા** પોતાનું રચેલું ગીત ગાતી હતી. તે ગીત તે દિવસથી મારા અંતરમાં વસી ગયું છે. તે ગીત અહીં ઉતારું છું.

કોણ છે એવો કે જેને, સુખની ઇચ્છા થાય ના,
સુખના પ્રકાશ પૂંઠે.
સર્વ જણ દોડી ઊઠે;
સુખ જાય દૂર સરી કોઈથી ધરાય ના. કોણ૦ ૧
સુખની જો ઇચ્છા કરો,
બહાર ના શોધ કરો;
મૂળ તેનું શોધ્યા વિના પ્રાપ્ત કદી થાય ના. કોણ૦ ૨
નથી તે મુકુટમણિ,
નથી તે જ્યોત્સ્ના યે વળી;
અંતરમાં ખાણ જેની, બહાર વેચાય ના. કોણ૦ ૩

વાસના નિવૃત્ત કરી,
શોધો ના હૃદય પૂરી;
અંતરમાં ઉત્સ[1] તેનું બહારથી પમાય ના—કોણ. ૪
અહંતાની સીમા નાની,
પ્રેમ વતી ભાંગી કાઢી;
વિશ્વ છે તમારું, કરો સર્વ પ્રતિ ચાહના—કોણ. ૫
પ્રેમરૂપી જેનું મૂળ,
ત્યાં વિકસે આનંદફૂલ;
જરા, વ્યાધિ, મૃત્યુ; દાહે તે તરુ સુકાય ના—કોણ. ૬

## દ્વિતીય તરંગ

આગળ જણાવવામાં આવ્યું છે કે જે ઘરમાં અમે રહેતાં હતાં તે બંગલાનું નામ 'લાલ કોઠી' છે. તેની પશ્ચિમે પાસેપાસે (E. I. R.) ઇસ્ટ ઇંડિયન રેલવેની સડક છે. તેની પશ્ચિમે લગભગ ચાર માઇલ દૂર દેવગિરિ અથવા દિગરિયા નામનો પહાડ છે. ઘણા દિવસથી અમારી ઇચ્છા હતી કે એ પહાડ પર ફરી આવવું, સ્થાન નિર્જન છે અને હિંસાખોર જંતુઓથી ભરપૂર છે. ગાડી જવા માટે રસ્તો પણ નથી. આવાં કારણોથી અમે લાચાર હતાં; પરંતુ જવાનું મન બહુ હતું. એ પહાડથી દૂર ફરવા જવાનું પણ મન હતું. એક દિવસ સવારે જરૂર પૂરતા માણસો લઈ પહાડ તરફ અમે જવા માંડયું. આ નિર્જન રસ્તે, લગભગ એક માઇલ કાપ્યા પછી સામે એક નાનો પહાડ જણાયો. દેવગિરિ તરફ ન જતાં અમે એ પહાડ પર ચઢવા માંડયું. આજ પહેલી જ વાર એ પહાડ પર ગયાં એમ ન હતું; પરંતુ જ્યારે જ્યારે અમે જશિડિ આવતાં હતાં, ત્યારે ત્યારે દેવગિરિ

૧ ઉત્સ=મૂળ

જતાં, અમે એ પહાડ ઉપર જતાં હતાં. સ્થાન જેવું નિર્જન છે તેવું જ સુંદર છે. અસ્તુ. એ વાત આગળ ઉપર કહીશું.

આજ એ પહાડ પર ચઢતાં વિસ્મિત નયને જોયું કે એ પહાડના શિખર પરના સરખા અને ઊંચા ભાગ પર એક કુટિર તૈયાર થઈ રહી છે. આ કુટિરમાં એક જ ઘર હતું. ફરતી ઇંટની દીવાલ હતી. છાપરા પર દેશી નળિયાં હતાં. મકાન લગભગ તૈયાર થઈ ગયું હતું માત્ર સીમેંટનું કામ ચાલી રહ્યું હતું.

આ નિર્જન પહાડ પર કુટિર બંધાતી જોઈ અમને આશ્ચર્ય થયું. એવો કોણ સાહસિક પુરુષ છે, કે જે આ નિર્જન સ્થાનમાં આવીને રહેશે? તપાસ કરતાં માલૂમ પડયું કે કેટલાક મારવાડી ભક્તો કોઈ એક સાધુ માટે આ મકાન બંધાવે છે. મકાન બંધાવવામાં ક્ષતિ નથી; પરંતુ સાધુ આ એકાંત સ્થાનમાં શી રીતે રહી શકશે? કારણ કે આખરે આ સ્થાન તો નિર્જન છે. અવશ્ય સાધુ મહારાજ ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત થયેલા હોવા જોઈએ એમ મનમાં થઈ આવ્યું. સાથેસાથે એમ પણ થયું કે એવા મહાત્માનાં દર્શન કરી કૃતાર્થ થવું જોઈએ. આવા વિચાર કરતાં અમે ઘેર પાછાં ફર્યાં.

કેટલાક દિવસ મન વ્યગ્ર રહેવાથી તે બાગમાંની ઝૂંપડી તરફ જવાયું નહિ અને સાધુબાબા સંબંધી કંઈ ખબર મેળવી શકાયા નહિ. એક દિવસ બાગમાંની ઝૂંપડીમાં જઈ જોયું તો સાધુબાબા ત્યાં નથી. ઝૂંપડી તો શૂન્ય છે. હું સ્તબ્ધ થઈ, ત્યાં ને ત્યાં ઊભી રહી. એકાએક મનમાં એમ થઈ આવ્યું કે તે પહાડને માથે જે મકાન તૈયાર થાય છે, તે કદાચ આપણા સાધુબાબા માટે તો નહિ હોય? મનમાં આવો વિચાર આવતાંની વાર તરત જ પહાડ તરફ જવા માંડયું. ઉપર જઈ જોઉં છું તો મારું અનુમાન સત્ય હતું. એ કુટિર જે તૈયાર થતી હતી તે સાધુબાબા માટે જ. અને ત્યાં તેમને જોતાંની વાર મને અતિશય આનંદ થયો. મેં પ્રણામ કરી તેમને કહ્યું: 'હું બાગની ઝૂંપડીમાં જઈ ત્યાં તપાસ કરી અહીં

આવી છું.' બાબાએ અતિઆદરથી મને બેસવા માટે આસન આપ્યું. બાબાના મુખ ઉપર હંમેશની મૃદુ હાસ્યછટા ખેલી રહી હતી. મનની એકધારી શાંતિ અને પરિપૂર્ણ આનંદ ન હોય, તો તેવું હાસ્ય કોઈના ચહેરા પર સ્ફુરે નહિ; તે સમજાવવાની આવશ્યકતા નથી.

મેં બાબાને પૂછ્યું: 'શા માટે આપે આ જનશૂન્ય સ્થાનમાં રહેવા વિચાર કર્યો છે?' બાબાએ જવાબ આપ્યો: 'માણસોમાં વસવું પસંદ નથી–નિર્જન સ્થાન જ વિશેષ પસંદ છે. જો કે થોડો સમય થયાં લોકસમાગમમાં રહેવું પડે છે એ જુદી વાત છે.' હું હિંદી ભાષા સમજી શકું છું પણ બોલી શકતી નથી. સાધુબાબા બંગાળી સમજે છે, પણ બોલી શકતા નથી. મને એમ થયું કે તેઓશ્રી બંગાળી પુસ્તક વાંચી શકતા હોવા જોઈએ. મેં એમને ત્યાં એક બંગાળી પુસ્તક જોયું હતું. તે પુસ્તકનું નામ મહાત્મા તુલસીદાસ. એ પુસ્તક શ્રીયુત સચીશચંદ્ર ચટ્ટોપાધ્યાયનું રચેલું છે. સચીશબાબુ સાથે મારે પરિચય ન હતો. શ્રી બાબાના જ આશ્રમમાં પાછળથી તેમનો પરિચય થયેલો. તેમની પાસેથી સાંભળ્યું કે જ્યારે બાબા જગન્નાથપુરીમાં રહેતા હતા, ત્યારે માત્ર એક દિવસમાં તેમણે બંગાળી વર્ણપરિચય (બંગાળી ભાષા શીખવાનું પહેલું પુસ્તક) પૂરું કર્યું હતું અને સાત દિવસમાં 'જીવનીસંગ્રહ' નામનું બંગાળી પુસ્તક પૂરું વાંચી નાખ્યું હતું. આવી પ્રતિભા ન હોય તો સાધના કરી સિદ્ધિ પ્રાપ્ત કરવી એ કાંઈ રમત નથી.

તે વાત રહેવા દઈએ. એ દિવસે હું જોઉં છું તો બાબા તે ઠંડા સીમેંટની જમીન પર બેસી પ્રફુલ્લવદને એક પુસ્તક વાંચી રહ્યા છે. અંગ પર માત્ર સુતરાઉ પાતળી કફની છે. પશ્ચિમ તરફથી અતિ ઠંડો વાયુ વાય છે, મેં પોતે શરીર પર એક જામા પર બીજો પશમી ગરમ જામો ચઢાવ્યો છે; છતાં ઠંડીથી કાંપું છું. અને સાધુબાબા આવી અસહ્ય ઠંડીમાં એક સાધારણ કપડું અંગ પર નાખી પ્રફુલ્લવદને બેઠા છે!

મને પાછળથી માલૂમ પડયું, કે કેટલાક રોગનાં ઔષધ પણ બાબા જાણે છે. ઝાડપાલામાંથી ઔષધ તૈયાર કરી તે રોગીઓને આપે છે. જો કોઈ ઉપકારવશ માણસ પૈસા આપવા ઇચ્છે છે, તો બાબા તે લેતા નથી. તેઓ કહે છે: 'જેને દ્રવ્યની જરૂર હોય તેને તે આપો.' જો કોઈ પ્રણામ કરી કંઈ દ્રવ્ય ભેટ મૂકે, તો તેઓ કહે છેઃ 'હું તો આ નિર્જન પહાડ પર રહું છું. મારે પૈસાની શી જરૂર છે?' પરંતુ જો કોઈ તેમની આગળ દૂધ કિંવા ફળ ભેટ મૂકે, તો તેઓ તેનો ખુશીથી સ્વીકાર કરી તેમાંનું થોડું લઈ, બાકીનું સર્વ એકત્રિત થયેલી ભક્તમંડળીમાં વહેંચી નાખે છે.

બીજે દિવસે હું ફરીથી બાબાનાં દર્શન કરવા ગઈ. બાબાએ તે દિવસે અમને રાણી મદાલસાની વાર્તા કહી સંભળાવી. રાણી મદાલસા અતિ ધર્મિષ્ઠ અને તત્ત્વદર્શનને સમજનારી સ્ત્રી હતી. તે ગંધર્વ વિશ્વાવસુની કન્યા હતી. ચંદ્રવંશી રાજા પ્રવર્ધનરાજ તેનો સ્વામી હતો. આ દંપતીને પેટે સુપ્રસિદ્ધ અલર્કનો જન્મ થયો હતો. અલર્ક સહુથી નાનો હતો. તેને તેનાથી મોટા બેત્રણ ભાઈ હતા. મદાલસાએ તેમને બાલ્યકાળમાં જ એવું તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આપ્યું હતું, કે જેથી યૌવનમાં પગ મૂકતાં ન મૂકતાં તેમને વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો અને તેઓ સર્વ એક પછી એક સંસારનો ત્યાગ કરી તપશ્ચર્યા કરવા કાજે અરણ્યવાસી થયા હતા. જ્યારે અલર્કનો જન્મ થયો ત્યારે રાજાએ રાણી મદાલસાને કહ્યું: 'રાણી, આ પુત્ર મને આપી દો, જો તમે તેમ નહિ કરો તો રાજગાદી નિર્વંશ થશે. કૃપા કરી આ પુત્રને તત્ત્વજ્ઞાન શીખવતાં ના.' મદાલસાએ તે વાતનો સ્વીકાર કર્યો.

દિવસે દિવસે કુમાર મોટો થવા લાગ્યો. રાજા તેને પોતાની ઇચ્છાનુસાર શિક્ષણ આપવા લાગ્યો. એમ કરતાં અલર્ક વિદ્યામાં, રાજકાર્યમાં, અસ્ત્રશસ્ત્ર વાપરવામાં, નિપુણ થતો ગયો. બાદ એક દિવસે મદાલસાએ અલર્કને બોલાવ્યો. તેને એક કવચ (માદળિયું) આપી કહ્યું: 'બેટા, તું આને તારા હાથ પર બાંધી રાખજે. તેને

ખોલીને જોતો ના. જ્યારે કોઈ ભારે આપત્તિ આવી પડે અને તેનું નિવારણ કરવા તું અસમર્થ નીવડે, ત્યારે તેને ઉઘાડી જોજે. એમાં તીવ્ર દુઃખનિવારણની મહૌષધિ રાખી છે.' અલર્કે તે માદળિયાને લઈ સંભાળપૂર્વક હાથ પર પહેર્યું.

સમય જતાં વાર લાગતી નથી. કેટલોક સમય વ્યતીત થયા પછી રાજારાણીએ આલોકનો ત્યાગ કર્યો. અલર્ક રાજ્યસિંહાસન પર આરૂઢ થઈ રાજ્યની દેખરેખ કરવા લાગ્યો. એકધારા સુખમાં તે દિવસો વિતાવવા લાગ્યો. સમય જતાં તેના પુત્રને ત્યાં પુત્ર થયા. રાજકારભારમાં સંસારના ઝઘડામાં તે ભગવાનને ભૂલી ગયો. ધન, યૌવન, સંસાર અનિત્ય છે, એ વાત સદા માટે વિસરી ગયો.

રાણી મદાલસાએ દેહત્યાગ કર્યો; તે પૂર્વે તેણે અલર્કના મોટા ભાઈઓને એક સંદેશો મોકલ્યો હતો. તેમાં તેમને આદેશ કર્યો હતો, કે જ્યારે અલર્કને પુત્ર થાય અને તે પુત્ર રાજકાર્યની ધૂંસળી સંભાળવા યોગ્ય થાય, ત્યારે તેમણે અલર્કનું મન સંસારમાંથી ફેરવવા માટે તેને વૈરાગ્યનો ઉપદેશ આપવો. જો અલર્ક સહેલાઈથી સંસારની પ્રપંચજાળમાંથી તેનું મન ફેરવી ન શકે, તો તેને યુક્તિ-પ્રયુક્તિથી વૈરાગ્ય તરફ વાળવો. આમ કરવાનું કારણ એ હતું કે અલર્કને બાલ્યકાળમાં તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આપવામાં આવ્યું ન હતું. પોતાની માતાની આજ્ઞા આ પુત્રો વિસર્યા ન હતા. તેમણે જોયું કે અલર્ક તો પુત્ર–પૌત્રપરિવારથી વિંટળાયેલા આ સંસારમાં મગ્ન છે, ત્યારે તેઓ પોતાની જન્મભૂમિમાં પાછા ફર્યા અને અલર્કને મળ્યા. અલર્કને તેમણે સંસારનું અસારત્વ સમજાવવા યત્ન કર્યો, પણ અલર્ક સંસારનો ત્યાગ કરી વૈરાગ્ય ગ્રહણ કરવા તૈયાર થયો નહિ. તેને તો સંસારમાં આનંદ લાગ્યો હતો.

જ્યારે જોયું કે પોતાનો નાનો ભાઈ તેમની વાત માનતો નથી, ત્યારે તેમણે બીજા ઉપાયથી તેને શુદ્ધિમાં લાવવાનો વિચાર કર્યો. તેઓ બીજા રાજાઓને મળ્યા અને તેમની મદદથી તેમણે એક મોટું

સૈન્ય તૈયાર કર્યું. તે સૈન્ય લઈ અલર્કની રાજધાની પર તેમણે ચઢાઈ કરી. અલર્કે ભય પામી પોતાના મંત્રી અને સેનાપતિની સલાહ લીધી. તેમણે જયની આશા બતાવી નહિ. આથી અલર્કને વધારે ભય થયો અને આક્રમણ કરનારને શરણાગત થવું કે નહિ તેનો વિચાર તે કરવા લાગ્યો. વિચાર કરતાં તેને તેની માતાએ આપેલા કવચનું સ્મરણ થયું. તેને લાગ્યું કે આથી તે બીજી ભયંકર આપત્તિ શી હોઈ શકે? પોતાનું જીવન, પુત્રપૌત્રાદિનું જીવન, રાજ્ય, ધનવૈભવ સર્વ આફતમાં છે. ખરેખર દૈવીસ્વરૂપા માતાને આ ભાવિ આપત્તિનું ભાન થયું હોવું જોઈએ. તેણે કવચ ઉઘાડી જોયું તો તેમાં માત્ર એક જ શ્લોક લખેલો હતો. તેણે તે વાંચ્યો:

**शुद्धोऽसि बुद्धोऽसि निरञ्जनोऽसि संसारमायां परिवर्जितोऽसि।**
**संसारस्वप्नं त्यज मोहनिद्रां मदालसा वाक्यमुवाच पुत्रम् ॥**

આ શ્લોક વાંચતાંની વાર અલર્કના મનના ભાવ થોડીવારે પલટાયા. તે શાંતચિત્તે ક્ષણવાર વિચાર કરવા લાગ્યો. તે ખરી વસ્તુસ્થિતિ સમજ્યો. તેને યથાર્થ જ્ઞાન થયું કે હું શુદ્ધ છું, બુદ્ધ છું, નિરંજન છું. સાથે એ પણ સમજી શક્યો કે વિપદસંપત્તિ અને સંસાર સ્વપ્નવત્ છે. આ જાગૃતિ આવતાંની વાર તેણે રાજપાટ છોડી દીધું. વૈરાગ્ય ગ્રહણ કરી તેણે અરણ્યમાં જઈ કઠોર તપશ્ચર્યાનો આરંભ કર્યો. યથાસમયે તેને સિદ્ધિનો લાભ થયો અને આ જગતમાં એક મહાન તપસ્વી તરીકે તેની ખ્યાતિ થઈ.

આપણે સંસારના જીવો આયુષ્ય વૃથા ગુમાવીએ છીએ. તે સમજાવવા માટે બાબાએ એક બીજું દૃષ્ટાંત આપ્યું હતું:

એક રાજા હતો. તેને શત્રુનો ભય એટલો બધો હતો કે તે રાતદહાડો અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઈ રહેતો હતો. એક દિવસ એ રાજા જ્યારે પોતાના અંતઃપુરમાં પલંગ પર સૂતો હતો, ત્યારે તેને એક સ્વપ્ન આવ્યું. તે ભયંકર સ્વપ્નમાં તેણે જોયું કે એક કોપિત વાઘણ

અને તેનાં પાંચ બચ્ચાં, તેના પર હુમલો કરવા દોડે છે. તે બીકનો માર્યો નાસવા લાગ્યો. વાઘણે પણ બચ્ચાં સાથે તેની પૂંઠ પકડી, અરણ્યમાં ભાગતાંભાગતાં તે રાજાએ વૃક્ષ દીઠું અને તે તેના પર ચઢી ગયો. તે વાઘણ પણ બચ્ચાં સાથે તે ઝાડ નીચે આવી ગર્જના કરવા લાગી. રાજા જે ડાળ પર હતો ત્યાંથી તેણે ઉપર નજર કરી, તો એક ભયંકર ઝેરી નાગ તેના પર તાકીને જોઈ રહ્યો છે. વૃક્ષના મૂળ આગળ બે ગંજાવર શરીરવાળા ઊંદર છે. એક કાળો ઊંદર છે અને એક ધોળો છે. આ બન્ને ઊંદરો વૃક્ષનું મૂળ કાપી રહ્યા છે. ડાળની નીચે જુએ છે તો ભયંકર ઊંડો કૂવો છે. આ સ્થિતિમાં તેણે ઊંચું જોયું તો ઉપરની એક શાખા પર મધપૂડો છે. એ મધપૂડામાંથી મધનાં ટીપાં પડે છે. રાજાએ માં પહોળું કરી એક મધનું બિંદુ ઝીલ્યું. જાણ્યું કે તે અતિ મિષ્ટ લાગે છે. ફરીથી તેણે મોં ઉઘાડી મધનું બીજું બિંદુ ગ્રહણ કર્યું. તે રાજા ભૂલી ગયો કે ઝાડની નીચે પેલી વાઘણ બચ્ચાં સાથે તેને ફાડી ખાવા તૈયાર છે. ઉપરથી તે ઝેરી સર્પ દંશ દેવાની તક જોઈ રહ્યો છે. પેલા મૂષકો નિરંતર વૃક્ષમૂળને કાપી રહ્યા છે; છતાં તે મધના બિંદુની લાલચમાં એવો લપટાઈ ગયો કે તેને આ સર્વનું ભાન રહ્યું નહિ. એમ સમય જતાં વૃક્ષનાં મૂળ કપાઈ જતાં તે ઝાડ તૂટી પડયું અને રાજા તે અંધારા કૂવામાં પડ્યો. પડતાંની વાર તેણે એક કારમી ચીસ પાડી. તે વખતે તેના સ્વપ્નનો ભંગ થયો.

આ દષ્ટાંત પરથી બાબાએ સમજાવ્યું, કે આપણે બાહ્ય શત્રુઓની સાથે સંગ્રામ કરવા હમેશાં તત્પર રહીએ છીએ; પરંતુ આપણા અંતરમાં જે પાંચ શત્રુઓ આપણા આયુષ્યને છિન્નવિચ્છિન્ન કરે છે તેની દરકાર સુદ્ધાં આપણે કરતા નથી. સંસારરૂપી વૃક્ષ પર ચઢી કોઈવાર એક મધના બિંદુ માટે અર્થાત્ કે સુખરૂપી મધુબિંદુ મેળવવામાં આપણે એટલા તલ્લીન બની જઈએ છીએ, કે માથા પર મૃત્યુરૂપી ભીષણ સર્પ ફુત્કાર કરી રહ્યો છે અને દિવસ

ને રાત્રીરૂપી બે ઉંદરો આયુષ્યને કોરી રહ્યા છે, મહાકાળરૂપી કૂપ નીચે જ છે અને તેમાં પડી જવાશે તેની ભીતિનું પણ ભાન રહેતું નથી. આ બધું એક મધુબિંદુની લોલુપતામાં મગ્ન રહેવાનું પરિણામ છે અને તે પરિણામ વિઘાતક છે, એ આપણે વિસરી જઈએ છીએ.

# તૃતીય તરંગ

જે પહાડ ઉપર બાબાનો આશ્રમ આવેલો છે, તે પહાડનું નામ તેમણે 'કૈલાસ' રાખ્યું છે. કૈલાસ એવું નામ શા માટે રાખ્યું તે સમજવું મુશ્કેલ નથી. પ્રત્યેક જીવ વાસ્તવિક રીતે તો શિવ જ છે. વસ્તુતઃ આત્મા પરમાત્માથી ભિન્ન નથી. માયાથી જે ભેદ દેખાય છે, તે દૂર કરો તો સચરાચર બ્રહ્મ સિવાય કંઈ જ નથી. સમસ્ત બ્રહ્માંડમાં સચરાચર તેનો વાસ છે. કોઈ પણ પદાર્થ—દેખાતી વસ્તુ પરમાત્માથી જુદી નથી. આ તત્ત્વ સમજાવવા માટે તેમણે એક વખત કહ્યું હતું, કે ગંગામાંથી આપણે જે જળ લઈ આવી માટલામાં કે કમંડલમાં રાખીએ, તે ગંગાજળ સિવાય બીજું કંઈ નથી. વહેતી ગંગા અને પાત્રમાં રાખેલા તેના જળમાં ભેદ નથી. પાત્રમાં પણ ગંગા જ છે. ફરક માત્ર એટલો છે કે પ્રવાહરૂપે વહેતી ગંગામાં રત્ન, જહાજ વગેરે છે; પરંતુ પાત્રમાં જે ગંગા રાખી છે, તેમાં એ કંઈ નથી. આધારરૂપી પાત્રને ભાગી નાખો એટલે કમંડળમાંનું જળ ગંગાના પ્રવાહમાં ભળી જશે. જે કંઈ અંતર છે તે પાત્રના કારણે છે. અહંતા—મારાપણારૂપી ઘટને ભાગી નાખો એટલે બધું એકાકાર થઈ જશે. એક દિવસ મારા પૂજ્યપાદ મહારાજ શ્રી બાલાનંદજીએ કહ્યું હતું: 'ભગવાનના કાર્યમાં આત્મોત્સર્ગ કરો. તન, મન, ધન સર્વ તેને અર્પણ કરો. ત્યારે જ અહંપણું નષ્ટ થશે.' શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવે પણ કહ્યું છે: 'આપણે મર્યા એટલે જંજાળ પણ મરી.'

ચાલો હવે કૈલાસની વાત કરીએ. કૈલાસ પહાડ અતિ ઉત્તમ સ્થાનમાં આવેલ છે. ચોમેર ફેલાયેલો ખુલ્લો પ્રદેશ છે. નિકટમાં વસ્તીનો અભાવ છે. પૂર્વ તરફ દૂર રેલવેની સડક છે. તેનાથી દૂર પૂર્વમાં તપોવન, ત્રિકૂટ વગેરે મોટા પહાડ માથાં કાઢી ઊભા છે. દક્ષિણમાં પણ દૂરદૂર કેટલાક પહાડ છે. તેમની પાછળ ઝાંખી દેખાતી પારસનાથની પર્વતશ્રેણી છે. પશ્ચિમ તરફ ખીચોખીચ વૃક્ષોથી ઢંકાયેલ દેવગિરિ ઊભો છે. ઉત્તર તરફ દૂર ઊંચા મુખવાળી, ચક્રબાલની પહાડશ્રેણી છે. આવા સુરમણીય દૃશ્ય મધ્યે કૈલાસ શિખરે શ્રીકૈલાસપતિ સ્વયં વિરાજે છે.

પહેલાં કૈલાસપતિના આશ્રમમાં રસોડું ન હતું. પહાડ પરની ખુલ્લી જગ્યામાં રસોઈ બનાવવામાં આવતી હતી. જે દિવસે વાયુનું પ્રચંડ જોર હોય, તે દિવસે રસોઈ બંધ રહેતી અને તે દિવસે બાબા આહાર પણ કરતા નહિ. તેઓ ઉપવાસી છે એ કોઈના જાણવામાં આવતું નહિ. તેમના હમેશના પ્રસન્ન વદન પર કોઈ પણ પ્રકારનો ફેરફાર કોઈના જોવામાં આવતો નહિ. કોઈ પણ કારણસર તેમના ચહેરા પર કોઈ પણ જાતનો ફેરફાર, વિકાર કે ક્રોધ કદી પણ મેં જોયો નથી. હમેશની પ્રસન્નવૃત્તિ અને સંતોષ સર્વ અવસ્થામાં તેમના વદન પર વિરાજી રહે છે. અનશની કે રોગી અવસ્થામાં તેઓ કદી કાયર થતા નથી. હરકોઈ સ્થિતિમાં તેઓ સંતોષથી રહે છે અને પ્રસન્નવદને કહે છે: 'પરમાત્માની ઇચ્છા વા લીલા!'

એ પરમાત્માની ઇચ્છાથી આજે હજારો ભક્તો બાબાની સેવા માટે ઘણા આતુર છે. કોઈએ તેમને યોગ્ય આશ્રમ બાંધી આપ્યો છે; કોઈએ આશ્રમને ઉપયોગી સામાન મોકલી તેને શણગાર્યો છે; કોઈએ કૂવો ખોદાવી આપી પાણીની સગવડ કરી દીધી છે; કોઈએ રસોડું બનાવી આપી અક્ષય પુણ્ય પ્રાપ્ત કર્યું છે. બાબા પોતે નિર્વિકાર છે. તેમને મન ઝૂંપડી અને મહેલ બંને સરખાં છે. કોઈ સેવા માટે કંઈ આપવા ઇચ્છે, તો બાબા તેને નિરાશ કરતા નથી.

જો તેમ કરે તો ભક્તના હૃદયને દુ:ખ થાય. તેઓ કોઈને પણ કષ્ટ આપવા ઇચ્છતા નથી. જે મહાપુરુષ પ્રત્યેક વ્યક્તિમાં પરમાત્માને જુએ છે, તેના હાથે કોઈના પણ પ્રાણને દુઃખ પહોંચે એવું કામ થાય ખરું? કદાપિ નહિ.

ખરું કહીએ તો તેઓ દરેક વ્યક્તિના દયાળુ પિતા છે. આ પહાડ પર પહેલાં બાબા એકલા રહેતા હતા. હવે બાબાના ભક્તજનો સેવા અને દર્શન અર્થે આવે છે. તેઓ થોડીઘણી સેવા કરી પોતાને ધન્ય લેખે છે. જ્યારે બાબા આ પહાડ પર એકલા રહેતા હતા અને આશ્રમ ન હતો, ત્યારે જગ્યાના અભાવને લીધે સંધ્યાકાળે પાસેના કોઈ ગામમાં જઈ તેઓ આશ્રય લેતા હતા. રાતે એક વાગે જ્યારે ડાક ગાડી જશિડિ વટાવી મહાગર્જના કરતી કલકત્તા તરફ છૂટતી, ત્યારે બાબા શય્યાત્યાગ કરી ઊઠતા અને ઠંડી કે વર્ષા, નિર્જનતા કે અંધકાર, વાઘની ગર્જના કે સર્પના ફુત્કારની પરવા કર્યા વગર પહાડની તળેટી પરના એક ઝરાના ઘણા ઠંડા પાણીમાં સ્નાનાદિ કરી, કૈલાસ પર આવી એક ખુલ્લા શિલાખંડ પર બેસી રાત્રિ ગાળતા હતા. બહુ દિવસ સુધીનો તેમનો આ અભ્યાસ હતો અને જ્યારે બાબાનો આશ્રમ તૈયાર થયો અને તે આશ્રમમાં ભક્તજનો અને સાધુઓ રહેવા લાગ્યા, ત્યારે પણ તે અભ્યાસ ચાલુ હતો; હવે તે નથી. બાબાનો દેહ હવે જીર્ણ થયો છે. સાધનનું પ્રયોજન હવે રહ્યું નથી. હાલમાં તેમનું મન સતત આત્મચિંતનમાં લાગેલું હોય છે. પરમાત્માના ધ્યાનમાં તલ્લીન હોય છે. તપસ્યાની હવે આવશ્યકતા રહી નથી. બાબાએ એક દિવસ મને સમજાવ્યું હતું, કે મનને કાબૂમાં લેવા માટે જોર ન કરવું, પણ પ્રેમથી તેને વશ કરવું. ખુલ્લા પ્રદેશમાં બકરું કે ઢોર નાસી જાય ત્યારે લાકડી લઈ તેની પાછળ પડવાથી તે પકડાતું નથી; પરંતુ ઘાસ, પાણી કે ખાવાનું બતાવવાથી તેને અતિ સહેલાઈથી પકડી શકાય છે. મનનું પણ તેમ જ સમજવું.

તેમણે એક વખત મને સમજાવ્યું હતું કે પરમાત્મા ઉજ્જ્વલ દીપકની માફક આપણામાં રહે છે. એક ઓરડામાં દીપક ઝળહળ પ્રકાશી રહ્યા છે. કેટલાક માણસો ત્યાં એકઠા થઈ આમોદપ્રમોદ કરી રહ્યા છે. થોડીવાર પછી તે માણસો ત્યાંથી ચાલ્યા જાય, તો પણ દીપક તો પૂર્ણ પ્રકાશ આપી રહેલ છે; તેને કંઈ વિકાર નથી. તે પ્રમાણે સુખદુઃખ વગેરેના અભિનયમાં પણ આત્મા નિર્વિકાર રહે છે–તેને તેમાંનું કંઈ સ્પર્શ કરતું નથી. ગગન સરખો આત્મા પણ ભાવાતીત છે. શ્રીકૃષ્ણે ગીતાના તેરમા અધ્યાયમાં આ વાત સમજાવી છે.

પંચેંદ્રિયો આપણા મનમાં વિષમય ફળ પેદા કરે છે, તે તેમણે એક સુંદર દૃષ્ટાંત આપી સમજાવ્યું હતું. પતંગ, હરણ હાથી, ભમરો અને માછલી પ્રત્યેક, એક ઇંદ્રિયને વશ થઈ પરિણામે મૃત્યુને આમંત્રે છે. ચક્ષુના લોભથી પતંગ પ્રાણ ગુમાવે છે. કર્ણેંદ્રિયથી હરણ પારધીની જાળમાં સપડાય છે. એ જ પ્રમાણે સ્પર્શેંદ્રિયથી હસ્તી, ઘ્રાણેંદ્રિયથી ભૃંગ, તથા રસના લોભથી મીન પ્રાણ ગુમાવે છે. કોઈ પ્રજ્વલિત અગ્નિમાં ઝંપલાવે છે; કોઈ બંસીધ્વનિના મોહથી પાશબદ્ધ થાય છે; કોઈ સ્ત્રીના અંગના સ્પર્શના લોભે જાળમાં ફસાય છે; કોઈ રસનાના લોભથી જાળમાં જકડાઈ પ્રાણ ગુમાવી બેસે છે. જીવને મૃત્યુપંથે ઘસડી જવા માટે એક જ ઇંદ્રિય બસ છે, તો પછી જેને પંચેદ્રિયો સતત ખેંચતાણ કરી રહી છે તેનું શું પરિણામ આવે? ભગવાને મનુષ્યને વિચારશક્તિ અને સંયમ આપ્યાં છે. જો આ શક્તિનો આપણે ઉપયોગ ન કરીએ તો આપણો નાશ ચોક્કસ છે.

ફરીથી બીજે દિવસે બપોરે હું બાબા પાસે ગઈ. એમ તો મારું જવુંઆવવું થતું હતું; પરંતુ બાબાએ કોઈ દહાડો 'હું કોણ છું" તે સુદ્ધાં પૂછ્યું નથી; હું જે કંઈ પૂછું તેનો ઉત્તર તે ખુશીથી

આપે. પરંતુ સામે તે કોઈ દહાડો પ્રશ્ન કરે નહિ. તે દિવસે બાબા આંગણામાં બેસી એક પુસ્તક વાંચતા હતા. ઘણું કરીને તે 'પંચદશી' હતું. અતિઆદરથી બાબાએ મને બેસવાનું કહ્યું. વાતો કરતાં મેં જોયું કે આકાશ કાળાં વાદળાંથી છવાઈ ગયું છે. થોડીવારમાં વરસાદ પડવો શરૂ થયો. પહાડ–પર્વત દેખાતા અદૃશ્ય થઈ ગયા. એકાએક અંધકાર થઈ આવ્યો અને આકાશ અને પૃથ્વીમાં તે છવાઈ ગયો. મને મનમાં ભીતિ પેદા થઈ. ઘેર જવા માટે મન વ્યાકુળ થયું. વરસાદ ઓછો થયો ત્યારે ઘેર પાછી જવા નીકળી; પણ એમ ને એમ નહિ, બાબાની એકની એક છત્રી અને એકનું એક ફાનસ હતું, તે લઇને. બાબાને એકલા અંધારામાં રાખી ફાનસ લેવા મેં ના પાડી; પરંતુ જ્યારે બાબાએ ફરીફરી મને કહ્યું કે અંધકારમાં રહેવાનો મને અભ્યાસ છે, ત્યારે હું તે લેવા સંમત થઈ. થોડે દૂર જતાં–ન જતાં મને મારા માણસોનો મેળાપ થયો. તેમની સાથે બાબાનો સામાન મેં તરત પાછો મોકલાવી દીધો.

બાબાએ કહ્યું હતું કે અંધકારમાં રહેવાનો મને અભ્યાસ છે. એ સાંભળી મને શ્રી ગૌરાંગદેવ*ની વાતનું સ્મરણ થયું. તેમણે કહ્યું છે:

'हृदाकाशे चिदानन्दो मुदा भाति निरन्तरम् ।
उदयास्तं न पश्यामि कथं सन्ध्या ह्युपास्यते ॥

જેના હૃદયાકાશમાં જ્યોતિ નિરંતર પ્રકટી રહેલી છે તેને બહારના પ્રકાશની શી જરૂર છે?'

બીજે દિવસે કૈલાસ જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. બાબાએ તે દિવસે મને એક વાત સંભળાવી. એક રાજા હતો અને તે ઘણો ધર્મપરાયણ અને નિરભિમાની હતો. તેને એક યજ્ઞ કરવાની ઇચ્છા થઈ. આ કાર્ય માટે તેણે ઘણા માણસોને આમંત્રણ મોકલ્યાં.

---

* શ્રી ચૈતન્ય બંગાળામાં વૈષ્ણવ સંપ્રદાયના પ્રધાન પ્રવર્તક;

અતિથિઓ જ્યારે સભામાં આવી બેઠા, ત્યારે તેમની પાસેથી સાંભળ્યું, કે તેની રાજધાનીની પાસે એક સાધુ રહે છે તેને નિમંત્રણ મળ્યું નથી. આ સાંભળતાંની વાર રાજાએ પોતાના મંત્રીને તે સાધુને તેડી લાવવા મોકલ્યો. મંત્રીએ હાથ જોડી સાધુને આમંત્રણ આપી આવવા માટે પ્રાર્થના કરી; પરંતુ સાધુ આવવા માટે રાજી થયા નહિ. મંત્રીએ બહુ આગ્રહ કર્યો, ત્યારે સાધુએ કહ્યું: 'જો રાજા તેના યજ્ઞનું ફળ મને આપવા સંમત થાય, તો હું આમંત્રણ કબૂલ કરું, નહિ તો નહિ.' આ વાત સાંભળી મંત્રી ત્યાંથી ચાલી નીકળ્યો અને તેણે રાજા પાસે જઈ બનેલી હકીકત કહી. રાજાએ કહ્યું: 'મંત્રીવર, તેમની વાત તમે શા માટે ન સ્વીકારી? મને તો યજ્ઞફળની આકાંક્ષા નથી.' એટલું કહી રાજા પોતે સાધુને તેડવા ગયો. સાધુ પાસે જઈ બે હાથ જોડી પ્રણામ કરી તે ઊભો. સાધુએ કહ્યું: 'જો તું તારું યજ્ઞફળ મને આપવાને રાજી હોય, તો તારું નિમંત્રણ સ્વીકારી હું આવવા તૈયાર છું, નહિ તો નહિ.' 'આપની કૃપા મેળવવા માટે હું પગે ચાલતો દીનભાવે આપની પાસે આવ્યો છું. અહીં આવતાં ડગલેડગલે મને શતયજ્ઞનું ફળ પ્રાપ્ત થયું છે, તે સર્વ આપ ગ્રહણ કરો અને તે ઉપરાંત મારા યજ્ઞનું ફળ પણ આપ કૃપાપૂર્વક ગ્રહણ કરો.' સાધુએ પ્રસન્નચિત્તે કહ્યું: 'તારે કંઈ પણ આપવાની જરૂર નથી. મેં તારું નિમંત્રણ ખુશીથી સ્વીકાર્યું છે.'

આ વાત પૂરી કરતાં બાબાએ કહ્યું:

'સંતમિલનકો જાઈયે, ત્યજી મમતા અભિમાન;
જ્યોં જ્યોં પગ આગે ધરે, ત્યોં ત્યોં યજ્ઞ સમાન.'

અર્થાત્ સંતપુરુષનાં દર્શને જવું હોય તો જતી વખતે મમત્વબુદ્ધિ અને અહંકારને છોડી જવું જોઇએ. જો તેમ કરીએ તો જ યજ્ઞફળની પ્રાપ્તિ થાય.

# ચતુર્થ તરંગ

એક દિવસ બાબા મને સમજાવતા હતા કે જેના હૃદયમાં સંતોષ છે તે ખરેખર સુખી છે. ભલેને તે દરિદ્ર કાં ન હોય; તો પણ તે રાજાનો રાજા છે. જેના હૃદયમાં વાસના વિરાજે છે તે ભલેને ધનવાન હોય; પરંતુ તે દુઃખી છે. કોઈએ વાસ્તવિક કહ્યું છે:

'ગજધન ગોધન વારિધન, ઔર રતનધન ખાન;
જબ આવત સંતોષધન, સબ ધન ધૂલ સમાન.'

ભર્તૃહરિએ પણ કહ્યું છે:

'स हि भवति दरिद्रो यस्य तृष्णा विशाला।
मनसि च परितुष्टे कोऽर्थवान्को दरिद्रः ॥'

ક્રોધ સંબંધી વાત નીકળતાં બાબાએ કહ્યું હતું, કે ક્રોધ ચાર પ્રકારનો છે. સાધુજનનો ક્રોધ પળનો જ હોય છે. મોંથી માત્ર ગર્જના કરે તે જ, બાકી અંતર તો મધુમય હોય છે. માણસના હિતાર્થે તેઓ ઘણીવાર મુખ પર ક્રોધ બતાવે છે; પણ તે ઉપર કહ્યું તેમ પળવાર જ ટકે છે. જેમ જળ ઉપર જોરથી આઘાત કરવામાં આવે તો જળ પર કંઈ ડાઘ કે ચિહ્ન પડતું નથી, તેના જેવો એ ક્રોધ છે, ખાલી બિવરાવવા પૂરતો જ તે હોય છે. બીજા પ્રકારના ક્રોધને વેળુ પરની રેખાની ઉપમા આપી શકાય. ત્રીજા પ્રકારનો ક્રોધ પથ્થર પરની રેખા જેવો હોય છે, જે મરણ પર્યંત જતો નથી અને ચોથા પ્રકારનો ક્રોધ લોહ પર કોતરેલી રેખા સમાન હોય છે, જે જન્માંતર પર્યંત સ્થાયી હોય છે. ક્રોધનો જે છેવટનો પ્રકાર કહ્યો તે ઘણો ભયંકર હોય છે. જન્માંતરે પણ પ્રતિહિંસા લઈ તે જન્મે છે. ક્રોધને સમાવવો એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. ક્ષમા અને ધૈર્ય દ્વારા ક્રોધ પર જય પ્રાપ્ત કરી શકાય

છે. શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે, કે કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકનાં દ્વાર છે*

વસ્તુના વિચાર દ્વારા કામનો નાશ થાય છે, ક્ષમા વડે ક્રોધનો નાશ થાય છે; સંતોષ વડે લોભનો નાશ થાય છે. આ ત્રણ રિપુનો સંહાર કરવા સતત પ્રયત્ન કરવો ઉચિત છે.

એક દિવસ એક શોકાતુર મનુષ્યની દુઃખજનક વાત સાંભળ્યા પછી બાબાએ એક ઉપાખ્યાન સંભળાવ્યું. 'સુખ અને દુઃખ સ્થાયી નથી. તે ચક્રની માફક ઉપરનીચે સતત ફર્યા કરે છે.' એ તેનો સાર હતો. બાબાએ જે વાત કહી હતી, તે આ પ્રમાણે હતીઃ

કોઈ એક મહાન નગરીમાં એક પ્રખ્યાત ઝવેરી રહેતો હતો. તેની રત્નપરીક્ષા એટલી તો તીવ્ર હતી કે ગમે તેવું રત્ન જો તેની પાસે લાવવામાં આવે, તો તે ઝટ તેનું યોગ્ય મૂલ્ય આંકતો. દિવસે-દિવસે તેની કીર્તિ વધવા લાગી. તેની સાથે તેને દ્રવ્યની પણ મોટા પ્રમાણમાં પ્રાપ્તિ થવા લાગી. એમ કરતાં તેણે ઘણું દ્રવ્ય મેળવ્યું. તેનો વિશાળ ઝરૂખો, મોટું ઉદ્યાન અને અઢળક ધન તેના વૈભવનો પરિચય આપતાં હતાં. ઘરમાં પતિપરાયણા સ્ત્રી, બહાર મિત્રો-બાંધવોનો સમુદાય, અને વફાદાર દાસદાસીઓ તેના સુખમાં વૃદ્ધિ કરતાં હતાં. એક દિવસ તે ઝવેરીએ પોતાની સ્ત્રીને કહ્યું: 'મારા જેવો ભાગ્યવાન પુરુષ આ સંસારમાં વિરલ જ હશે. હું જે કરું છું તેમાં સીધા પાસા પડે છે. કથીર હાથમાં લઉં છું તો કનક થઈ જાય છે. બગાસું ખાવા માટે મોં પહોળું કરું છું, તો સાકરનો ગાંગડો મોંમાં પડે છે.'

---

* त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः
कामक्रोधस्तथा लोभस्तस्मादेतत् त्रयं त्यजेत् ॥
ગીતા ૧૬, ૨૧

સાધ્વી સ્ત્રીએ આ સાંભળી કહ્યું: 'આ પરથી તો એમ લાગે છે કે આપણે ઉન્નતિની પરમ સીમાએ પહોંચ્યાં છીએ, કદાચ આપણા પતનનો સમય પણ આવી પહોંચે તો કંઈ કહેવાય નહિ !'

ચડતીપડતીના પરાપૂર્વથી ચાલ્યા આવતા નિયમને કોઈથી કદી ઓળંગી શકાય છે? સુખ પછી દુ:ખ, પ્રકાશ પછી અંધકાર, દિવસ પછી રાત્રિ—એ સૃષ્ટિનો સ્વતંત્ર નિયમ છે.

ગીતાના સોળમા અધ્યાયના એકવીસમા શ્લોકમાં કહ્યું છે, કે પોતાનો નાશ કરનાર નરકનાં દ્વાર ત્રણ છેઃ—કામ, ક્રોધ અને લોભ; તેટલા માટે આ ત્રણને મનુષ્યે ત્યજવા.

સાધ્વીનું વચન મિથ્યા થયું નહિ. આંધીની માફક વિપત્તિઓ ચોતરફથી ઘેરાવા માંડી. બંધુ–બાંધવ પોતાનાં માણસો દૂર સરવા લાગ્યાં. રાજદરબારમાં પ્રતિષ્ઠા હતી તે ગઈ, એટલું જ નહિ પણ રાજ્યનો કોપ તેના ઉપર ઊતર્યો અને તેના ધનભંડાર લુટાઈ ગયા. છેવટે ઘર પણ ત્યજવું પડ્યું અને જે કાંઈ બાકી રહ્યું હતું, તે પારકાના હાથમાં ગયું. આખરે દંપતી એવા વિચાર પર આવ્યાં કે ઓળખીતાપાળખીતા મનુષ્યો વચ્ચે નગરમાં રહેવું એ સંભવિત પણ નથી, તેમ જ ઉચિત પણ નથી. એવો વિચાર કરી એક અંધારી રાત્રિએ તેઓ નગર છોડી ચાલી નીકળ્યાં અને એક ગામડાના સીમાડે એક ઝાડ નીચે રહેવા લાગ્યાં. આમ કરવાથી તેમના દુ:ખનો અંત આવ્યો નહિ. થોડા સમય પછી કષ્ટ અને દુ:ખથી પીડા પામી તે ઝવેરી ખાટલાવશ થયો. આવી સ્થિતિ આવતાં તે સાધ્વી સ્ત્રી ભિક્ષા માગવા લાગી. તે ઘેરઘેર ફરી ભીખ માગી લાવતી અને પોતાના સ્વામીને જમાડી જે બાકી રહે તે પોતે જમતા. આ પ્રમાણે તેઓ દુ:ખમાં દિવસો ગાળવા લાગ્યાં; છતાં તેમનાં દુ:ખનો છેડો આવ્યો નહિ.

એક દિવસ તે ઝવેરીને શીરો ખાવાની ઇચ્છા થઈ. તેણે

પોતાની ઇચ્છા સ્ત્રીને જણાવી. સાધ્વી સ્ત્રી તે જ ક્ષણે ભીખ માગવા નીકળી પડી. ઘેરેઘેર ભિક્ષા માગતાં તેને ફક્ત ત્રણ પૈસા મળ્યા. એક પૈસાનો લોટ, એક પૈસાનો ગોળ અને એક પૈસાનું તેલ લઈ ઘેર આવતાં સંધ્યાકાળ થઈ ગઈ. પોતાના સ્થાન પર આવી તેણે શીરો તૈયાર કર્યો અને તે જુએ છે, તો પોતાનો સ્વામી જ્વરથી પીડાઈ તંદ્રામાં પડ્યો છે. તેણે પોતાના સ્વામીને ઉઠાડ્યો નહિ અને તે શીરાને એક માટીના વાસણમાં મૂકી તેના પર પાંદડું ઢાંક્યું. આખા દિવસની થાકેલી તો તે હતી, તેથી તે પણ ખાધા વિના સૂઈ ગઈ અને તેની આંખ મળી ગઈ. જ્યારે થોડી રાત્રિ બાકી રહી ત્યારે ઝવેરીનો તાવ ઊતરી ગયો અને ભૂખ લાગવાથી તેણે શીરો માગ્યો. સ્ત્રીએ કહ્યું: 'તે તો તમારી પાસે જ ઢાંકી રાખ્યો છે.'

વ્યાકુળ ચિત્તે તે શીરો ખાવા ગયો; પણ જુએ છે તો તે વાસણમાં શીરો નથી. કૂતરું આવીને શીરો ખાઈ ગયું હતું અને તે પાત્રમાં વિષ્ટાત્યાગ કરી ચાલ્યું ગયું હતું. ક્ષુધાતુર અને તૃષાતુર ઝવેરી પોતાના દુર્ભાગ્યને જોઈ રુદન કરવા લાગ્યો. સ્ત્રીનું અંતર પણ વેદનાથી ચિરાવા માંડ્યું; પરંતુ તે સાધ્વી આવેગથી બોલી ઊઠી: 'આપણા દુઃખની પણ પરમ સીમા આવી પહોંચી છે–હદ થઈ ગઈ છે; હવે અવશ્ય સુખના દિવસ આવશે.'

બીજે દિવસે ઝવેરીની તબિયતમાં ફેરફાર થયો. તેનો તાવબાવ જતો રહ્યો અને શરીર ઠીક જણાયું. આથી તે પોતાની ભાગ્યપરીક્ષા કરવા થોડે દૂર એક નગરમાં ગયો. ત્યાં બજારમાં જઈ જોયું તો કેટલાક માણસો એકઠા થઈ એક મહામૂલ્યવાન રત્નની કિંમત માટે વિવાદ કરી રહ્યા હતા. પોતે ઝવેરી તો હતો જ. રત્નની પરીક્ષા પણ સારી રીતે કરી જાણતો હતો, તેથી તેણે તરત જ તે રત્નની કિંમત આંકી આપી. પરસ્પર વિવાદ કરતા માણસો તેની શક્તિ જોઈ આશ્ચર્ય પામ્યા. એમાં એક શાણો માણસ હતો. તેણે તેની શક્તિ જોઈ પોતાની દુકાને ઝવેરાતની પારખ માટે નોકર

રાખ્યો. થોડા સમયમાં તેણે પોતાની બુદ્ધિ અને ચાતુરીથી શેઠનો વિશ્વાસ મેળવી લીધો અને શેઠ તેનાં બુદ્ધિ અને પ્રમાણિકપણાથી એટલો ખુશ થઈ ગયો કે તેણે પોતાની દુકાનમાં તેને ભાગ કરી આપ્યો અને તે શેઠને કોઈ સંતાન ન હોવાથી અને ઝવેરીએ તેની સેવા-ચાકરી કરવાથી મરતી વખતે તે દુકાન તેણે તેને સોંપી દીધી. દુકાન પોતાની માલિકીની થતાં તેણે પૂર્વવત્ વિપુલ સંપત્તિ પુનઃ પ્રાપ્ત કરી અને પોતે પહેલાંની અવસ્થાએ પહોંચ્યો.

સચરાચરમાં જોવામાં આવે છે, કે સંસારત્યાગી સાધુઓની વય વધારે હોવા છતાં તેમનો દેહ સુદૃઢ અને બલિષ્ઠ હોવાના પરિણામે જરારૂપ વ્યાધિ સકંજામાં પ્રવેશ કરી શકતો નથી. સંયમ અને પૂર્ણ બ્રહ્મચર્યના કારણે જ આમ બને છે. સાધુબાબાની ઉમ્મર મોટી છે, તેઓ ઉત્તરાવસ્થામાં છે; છતાં પણ યુવકોના કરતાં તેઓ સ્ફૂર્તિમાન અને કર્મકુશલ છે. તેમનો બાંધો બળવાન અને તેજસ્વી દેહ, ધીમી અને ઝડપી ચાલ જોતાં એમ જ લાગે છે, કે એ દેહમાં વ્યાધિએ કદી પ્રવેશ કર્યો નથી. કુતૂહલવશ થઈ એક દિવસ બાબાને મેં આ બાબતમાં પ્રશ્ન કર્યો હતો. બાબાએ પ્રત્યુત્તરમાં કહ્યું: 'માઇ! વ્યાધિ તો ન થાય એમ કેમ બને ? માત્ર તેથી અમે વિચલિત થતા નથી.'

'ત્યારે આપની સેવા કોણ કરે છે ? આપ તો એકલા રહો છો.'

'ઔષધ કે શુશ્રૂષાનું કંઈ કામ નથી. રોગ નાબૂદ થવાનો વખત જાય એટલે રોગમુક્ત થઈ જવાય.'

ક્યાં છે તે આપણામાં વિશ્વાસ ! આપણામાં એ વિશ્વાસ હોય તો જોઈએ શું ? આપણે આ સ્થૂલ જગત સિવાય બીજી કંઈ મહાન વસ્તુ જોઈ શકતા નથી. આપણો વિશ્વાસ વૈદ્ય અને ઔષધિ પર વિશેષ હોય છે.

હું બાબાને કેટલાંક વર્ષો થયાં જોઉં છું; કિંતુ કોઈ પણ અવસ્થામાં મેં તેમને કદી પણ વિચલિત થતા જોયા નથી.

# પંચમ તરંગ

ફરી એક દિવસ હું બાબા પાસે પહોંચી ગઈ. કપટી સંન્યાસી સંબંધી વાત ચાલી. બાબાએ કહ્યું: 'જો કોઈ ખોટો ડોળ કરી ભગવાનનું નામ લે, તો તેમાં કંઈ વિશેષ અપરાધ જેવું નથી; કિંતુ જો તે બહારથી કે અંતરમાં તેનું નામ ન લે, તો તે મહાઅપરાધી માણસ છે એમ સમજવું.' ઈશ્વરનું નામ લેતાં ઢોંગી માણસ સાધુ થઈ જાય છે. આ સમજાવવા માટે બાબાએ એક વાર્તા સંભળાવી:

કોઈ એક રાજા હતો. તે રાજાને સાધુદર્શનની ઇચ્છા થઈ; પરંતુ તે બિચારો ઘણો વૃદ્ધ હતો અને પર્વત પર કે જંગલમાં ફરીને સાધુની શોધ કરવા સમર્થ ન હતો. આથી તેણે પોતાના મંત્રીને બોલાવી કહ્યું: 'મારે એક ખરા સાધુનાં દર્શન કરવાં છે; માટે તમે તેની તપાસ કરાવો. આ કામ માટે હું તમને ૭ માસની મુદત આપું છું. જો તે દરમિયાન તમો મને સાધુનાં દર્શન કરાવશો, તો હું તમને ભારે ઇનામ આપીશ; પરંતુ જો તેમ નહિ થાય તો તમને સજા કરીશ.'

મંત્રી મહામૂંઝવણમાં પડ્યો, કે સાધુને કયાંથી પેદા કરવો? આસપાસ તપાસ કરાવી તો સાધુ મળે નહિ. બજારમાં દુકાને સાધુ કંઈ થોડા વેચાય છે? શું કરવું, તે માટે તે વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં તેને એક ઉપાય સૂઝયો. તેણે જોયું કે રાજાના ઘોડાવાળા છે, તેમાં એક આદમી ઘણો દેખાવડો છે, એટલું જ નહિ પણ બુદ્ધિમાં પણ તે તેજ છે. તેને સાધુ બનાવવા માટે પેલો મંત્રી નગર બહાર લઈ ગયો અને એક નાના જંગલમાં તેને માટે કુટિર બનાવી. મંત્રીએ તેને ત્યાં લઈ જઈ ખુલ્લાસાવાર વાત કરી: 'જો ભાઈ, તારે સાધુનો કપટી વેશ ધારણ કરી રાજાના મનનું આકર્ષણ કરવું પડશે. તે માટે હું તને મંત્ર બતાવું છું. આસન કેમ માંડીને

બેસવું તે શીખવું છું. સાધુના હાવભાવ કેવા પ્રકારના હોય છે, તે પણ બતાવી દઉં છું. આમ કર્યા પછી તારે મૌન ધારણ કરી બેસી રહેવું; કારણ કે જો તું તેમ નહિ કરે, તો તારી બુદ્ધિ બીજા પારખી જશે.'

તે સઈસ પહેલાં તો આ વાતમાં સંમત થયો નહિ; પરંતુ મંત્રીએ જ્યારે દ્રવ્યની લાલચ આપી, ત્યારે તે કામ કરવા રાજી થયો. મંત્રીએ તેને વચન આપ્યું કે રાજા તરફથી જે કંઈ ભેટ મળશે તેમાંથી અડધો ભાગ તને આપીશ. વળી રાજા જ્યારે તારાં દર્શન કરવા આવશે, ત્યારે તને પ્રણામ કરતી વખતે સારી રકમ ભેટ ધરશે. મંત્રીનાં આવાં વચનથી તે સઈસ તે કાર્ય કરવા રાજી થયો. તેને શું કરવું, ખરા સાધુનો ડોળ કેવી રીતે રાખવો તે માટે દરરોજ મંત્રી તેને શિક્ષણ આપવા લાગ્યો. એમ કરતાંકરતાં કેટલાક મહિના વીતી ગયા.

આમ કરતાં જ્યારે છઠ્ઠો માસ પૂરો થવા આવ્યો, ત્યારે રાજાને મંત્રીએ પૂછ્યું: 'કેમ કોઈ સાધુનો પત્તો મળ્યો ખરો?'

મંત્રીએ હાથ જોડી કહ્યું: 'હા મહારાજ, પત્તો મળ્યો છે. તે મહાન સાધુ છે. હિમાલયના બરફમય પ્રદેશમાં તેઓ તપશ્ચર્યા કરતા હતા. હમણાં તેઓ દેશમાં ભ્રમણ કરવા નીકળ્યા છે. મેં માણસો મોકલી આપણા નગર બહારના જંગલમાં તેમને રાખ્યા છે. તેઓ મૌનવ્રતધારી છે. મહારાજની જો ઇચ્છા હોય તો...'

'મારે આજ ને આજ તેમનાં દર્શન કરવા જવું છે. ખજાનચી-ને આજ્ઞા કરો કે ઉત્તમ રત્નાદિ સાથે લઈ લે.'

'મહારાજ, રત્નાદિનું શું પ્રયોજન છે?'

'મંત્રી, તમને ખબર નથી. શાસ્ત્રમાં કહ્યું છે, કે વૈદ્ય, જ્યોતિષી અને સાધુને ત્યાં ખાલી હાથે જવું નહિ.'

મંત્રીના મનમાં ઘણો આનંદ થયો અને તેણે રાજાને ત્યાં

લઈ જવાની સર્વ તૈયારી કરી અને યોગ્ય સમયે રાજાને લઈ તે સાધુની કુટિરમાં હાજર થયો. ઢાંગી સાધુ આંખો બંધ કરી જાણે મહાધ્યાનમાં ન હોય તેમ બેઠો હતો. રાજાએ સાધુને પ્રણામ કર્યાં અને તેમના ચરણ આગળ રત્નાદિ ભેટ ધર્યાં. સાધુએ તે પ્રતિ દ્રષ્ટિપાત પણ કર્યો નહિ અને તેઓ ધ્યાનમગ્ન બેસી રહ્યા. રાજાના મન પર ભારે અસર થઈ. સાધુના ધ્યાનમાં વિઘ્ન ન નાખવું એમ ધારી રાજા તે કુટિરમાંથી બહાર નીકળ્યો. અને તેણે પ્રસન્નચિત્તે મંત્રીને કહ્યું: 'મંત્રી ! આ તો કોઈ મહાન યોગી જણાય છે. એમની સેવામાં કોઈ પણ જાતની ખામી ન આવે તેની સંભાળ રાખજો.'

મંત્રીએ કહ્યું: 'તેઓ કોઈ પણ જાતનો આહાર કરતા નથી. રાતદિવસ તેઓ ધ્યાનમાં મગ્ન રહે છે.' આ સાંભળી રાજાને તેના પર બહુ ભક્તિભાવ પેદા થયો. સાધારણ માણસોની એવા પ્રકારની માન્યતા હોય છે, કે મહાન સાધુ ધૂણી રચાવી જંગલમાં કે એકાંતમાં વૃક્ષ નીચે બેસી રહે છે, વાયુભક્ષણ કરે છે, કિંવા ઝાડનાં પાંદડાં ખાઈ દિવસ કાઢે છે. કોઈ પોતાની મરજીથી તેમની પાસે જાય તો તેઓ ચપટી ભસ્મ આપી કહે છે: 'જા, તને એક છોકરો થશે. તારો રોગ આ ભસ્મથી મટી જશે. જા, તું જે કેસ લડી રહ્યો છે, તેમાં તારી ફતેહ થશે.' વગેરે.

રાજાને પણ તે સાધુ પ્રત્યે ભક્તિભાવ પેદા થયો અને તેણે મનમાં વિચાર કર્યો: 'હવે ફરી જઈશ, ત્યારે એક પુત્ર થાય એમ માગી લઈશ.'

રાજા અને મંત્રી બન્ને જણ મહેલમાં પાછા ફર્યા. મંત્રીનું મન તે સાધુ પાસે જવા માટે તલપાપડ થઈ રહ્યું હતું. તેના મનમાં એમ થતું હતું, કે રાજાએ તો તે કપટી સાધુના ચરણ સમીપે બહુ મૂલ્યવાન રત્નો ભેટ ધર્યાં છે. રખેને તે લઈને ચાલી ન જાય અને મારો ભાગ જતો રહે. મંત્રી રાજાને મહેલમાં પહોંચાડી પછી તરત જ ઘોડા પર બેસી તે સાધુની કુટિર ભણી ચાલી નીકળ્યો.

આ તરફ સઈસના મનમાં પણ મહાન ફેરફાર થઈ રહ્યો હતો. નામમહિમાના પ્રભાવથી કહો, કે પૂર્વજન્મનાં સુકૃત્યોના ફળનું પરિણામ કહો, વા રાજાની તેના પ્રત્યેની ભક્તિનું પરિણામ કહો, ગમે તેમ પણ તેના મનમાં ખરો વૈરાગ્ય જાગૃત થયો. તેણે વિચાર કર્યો કે રાજાના આટલા બધા નોકરોમાં મારી તે શી ગણતરી હતી? રાજાની પાસે જઈ સલામ કરવાની પણ મારી હિંમત કે યોગ્યતા ન હતી; છતાં આજે રાજાએ આવીને પોતાનું કોઈની આગળ ન નમે તે શિર મારા ચરણમાં ઝુકાવ્યું. કોને ચરણે આવી રાજાએ સાષ્ટાંગ પ્રણામ કર્યા? મારા આ વેષને. કોની આગળ રાજાએ મૂલ્યવાન ભેટ મૂકી? મારા આ વેષની આગળ. જો આ વેષનો આટલો પ્રતાપ છે, તો પછી શા માટે મારે એ વેષનો ત્યાગ કરવો? જો નકલી સાધુ થવામાં આટલું સન્માન મળે છે, તો પછી શા માટે મારે ખરા સાધુ થવાનો પ્રયત્ન ન કરવો?

એટલામાં નાસી તો નહિ ગયો હોય એમ મનમાં ફિકર કરતો મંત્રી ત્યાં આવી લાગ્યો. જોયું કે સઈસ તો નાસી ગયો નથી. વળી તેણે જોયું કે ધનરત્નને તેણે સ્પર્શ સુદ્ધાં કર્યો નથી. તે તો જેમનાં તેમ ત્યાં પડેલાં છે. આ ઉપરાંત તેણે વિશેષમાં જોયું કે સઈસ આંખો બંધ કરી પૂર્વવત્ ધ્યાનમાં બેસી રહ્યો છે. મંત્રીએ તેને હાક મારી. વેષધારી સાધુએ તેના તરફ જોયું. મંત્રીએ કહ્યું: 'તારા પર હું બહુ જ પ્રસન્ન થયો છું. લે, આમાંનો અડધો ભાગ તું ખુશીથી લે.'

સઈસે કહ્યું: 'મને ધનરત્નાદિની કંઈ જરૂર નથી. મંત્રીવર, આપ જ તે સર્વ લઈ જાઓ. હું અહીંથી હવે વિદાય થાઉં છું.' એટલું કહી તે ખરી સાધના કરવા ચાલી નીકળ્યો.

આ વાત સાંભળી મને મારા શ્રી ગુરુમહારાજના ઉપદેશનું સ્મરણ થયું. તેઓએ કહ્યું હતું કે નિવૃત્તિ ગ્રહણ કરવી એ સર્વ કરતાં ઉત્તમ છે; પરંતુ પૂર્ણ નિવૃત્તિમાર્ગે જવાથી અન્યનું કલ્યાણ કે અન્ય પર

ઉપકાર પણ થઈ શકતો નથી. વળી નિવૃત્તિ એકદમ આવતી નથી. કંઈ નહિ કરતાં મનમાં પ્રવૃત્તિ અને બહારથી નિવૃત્તિ દાખવવી. એક રીતે એ પણ ઠીક છે; કારણ કે નિવૃત્તિના બાહ્ય દેખાવથી અંતરમાં નિવૃત્તિ કોઈ વખત જાગૃત કરી શકાય છે; કિંતુ જે મનુષ્યના મનમાં અને બહાર પ્રવૃત્તિનો પ્રવાહ ચાલુ છે, તેને નિવૃત્તિમાર્ગે વાળવો સહેલું નથી.

આ સંસાર કેવી રીતે માયાજાળ ફેલાવી આપણને ભુલામણીમાં નાખે છે, તે સમજાવવા માટે બાબાએ એક બીજી વાત પણ કહી હતી:

એક વખત એક રાજાએ એક વિશાળ ઉદ્યાન—અતિમોટો બાગ બનાવવાનો હુકમ કર્યો. તે બાગમાં વિવિધ સ્થળે જાતજાતના આમોદપ્રમોદ અને નાચતમાસાની વ્યવસ્થા કરી. તે બાગના મધ્ય સ્થલમાં, ઝાડીમાં અતિશય મૂલ્યવાન દ્રવ્યનો ઢગ રચવામાં આવ્યો. એક દિવસ એ બાગના દરવાજા ખુલ્લા મૂકવામાં આવ્યા. રાજાએ પોતાના દૂત મારફત દાંડી પિટાવી કે જણાવવામાં આવેલા સમય સુધી આ બાગના દરવાજા ખુલ્લા રાખવામાં આવશે. કોઈ પણ માણસ આ બાગમાં પ્રવેશ કરી શકશે. એટલું જ નહિ, પણ તેની ઇચ્છામાં આવે તે પદાર્થ ઘણી ખુશીથી આ બાગમાંથી લઈ શકશે. આ ઉપરાંત એમ પણ જાહેર કરવામાં આવ્યું હતું કે અમુક નક્કી કરેલા સમયે જો કોઈની ઇચ્છા હશે, તો રાજાની મુલાકાત પણ તે સમયે થઈ શકશે અને તે જો કંઈ માગશે તો તે વસ્તુ ઇનામ તરીકે આપવામાં આવશે, એટલું જ નહિ, પણ આ બાગ પણ તેને આપી દેવામાં આવશે.

પ્રવેશદ્વાર આગળ મોટો માનવસમુદાય એકઠો થયો. તે સર્વની એવી ઇચ્છા હતી કે રાજાનાં દર્શન કરવાં અને આ બાગ તેમની પાસે માગી લેવો; પરંતુ બાગમાં પ્રવેશ કર્યો પછી રાજાનાં દર્શનની તેમની અભિલાષા અંતરમાંથી ઊડી ગઈ. કોઈ તમાસો થતો હતો તે જોવા ઊભું રહ્યું, તો કોઈ નાચની મનોરમતામાં મુગ્ધ બની ગયું.

ઠેકઠેકાણે આમોદપ્રમોદની વ્યવસ્થા તો પ્રથમથી જ રાખવામાં આવી હતી. જે કોઈ આમોદપ્રમોદના લોભમાં ન ફસાતાં આગળ વધી મધ્ય ભાગમાં પહોંચી શકયા, તેઓ ત્યાંની ઝાડીમાંથી મૂલ્યવાન પદાર્થ એકઠા કરવામાં મશગૂલ થઈ ગયા. આમ બાગમાં આવનારમાંના લગભગ સર્વ જણ મજા લૂંટવામાં મસ્ત બની ગયા. રાજાનાં દર્શન કરવાનો સમય રહ્યો નહિ; એટલું જ નહિ, પણ તેનું સ્મરણ સુદ્ધાં તેમને થયું નહિ, કે કલ્પદ્રુમરૂપી રાજા પાસે જ છે, બહુ દૂર નથી; છતાં દર્શનનો લાભ મેળવી શકયા નહિ. એમ કરતાં નક્કી થયેલો સમય થઈ ગયો અને તમાસા જોવામાં, ધનરત્ન મેળવવામાં, તેમનો બધો જ સમય વહી ગયો. આવનારમાં બેએક જણ અતિ ચતુર હતા. તેઓએ એ નાચરંગ તરફ નજર ન કરી, આડુંઅવળું ન જોતાં સીધા રાજા પાસે તેઓ પહોંચી ગયા. રાજાનાં દર્શનનો લાભ લઈ મનગમતું ફળ મેળવ્યું.

સાર એ છે કે રાજા છે તે સ્વયં ભગવાન અને બાગ તે સંસાર. સંસારની માયા અને પ્રલોભનો એવાં છે કે તેમને છોડીને ઈશ્વરની પાસે જવા પૂર્વે જ આયુષ્ય પૂરું થઈ જાય છે. જેઓ બુદ્ધિમાન છે તેઓ કોઈ પણ જાતના લોભમાં ન ફસાતાં, ધનરત્નો એકઠાં કરવામાં સમય નષ્ટ ન કરતાં, માયા ત્યાગી, ભગવાનની પાસે પહોંચી જાય છે. જેઓ આ પ્રમાણે કરી શકે તે જ ખરા બુદ્ધિશાળી છે, તે જ ખરા શક્તિશાળી છે, બીજા નહિ.

## ષષ્ઠ તરંગ

સાધુ બાબાનો સારગર્ભ ઉપદેશ સાંભળવા અમે લગભગ રોજ કૈલાસ જતાં હતાં. સમય અમૂલ્ય છે, ઘણો જ મૂલ્યવાન છે; તેને કદાપિ નકામો ન જવા દેવો જોઈએ. આ સમજાવવા બાબાએ એક વાત કહી હતી: કોઈ એક દેશમાં એક મહાન રાજા હતો.

તેણે એક સમયે એવો ઢંઢેરો પિટાવ્યો કે જો કોઈ માણસ તેની પાસે આવી રાજ્ય માગશે, તો તે માણસને તે સાત દિવસ સુધી રાજ્ય કરવા દેશે; પરંતુ સાતમા દિવસ પછી તેને નદી પાર હિંસક પશુઓથી ભરપૂર એવા એક ગાઢા જંગલમાં મૂકી આવવામાં આવશે, જંગલમાં હાંકી કાઢવામાં આવશે. એ વાતથી ઘણા ભય પામ્યા અને રાજાની પાસે જઈ રાજ્ય માગવાની તેઓ હિંમત કરી શક્યા નહિ. પણ કેટલાક એવા પણ હતા કે રાજા બનવાના લોભને તેઓ અટકાવી શક્યા નહિ. રાજા બનવાની તીવ્ર વાસનાથી તેઓ એક પછી એક રાજા પાસે આવવા લાગ્યા અને રાજ્યની માગણી કરવા લાગ્યા. જેણે પહેલી માગણી કરી હતી, તેણે સાત દિવસ આનંદપ્રમોદ કર્યો અને ત્યારપછી તેને તે ઘોર અરણ્યમાં મૂકી આવવામાં આવ્યો. જ્યાંથી તે ફરી પાછો ફર્યો નહિ. બાદ એક બીજો પુરુષ આવ્યો. તેણે પણ રાજા થવા માટે ઇચ્છા દર્શાવી. રાજા દૂર સરી ગયો. મંત્રીઓ તે નવા રાજાની આજ્ઞાનું પાલન કરવા હાથ જોડી ઊભા રહ્યા. આ નવા રાજાએ પણ આગળપાછળનો વિચાર કર્યો નહિ અને ભોગવિલાસમાં તે મગ્ન રહ્યો. પોતાની ઇચ્છા પૂરી થયા બાદ સાતમો દિવસ પૂરો થયો, એટલે તેણે પણ પેલા માણસની માફક જંગલમાં હાંકી કાઢવામાં આવ્યો. તેને ફરીથી કોઈએ જીવતો દેખ્યો નહિ. આમ એક પછી એક કેટલાક માણસો આવ્યા. તેઓ રાજા થયા અને તેમની પણ દુર્દશા પહેલાંની જેવી થઈ. દેશમાં ભય વ્યાપ્યો. કોઈ રાજા થવાની હિંમત કરે નહિ. બધા એમ જ કહે કે બળ્યું એ રાજ્યસુખ. આમ થોડા દિવસ પસાર થયા પછી એક આદમી રાજદ્વાર આગળ આવ્યો અને તેણે રાજ્ય માટે માગણી કરી. આવનાર માણસ બહુ ચતુર હતો. રાજાએ તેની માગણી સાંભળી તરત જ તે સિંહાસન છોડી ઊભો રહ્યો. તે માણસે રાજ્ય પ્રાપ્ત થતાંની વાર નકામો વખત ન કાઢતાં તરત જ મંત્રી વગેરે કાર્યકર્તાઓને બોલાવ્યા અને આજ્ઞા કરી કે એક લાખ માણસોને કામે લગાડી બે દિવસની અંદર નદી

પર પૂલ બંધાવો. પૂલ તૈયાર થયો કે તે ચતુર મનુષ્યે—નવા રાજાએ બીજો આદેશ કર્યો કે બે લાખ માણસોને કામે લગાડી નદીની પેલી પાર જંગલ છે તે કાપી કાઢી સાફ જમીન કરી તે જમીન પર એક વિશાળ મહેલ તૈયાર કરો. આ કાર્ય માટે તેણે ચાર દિવસની અવધિ આપી. સાતમા દિવસના પ્રભાતે તેણે આદેશ કર્યો હતો કે રાજકોષાગારમાંથી સમસ્ત ધન, રત્નાદિ લઈ નદીપાર નવા પ્રાસાદમાં મૂકી આવી તેની રક્ષા કરો.

નવા રાજાની આજ્ઞા પાળવામાં આવી. સાતમા દિવસની રાત્રી પૂરી થઈ, સવાર થાય ત્યાર પહેલાં તે પોતાની ઇચ્છાથી રાજધાનીનો ત્યાગ કરી નદીપાર બંધાવેલા નવા મહેલમાં જઈ રહ્યો. તેને જંગલમાં હદપારની સજા ભોગવવી પડી નહિ. તેણે નક્કી કરેલા સમયનો ઉપર પ્રમાણે ઉપયોગ કરી મનગમતું સ્થાન પ્રાપ્ત કર્યું.

બાબાએ આ વાત પરથી સાર સમજાવ્યો કે એ રાજા તે સ્વયં શ્રી ભગવાન પોતે જ. પ્રત્યેક મનુષ્યને તેણે અમુક સમય માટે આ સંસારમાં મોકલ્યો છે. તેણે આપણને વિચારશક્તિ અને વિવેક-બુદ્ધિ આપવામાં કંજૂસાઈ કરી નથી. આપણે જો તેના દાનની દરકાર ન કરી, નિર્દિષ્ટ સમયને આળસમાં કે નકામી ધાંધલ કરવામાં નષ્ટ કરીએ, તો આપણને કવેળાએ આ સંસારમાંથી ચાલ્યા જવું પડશે; માટે વિચારપૂર્વક પ્રવૃત્તિનો વિરોધ કરી, સદ્વ્યય કરવો એ જ આપણું કર્તવ્ય છે. એ કર્તવ્યપાલન કરીએ, તો જ ભવિષ્યમાં મનમાંગ્યું ફળ મેળવી શકીએ.

એક દિવસ બાબા મને સમજાવતા હતા કે ભગવાનનું લક્ષ્ય આપણા અંતરની વ્યાકુળતા પર છે; અર્થાત્ કે શ્રી ભગવાન અંતરની વ્યાકુળતાને જુએ છે. બાહ્યાડંબર કે રાજસિક ભાવ તરફ ઈશ્વર મુદ્દલ જોતો નથી. જેના હૃદયમાં સાચો પ્રેમ છે અને વ્યાકુળતા છે, તેને મેળવવા માટે તીવ્ર વ્યગ્રતા, વા ઉત્કટ ઇચ્છા છે, તે તેને મેળવી શકે છે—મણિમુક્તા આપવાથી તે મળી શકતો નથી. આ

સમજાવવા માટે બાબાએ એક દિવસ એક વાત કહી હતી:

એક ભીલ જાતિનો રાજા હતો. ધર્માધર્મનું ભાન તેને હતું નહિ. તે ભીલ રાજાએ એક દહાડો વિચાર કર્યો કે હું પણ રાજા છું અને ઈશ્વર પણ રાજા છે. તે બહુ મોટા દેશનો–વિશાળ પ્રદેશનો રાજા છે ને હું નાના મુલકનો રાજા છું. જો એ પણ રાજા છે અને હું પણ રાજા છું, તો રાજા રાજા વચ્ચે બંધુત્વ સ્થાપન કરવું ઉચિત છે. એ તો ખરી વાત, પણ એનાં દર્શન થાય ક્યાં?

ભીલને ઈશ્વરના ઘરનું ઠેકાણું માલૂમ ન હતું; પરંતુ તેની સાથે મિત્રતા બાંધવા તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. તેના નિવાસનું ઠેકાણું કોઈ પાસેથી મેળવવાના ઉદ્દેશથી તે ઘોડા પર બેસી આમતેમ પરિભ્રમણ કરવા લાગ્યો. ફરતાંફરતાં જોયું કે ગંગાતીરે એક શિવાલયમાં ઘણા માણસો એકઠા થયા છે. તેના મનમાં કુતૂહલ પેદા થયું કે આ લોકો એકઠા થઈ અહીં શું કરે છે? તે મૂગોમૂગો તેમની ક્રિયા જોવા લાગ્યો. જોયું કે કેટલાક માણસો શિવલિંગ પર ગંગાજળ ચઢાવે છે. કોઈ ફૂલ ચઢાવે છે, કોઈ બીલીપત્ર ચઢાવે છે. કોઈ કર જોડી ભક્તિપૂર્વક પ્રણામ કરે છે. ભીલ એટલે નીચ જાતિનો મનુષ્ય. મંદિરમાં પ્રવેશ કરવાનો તેને અધિકાર નહિ. પૂછતાંપૂછતાં તેને ખબર પડી કે આ શિવલિંગ તે જ જગતનો કર્તા ઈશ્વર. આ પ્રમાણે જગતના રાજાનો પત્તો મેળવતાં તેને અતિશય આનંદ થયો. અને તે પોતાના ઘર ભણી પાછો ફર્યો. સંધ્યાકાળે એક સસલાનો શિકાર કરી તેને લઈ તે મહાદેવના મંદિર તરફ દોડતો ગયો. તે સમયે ગંભીર રાત્રી હતી. મંદિરમાં કોઈ માણસનું નામ મળે નહિ. ભીલની પાસે જળપાત્ર હતું નહિ. માટે તેણે જાન્હવીના પ્રવાહમાંથી જળનો ઘૂંટડો મોંમાં ભરી લીધો. તે મંદિર પાસે આવ્યો. તેણે જોયું તો મંદિરનાં દ્વાર બંધ છે. પદાઘાતથી મંદિરનાં દ્વાર તોડી નાખ્યાં. નિર્જન અને અંધારા મંદિરમાં પગમાં જોડા, અને હાથમાં લોહિયાળ સસલા સહિત તેણે પ્રવેશ કર્યો.

મુખમાંનું જળ શિવલિંગ પર ચઢાવ્યું. લોહિયાળ સસલાનું માંસ મહાદેવના શિર પર રાખ્યું. પછી તે બે હાથ જોડી બોલ્યો: ' હે બંધુ! તમારે માટે ભેટ લાવ્યો છું, તે ગ્રહણ કરો અને મારી સાથે કંઈ વાત કરો.' શિવલિંગે જવાબ આપ્યો નહિ, આથી ભીલનું મન ખિન્ન થયું. તે બે હાથ જોડી કાયરતાથી દીનભાવે વિનંતી કરવા લાગ્યો; પરંતુ ઈશ્વરે કંઈ જવાબ આપ્યો નહિ. આખરે સવાર થવા આવ્યું એટલે ભીલરાજા નિરાશહૃદયે પોતાના ઘર ભણી પાછો ફર્યો. બીજે દિવસે ગંભીર રાત્રીએ પહેલાંની માફક મુખમાં ગંગાજળ અને હાથમાં લોહીથી ખરડાયલું સસલું લઈ મંદિરમાં ગયો. તે જળ અને માંસ મહાદેવની પિંડી પર રાખ્યું. બે હાથ જોડી કાતરભાવે કહેવા લાગ્યો: ' કંઈક તો બોલો. જરા તો વાત કરો. મારે બીજું કંઈ જોઈતું નથી. એકવાર ભાઈ કહી બોલાવો.' આ પ્રમાણે સાધ્ય સાધના માટે આખી રાત ગુજારી; પરંતુ બંધુ પાસેથી ઉત્તર મળ્યો નહિ. આખરે ભગ્નહૃદયે ઘેર પાછો ફર્યો. તે નિરાશ થયો ખરો; પરંતુ સંકલ્પથી ડગ્યો નહિ. બીજે દિવસે પહેલાંની માફક શિવમંદિરમાં તે ગયો અને પ્રથમની માફક ભેટ ધરી અને આર્તસ્વરે મહાદેવને આવાહન કરવા લાગ્યો. પાષાણના શિવ તો નીરવ: જવાબ આપે શાના? ઘણા કાલાવાલા કર્યા. આમ કરતાં તૃતીય પ્રહર વ્યતીત થવા આવ્યો. ભીલરાજનું હૃદય અધીર થઈ ગયું. ' હે બંધુ, હજી પણ તમે વાત કરતા નથી? મને લાગે છે કે મારી ભેટથી તમે સંતુષ્ટ થયા નથી. કહો તમને શું જોઈએ છે? શું આપું? જે માગો તે આપવા તૈયાર છું. મારી પાસે જે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ધન છે તે આપું તો તમે પ્રસન્ન થશો ને? તો લો, લો, આ મારી આંખ.' એટલું કહી પીઠપરના ભાથામાંથી તેણે તીર કાઢ્યું, તેના ફળ વતી જમણી આંખ કાઢી તે રક્તમય ચક્ષુ શિવલિંગ પર મૂક્યું અને બોલ્યો : ' હે ઈશ્વર ! જગતના રાજા, આ વખત તો કંઈ બોલો. મારું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ધન તમને આપ્યું. હવે તો કંઈ બોલો. આટલું આપવા

છતાં કેમ બોલતા નથી? મને લાગે છે કે તમને બીજી આંખ પણ જોઇએ છે. વારુ, તો તે પણ આપું છું. તમને જે ઇચ્છા હોય તે લો.'

ભીલરાજ બીજી આંખ કાઢી આપવા પ્રવૃત્ત થયો. આ સમયે પાષાણની પિંડી ફાટી અને મહાદેવની મૂર્તિ પ્રકટ થઈ. તેણે ભીલના હાથ પકડી લીધા અને કહ્યું: 'આ આવ્યો બંધુ. હું આવ્યો છું.' પુલકિત ચિત્તે ભીલરાજે કહ્યું: 'બંધુ! આટલી બધી વાર! અત્યાર સુધી કેમ ન આવ્યા?' શ્રી શંકરે ઉત્તર આપ્યો: 'હું ઘણો દૂર હતો. બંધુ, તારો અવાજ મારે કાને પડ્યો ન હતો. બોલ બંધુ, તારી શી ઇચ્છા છે? તારે માટે હું શું કરું?' ભીલરાજે કહ્યું: 'મારે કંઈ ઇચ્છા નથી. તમે મને બંધુ કહી બોલાવ્યો એ બસ છે. જો તમારે કંઈ આપવાની ઇચ્છા હોય, તો એટલું કરજો કે જ્યારે હું બંધુ કહી હાક મારું, ત્યારે તમે બંધુભાવે મારી પાસે દોડી આવજો.' ભગવાન શંકરે હસતાંહસતાં તે પ્રમાણે વચન આપ્યું અને તેને આલિંગન આપી તેનાં ગયેલાં ચક્ષુ ફરીથી આપ્યાં.

## સપ્તમ તરંગ

એક દિવસ બાબા એક મહિલાને સમજાવતા હતા કે શ્રી ભગવાન દયા કરી આપણને જે આપે છે, તેનો આપણે જો ખોટો વ્યય કરીએ કે એને બૂરે માર્ગે વાપરીએ, તો તેઓ તે પાછું લઈ લે છે. આ સમજાવવા તેમણે દૃષ્ટાંત આપ્યું: કોઈ એક રાજા હતો. તે એક માણસ પર બહુ પ્રસન્ન થયો અને તેણે તેને ચંદનનો બાગ આપ્યો; પરંતુ તે માણસ તેનો સદ્વ્યય કરવાને બદલે તે બાગમાંનાં ચંદનનાં વૃક્ષ કાપીકાપીને તેને બાળવાના લાકડાંના કામમાં લેવા લાગ્યો. રાજાએ આથી ચિડાઈ તે બાગ પાછો લઈ લીધો. બાબાના કહેવાનો મર્મ એ હતો કે શ્રી ભગવાને સ્વાસ્થ્ય, બુદ્ધિ, વિચારશક્તિ

વગેરે જે કંઈ આપણને આપ્યું છે, તેનો જો આપણે સદ્‌વ્યવહાર ન કરીએ અને દુરુપયોગ કરીએ તો તેઓ આ સર્વ પાછું લઈ લે છે.

ઘણીવાર જોયું છે કે ભયંકર ઠંડીના દિવસોમાં બાબા ખુલ્લી જગ્યામાં પાતળું સુતરાઉ પહેરણ પહેરી બેસે છે. અતિશય ગરમીના દિવસોમાં જોઉં છું, તો પ્રખર સૂર્યતાપ માથા પર પડે છે અને તેઓ બેઠા છે. એક દિવસ કુતૂહલવશ થઈ મેં બાબાને પૂછયું: 'બાબા, આપને શું ગ્રીષ્મ અને શીત સમાન લાગે છે?' બાબાએ હસીને ઉત્તર આપ્યો: 'સાધુઓને સર્વ પ્રકારનો અભ્યાસ હોય છે, માઈ!'

બાબાને નાના પ્રકારના પ્રશ્નો પૂછી અમે ઘણીવાર તેમને સંતાપતા હતા. એક દિવસ તેમના બાલ્યકાળનો ઇતિહાસ જાણવા માટે વ્યગ્ર થઈ તેમને કેટલાક પ્રશ્નો પૂછયા; પરંતુ પોતાને માટે તેઓ કંઈ પણ કહેવા ઇચ્છા રાખતા નથી; માત્ર એટલું જ જણાવ્યું કે બાર વર્ષની ઉંમરે તેઓએ સંસારનો ત્યાગ કર્યો હતો અને પછી અમૃતસરની પાસે કોઈ એક મહાત્મા પાસે તેમણે દીક્ષા ગ્રહણ કરી હતી. ત્યારપછી તેમણે માત્ર કૌપીન ધારણ કરી શીત, ગ્રીષ્મ, અને વર્ષાની પરવા ન કરતાં જુદાજુદા દેશમાં ભ્રમણ કર્યું. શિયાળાની રાત્રી કે ગ્રીષ્મનો મધ્યાહ્ન કોઈ લોકાલય કે દેવાલયમાં ગાળવાનો નિયમ ન હતો; એવીએવી અનેક કઠોરતા સહન કરી સાધનપથે અગ્રસર થવું પડયું છે. આ માત્ર તેમણે ઇશારાથી સમજાવ્યું.

અતિશય હઠ અને આગ્રહ કર્યો, તોપણ તેઓ ચૂપ રહ્યા. બીજા સાધુની વાત કહી તે વાતને ઉડાવી અને પોતાના સંબંધી કંઈ વાત કરી નહીં. આ પ્રમાણે અનેક વર્ષની સાધના પછી તેઓ સહનશીલ અવધૂત અવસ્થાને પ્રાપ્ત થયા.×

× 'અવધૂત' પરત્વે મહારાજશ્રીને પૂછતાં તેઓએ જણાવ્યું હતું કે જેઓ તિતિક્ષાવ્રતનું પાલન કરે છે, તે વ્રતનું અમુક સમય સુધી પાલન કર્યા પછી તેમને 'અવધૂત' તરીકે સંબોધવામાં આવે છે. સાધુશ્રેષ્ઠ

એક દિવસ બાબાને પ્રશ્ન કર્યો: 'બાબા! આપ તો ઘણાં પહાડ અને જંગલોમાં ફર્યા છો. ત્યાં કોઈવાર આપને વાઘ કે સિંહનો મેળાપ થયેલો ખરો કે?' બાબાએ પ્રત્યુત્તર આપ્યો: 'બેએક વખત ખુલ્લા સ્થાનમાં અને એક વખત એક પહાડની ઉપર એક ઘરમાં વાઘનાં દર્શન થયાં હતાં. જે ઘરમાં અમે રહેતા હતા, તે ઘરની બારીમાં લોઢાના સળિયા હતા. એક દિવસ વહેલા સવારમાં જોયું, તો બારીની બીજી તરફ બેસી એક વાઘ મને તાકી રહ્યો છે.

---

શ્રી નિશ્ચલદાસજી પોતાના 'વિચારસાગર' નામના ગ્રંથમાં તિતિક્ષાનું લક્ષણ નીચે પ્રમાણે દર્શાવે છે:

'આતપ, શીત, ક્ષુધા, તૃષા, એનો સહન સ્વભાવ;
કહે **તિતિક્ષા** તેહને, કોવિદ મુનિવર રાવ.'

અર્થાત્ સામે થયા વગર અને કોઈ પ્રકારનાં રોદણાં રોયા વગર સુખદુઃખો સહન કરવાં તેનું નામ **તિતિક્ષા.**

અવધૂતોપનિષદમાં 'અવધૂત' શબ્દનો અર્થ ભગવાન શ્રી દત્તાત્રેયે સાંકૃતિ નામના ઋષિને નીચે મુજબ દર્શાવ્યો છે:

अक्षरत्वाद्वरेण्यत्वात् धूतसंसारबंधनात् ।
तत्त्वमस्यादिलक्षक्ष्यत्वादवधूत इतीर्ष्यते ॥

અર્થાત્ જેણે નિત્ય બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત કર્યું છે, તેથી ('અ'કારનો અર્થ) અક્ષરાત્મ બ્રહ્મસ્વરૂપ છે; જે, તેની શ્રેષ્ઠતાએ ('વ'કારનો અર્થ) સંસારનાં બંધન સર્વસ્વને ત્યાગ્યાં છે, ધૂતકાર્યાં છે, ('ધૂ' અક્ષરનો અર્થ) અને 'तत्त्वमसि' એ મહાવાક્ય લક્ષ્ય આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર મેળવ્યો છે—તત્સ્વરૂપતા પ્રાપ્ત કરી છે તેને અવધૂત કહે છે; અર્થાત્ કે જે બ્રહ્મચર્યાદિ આશ્રમ અને બ્રાહ્મણાદિ વર્ણના ધર્મનો પરિત્યાગ કરી આત્મસ્વરૂપમાં સદા અવસ્થિત રહે છે તેને 'અવધૂત' કહે છે. 'અવધૂત' 'અ'થી અક્ષરત્વાત્, 'વ'થી વરેણ્યત્વાત્, 'ધૂ'થી ધૂતસંસારબંધનાત્, 'ત'થી તત્ત્વમસ્યાદિ લક્ષ્યત્વાત્ એમ એ ચાર અક્ષરોથી બનેલા 'અવધૂત'નો અર્થ ઉપર પ્રમાણે છે.

એ સ્થળ તો નિર્જન હતું. મેં વાઘને કહ્યું: 'તારામાં ને મારામાં કંઈ જુદાઈ નથી. જો કંઈ છે તો તે રૂપ કે આકૃતિનું છે. બાકી જે તું છે તે જ હું છું.' વાઘ શું સમજ્યો તે ખબર નથી; પરંતુ ક્ષણ પછી તે ત્યાંથી ચાલ્યો ગયો. ત્યારપછી બે માસ સુધી એ મકાનમાં મેં વાસ કર્યો; પણ વાઘ ફરીથી દેખાયો નહિ–તેનાં ફરીથી દર્શન થયાં નહિ.

ખુલ્લા સ્થાનમાં વાઘ કેવી રીતે મળ્યો હતો, એ પ્રશ્નના જવાબમાં તેમણે કહ્યું: અમે કેટલાક સાધુ સંધ્યાકાળ પછી એક જંગલમાં સાંકડા માર્ગ પર પવનવેગે આગળ વધતા હતા. એટલામાં રસ્તા આગળ એક ગંજાવર શરીરવાળો વાઘ દેખાયો. પાછું ફરવું અશક્ય હતું, તેમ વાઘને ઓળંગીને આગળ વધવાનો પણ માર્ગ ન હતો. આ વખતે અમારામાંના એક વૃદ્ધ સાધુ આગળ આવ્યા અને શેર–વાઘને કહ્યું: 'બાબા! જો તું ક્ષુધાતુર હોય તો મને ગ્રહણ કર. આ વૃદ્ધ શરીર—'

એટલું કહેતામાં વાઘ જંગલમાં કૂદી પડ્યો અને સત્વર અદૃશ્ય થઈ ગયો.

એક વખત કામાખ્ય તીર્થ પાસે એક નદીતીરે વૃક્ષ નીચે અમે કેટલાક સાધુ રાત્રિ વિતાવતા હતા. અમે બધી મળીને ત્રણ મૂર્તિઓ હતી, એમ સ્મરણ છે. અમારામાંની એક મૂર્તિએ શયન કર્યું હતું, બીજી શયન કરવાના ઉદ્યોગમાં હતી. એટલામાં એક મોટા શરીરવાળો વાઘ અમારી પાસે આવી બેઠો. એક મૂર્તિ બોલી ઊઠી: 'શેર આયા!' સૂતેલી મૂર્તિએ જવાબ આપ્યો: 'આને દો મહારાજ! બાતચીતકો અભી ફુરસદ નહિ.' એટલું કહી તે પાસું ફેરવી સૂઈ ગઈ અને વાઘે પણ ત્યાંથી પ્રસ્થાન કર્યું.

વાઘનું કોઈએ સન્માન ન કર્યું, તેથી તેણે ત્યાંથી પ્રસ્થાન કર્યું અથવા તો જેના હૃદયમાં હિંસા–દ્વેષ નથી, તેની હિંસા કરવાની ઇચ્છા ન થવાથી તે ત્યાંથી ચાલ્યો ગયો.

સર્પ સંબંધી પણ બાબાને મેં અનેક પ્રશ્નો પૂછ્યા હતા. સાંભળ્યું છે કે કૈલાસમાં બહુ વિષધર સાપોનો વાસ છે. જ્યારે બાબાશ્રીનો આશ્રમ તૈયાર થતો હતો, ત્યારે પથ્થરની આજુબાજુ કોઈ કોઈ વાર સાપ દેખાતા હતા. જેઓ ત્યાં કામ કરતા હતા તેઓ ભયથી દૂર સરી જતા હતા. બાબા પાસે આવી ચપટી વગાડતાં સાપ અદૃશ્ય થઈ જતો. બાબાના એક શિષ્યે એક સાપની વાત બાબાના કોઈ ભક્તને કહી હતી. આ શિષ્ય તે સમયે પહાડની ઉપર એક ક્ષુદ્ર કુટિરમાં વાસ કરતો હતો. તે રાત્રે ૩ વાગે સવારનાં કાર્યો પતાવવા પહાડથી લગભગ એક માઈલ દૂર કુતુનિયા નદી તરફ જતો હતો. કૈલાસ પહાડ અર્ધો વટાવ્યો હશે એટલામાં તેણે પહાડ પરથી બાબાને બોલતાં સાંભળ્યા: 'બ્રહ્મચારી હોશિયાર!'

બ્રહ્મચારી સ્તંભિત થઈ ઊભો રહ્યો. જોયું કે રસ્તા પર એક મોટો સર્પ છે. બ્રહ્મચારીએ તેને મારવા દંડ ઉગામ્યો. એટલામાં ફરીથી બાબાનો કઠોર અવાજ સંભળાયો. 'મત મારો.' ક્ષણમાં તો તે સાપ પછી અદૃશ્ય થઈ ગયો. મુદ્દાની વાત એ છે કે એવી અંધારી રાતે એટલે દૂરથી બાબાએ શી રીતે સર્પને દીઠો? પહાડ પર પથ્થરમાં નાનો જ રસ્તો અને આવા નાનકડા રસ્તામાં સાપ ક્યાં છે તે એટલે દૂરથી અજવાળામાં પણ દેખાય કે નહિ એ સંદેહજનક છે; છતાં બાબાએ આ શી રીતે જાણ્યું? એ ભક્તે બાબાને આ વાત પૂછી. બાબા સાંભળીને હસ્યા. બહુ આગ્રહ કર્યો, ત્યારે કહ્યું: 'હમ ક્યા જાને?'

બાબાને પૂછ્યું કે આપને આ સાપ અને વાઘની વચ્ચે રહેતાં ભય લાગતો નથી? બાબાએ ઉત્તર આપ્યો: 'વાઘ, સાપ અને સાધુ એ સર્વનો વનમાં વાસ હોય છે. પછી એમાં ભય શો?'

બાબાના ક્ષુદ્ર ઘરમાં સામાન્ય સરસામાન છે. એક ચોકી–નાના બાજઠ પર માત્ર કામળો પાથરેલો છે. તેની પાસે એક પથ્થરનો લોટો છે અને એક નેતરની ક્ષુદ્ર પેટી છે. (તેમાં ઔષધની કેટલીક

શીશીઓ છે.) તે સિવાય ચોપડીઓનું દફતર છે. આ ઉપરાંત છે એક પાંચ ફૂટ લાંબી લાઠી. બાબા સંન્યાસી છે—અંતરથી તેમ જ બહારથી. આપણે ગૃહી છીએ—બહારથી અને અંતરથી. આપણે આપણા પ્રિયજનને આપણી મરજી પ્રમાણે સમજાવીએ છીએ. આપણે આપણાં દીકરાદીકરીને શણગારીએ છીએ. દેવમૂર્તિને પણ પુષ્પ અને ઘરેણાંથી શણગારીએ છીએ. ખાવામાં આપણને જે વસ્તુ પ્રિય લાગે તે સેવાર્થે અર્પણ કરીએ છીએ. જેવા બિછાનામાં આપણને સૂવાનું સારું લાગે તેવા બિછાનાની વ્યવસ્થા તેમને માટે કરવા પ્રયત્ન કરીએ છીએ. જેઓએ મોટાંમોટાં તીર્થક્ષેત્રોમાં દેવમૂર્તિની સેવા જોઈ છે, તેઓ આ કથનનું સત્યાસત્ય નિરુપણ કરવા સમર્થ થશે. અચલ પાષાણની ઘડેલી કે કાષ્ટની નિર્માણ કરેલી મૂર્તિ કરતાં અમને સચલ દેવતા અધિક પ્રિય છે. જેને આપણે શ્રદ્ધાની નજરથી જોઈએ, ભક્તિભાવથી જોઈએ, તેઓ જ આપણા દેવતા છે. ભક્તોની દૃષ્ટિમાં સાધુબાબા—સચલ દેવમૂર્તિ જેવા છે—દેવ જ છે. આપણે આપણા રહેવાના ઘરને જે પ્રમાણે સજાવવું સારું લાગે તે પ્રમાણે તેમના મકાનને શણગારવા ઇચ્છા થાય. જેવી જેની અભિરુચિ અને શ્રદ્ધા તે પ્રમાણે તેઓ તેમના દેવઘરને અને દેવમૂર્તિને શણગારવા પ્રયત્ન કરે છે. ભક્તાધીન દેવને ભક્તોનો આવો ઉપદ્રવ સહન કરવો પડ્યો છે. સાધારણ લોકને તો એમ જ થાય કે સંન્યાસીને મકાન શા માટે જોઈએ? કિંતુ જેઓ બુદ્ધિમાન છે તેઓ સમજી શકશે કે જે દેવપુરુષના અંતરમાં ત્યાગ વસે છે, જેના હૃદયમાં વિશ્વપ્રેમ છે, તેને મન સુસજ્જિત ઝરુખા વા નોધારું સ્મશાન બંને સરખાં જ છે. તેઓ સર્વ અવસ્થામાં, સર્વ વસ્તુમાં મમતારહિત હોય છે.

બાબા એક સમયે સમજાવતા હતા કે કોઈ માણસ સમુદ્રસ્નાન કરવા જાય અને તેના ઉછળતા તરંગ જોઈ તેનાથી ડરીને એમ વિચાર કરે કે સમુદ્રનાં મોજાં જશે, ત્યારે સ્નાન કરીશ અને તે સ્નાન કરવા માટે મોજાં જતાં રહેવાની આશા રાખે, તો તે સમુદ્રમાં

નાહી શકે તેવી આશા રહેતી નથી. તેમ જો કોઈ પુરુષ મનમાં એમ વિચાર કરે કે સંસારનો કોલાહલ શમી જતાં ભજનસાધન કરીશ, તો તે મનુષ્યથી ભજનસાધન કદાપિ થશે નહિ. આ ઉત્તમ રૂપે સમજાય તે હેતુથી બાબાએ એક દૃષ્ટાંત સંભળાવ્યું :

કોઈ એક ગૃહસ્વામી પર એક મહાત્મા પ્રસન્ન થયા. અતિ આદરથી સ્વામીની અભ્યર્થના કરી ગૃહસ્વામીએ કહ્યું: 'મહારાજ! આપની કૃપાથી મને ત્રણ પુત્રસંતાન પ્રાપ્ત થયાં છે. આપ આશીર્વાદ આપો કે તેમને દીર્ઘાયુષ પ્રાપ્ત થાય.' સાધુએ ઉત્તર આપ્યો: 'દીર્ઘ જીવન જ કેવળ વાંછનીય નથી; જો ભગવદ્દર્શન ન થાય તો એ દીર્ઘજીવન કામનું શું? હું તને ઉપદેશ કરું છું કે તું હવે ભગવાનનું ભજન કર.' તે ગૃહપતિએ જવાબ આપ્યો: 'હજી તેમ કરવાનો સમય આવ્યો નથી. જ્યારે પૌત્રનું-છોકરાના છોકરાનું મુખદર્શન કરીશ પછી વાત.' સાધુ ત્યાંથી ચાલ્યા ગયા. કેટલોક સમય વ્યતીત થયા પછી તે પાછા આવ્યા અને તે ગૃહસ્થને કહ્યું: 'ભાઈ, હવે વાનપ્રસ્થ ગ્રહણ કર અને સાધનાના માર્ગે આગળ વધ.' ગૃહપતિએ જવાબ આપ્યો: 'હજી વાર છે. હમણાં શું છે? જ્યારે સહુથી નાના છોકરાના છોકરાનું મોં જોઈશ ત્યારે વાત.' સાધુ પાછા ચાલ્યા ગયા. કેટલોક સમય વીત્યા બાદ પાછા પધાર્યા, ત્યારે તે ગૃહસ્થ મરણ પામ્યો હતો. તે ગૃહસ્થના છોકરાઓએ સાધુની સારી રીતે સેવા કરી. સાધુને મનમાં કષ્ટ થયું અને તે વિચાર કરવા લાગ્યા કે તે ગૃહસ્થને મરણ બાદ કઈ યોનિ પ્રાપ્ત થઈ છે. ધ્યાન ધરી જોયું તો તેને સર્પયોનિ પ્રાપ્ત થઈ છે અને તે સર્પ થઈ ઘરના ધનભંડારની રક્ષા કરે છે. સાધુએ તેના છોકરાને કહ્યું: 'ભાઈ, તમારા ધનભંડારમાં મોટો સાપ છે.' ઘરના માલિકે તે સાપને મારી નંખાવ્યો. બાદ સાધુએ થોડા સમય પછી ફરીથી ધ્યાન ધર્યું અને જોયું તો જણાયું કે તે માણસ હવે શ્વાનની યોનિમાં છે. તે ઉચ્છિષ્ટ અન્ન ખાઈ ફરતો ફરે

છે. આ સ્થિતિ જોઈ સાધુએ તેને એકાંતમાં બોલાવી કહ્યું: 'હવે તો ઉપદેશ ગ્રહણ કર અને ફરીથી મનુષ્યયોનિને પ્રાપ્ત કર. શા માટે આવી નીચ વૃત્તિ ગ્રહણ કરી કષ્ટ સહન કરે છે?' તેણે જવાબ આપ્યો: 'ભજન માટે હજી વિલંબ છે. જો હું ચોકી ન કરું તો મારો ધનભંડાર ચોર લૂંટી જાયને? મહારાજ! તમો હમણાં સિધાવો. પછીથી કોઈ વાર પધારજો.' સાધુ મહાખેદ પામી ચાલ્યા ગયા. પછી તે પાછા ફર્યા નહિ.

અમારે દેશમાં પાછા જવાનો સમય આવી પહોંચ્યો. અમે જશિડિ છોડી જઈએ છીએ એ બાબાને અમે જણાવ્યું. વધારામાં એ પણ કહ્યું કે અહીં અમે કેવા આનંદમાં હતાં; અને કેટલી સારીસારી કથા આપની પાસેથી સાંભળી. બાબાએ જવાબ આપ્યો: 'આનંદ તો માઈ, પોતપોતાના અંતરની વસ્તુ છે. કોઈને ગાયન સાંભળી આનંદ થાય છે. કોઈને રમતગમતમાં આનંદ જણાય છે. ભિન્નભિન્ન પ્રકૃતિના મનુષ્યમાં ભિન્નભિન્ન રૂપે ભાસે છે. આનંદ એ તો અંતરની વસ્તુ છે.'

બપોરના હું બાબા પાસે વિદાય લેવા ગઈ, ત્યારે સાંભળ્યું કે તે દિવસે સવારે ૮ વાગ્યાના સુમારે સ્વ. મહેંદ્રલાલ સરકારના બંગલા આગળ એક વાઘ આવી અત્યાચાર કરતો હતો. એક પશુ વિરુદ્ધ યુદ્ધ માટે ગંજાવર તૈયારીઓ થતી હતી. કેટલાક માણસો અસ્ત્રાદિ લઈ તેની પાછળ દોડતા હતા. બાબા પહાડના માથા પર ખુલ્લા સ્થાનમાં ઊભા રહી આ યુદ્ધ જોઈ રહ્યા છે. મનુષ્ય વિજય મેળવી શક્યો નહિ. પશુશક્તિ આગળ તે પરાસ્ત થયો. વાઘ કૈલાસના પાદમૂળ આગળ થઈ દિગરિયા પહાડ તરફ છૂટી નીકળ્યો. તે રસ્તામાં એક બકરીના બચ્ચાને મોંમાં લઈ ભાગ્યો અને થોડીવારમાં અદૃશ્ય થઈ ગયો. બીજી વખત સંધ્યાકાળના સમયે એક વાઘે કોઈ એક વટેમાર્ગુ પર આક્રમણ કર્યું. તે માણસની રાડોથી કેટલાક

માણસોએ ત્યાં આવી વાઘને મારી નાંખ્યો અને તેઓ અર્ધમૃત માણસની રક્ષા કરવા લાગ્યા. બાબાની ચોમેર વાઘ અને સાપનો વાસ છતાં બાબા તે નિર્જન સ્થાનમાં એકલા–નિર્ભય અને નિરુદ્વેગ ચિત્તે રહે છે.

કેટલાક જણ વિદાય લેવા માટે બાબાના ચરણ નિકટ હાજર થયા હતા; પરંતુ મારા સ્વામી આવી શક્યા ન હતા. તેમને કૂતરું કરડયું હતું અને દંશસ્થળે નાઇટ્રિક એસિડ લગાડયું હતું. બાબાએ આ સાંભળી કહ્યું, કે જો દંશસ્થાને તરત સુરમો લગાડ્યો હોત તો ઝેર નાશ પામત. મારા શ્રી ગુરુદેવે કહ્યું, કે જો ક્ષતસ્થાને લંકા–મરચાં વાટીને લેપ કર્યો હોત તો વિષ ઊતરી જાત.

તે ગમે તેમ હોય, પણ જ્યારે બાબાને ચરણે મેં નિવેદિત કર્યું કે મારા સ્વામી અહીં આવીને આપની ચરણરજ લેવા અસમર્થ છે, ત્યારે તેઓ અત્યંત દુઃખી થયા અને કહ્યું: 'જો એમ છે તો હું ત્યાં આવીશ.'

હું આશ્ચર્ય પામી કે બાબા જેઓ કદાપિ કોઈ ગૃહસ્થના ઘરમાં પગ મૂકતા નથી ને આ શું? તેમનો નિયમ તો સુરક્ષિત રહ્યો નહિ. એમ નથી, બાબા તો હંમેશાં ભક્તને અધીન છે. જો કોઈ દુઃખથી હાક મારે કે બોલાવે તો બાબા તેને ઘેર જાય છે. એક અનાથ વૃદ્ધ ડોશી હતી. તેના અંતિમ સમયે–છેવટની ઘડીએ તેને બાબાનાં દર્શનની ઇચ્છા થઈ. બાબા સર્વ કામ છોડી તેને મળવા ગયા. તેના મરણ પછી જ્યારે તેના શબને સ્મશાન લઈ ગયા ત્યારે પણ બાબા તેની ચિતા પાસે ઊભા હતા. જ્યારે તેનું મૃત શરીર ભસ્મીભૂત થઈ ગયું, ત્યારે બાબા કૈલાસ પ્રતિ પાછા ફર્યા.

બીજે દિવસે સવારના નિર્દિષ્ટ સમયે બાબા અમારી 'લાલ કોઠી'માં પધાર્યા. અમે ધૂપ, પુષ્પ અને ચંદન લઈ પ્રથમથી જ તૈયાર હતાં. તે દિવસે બાબાએ જે વાત કરી હતી તે આ પ્રમાણે છે:

એક યોગીરાજ હતા અને તેમની પાસે ચિંતામણિ-પારસમણિ હતો. આ ચિંતામણિ કિંવા પારસમણિનો એવો ગુણ હતો કે કોઈ કંઈ કામના કે ઇચ્છા કરે, તો તેની મદદથી તે પૂર્ણ થાય. યોગીરાજે એક દિવસ મનમાં વિચાર કર્યો કે મારે તો કોઈ પણ વસ્તુનું પ્રયોજન નથી; માટે આ ચિંતામણિ દ્વારા એક કામ કરી લઉં.

આમ વિચાર કરી તેમણે ચિંતામણિની મદદથી એક પવિત્ર નગરની રચના કરી. તેમાં નિર્મળસલિલા નદી પણ વહેવા લાગી. આ નગરમાં તે યોગીરાજે ઘણાં ઘર નિર્માણ કરાવ્યાં અને તેમાં પવિત્રાત્મા પ્રજાની સૃષ્ટિ ઉત્પન્ન કરાવી. તેમને કોઈ પણ જાતનો અભાવ ન રહે અને ઇચ્છાનુરૂપ દ્રવ્યાદિ મળે, તે સારુ દરેક જણને એક એક ચિંતામણિ ભેટ આપ્યો. આ અમૂલ્ય રત્નની સહાયથી દરેક જણ પોતાની ઇચ્છાનુરૂપ દ્રવ્યનો સંગ્રહ કરી, પોતપોતાની સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરી શકતા હતા. આ પ્રમાણે તેઓ સર્વ પોતાના દિવસો અતિ સુખમાં ગુજારવા લાગ્યા. તે લોકોને કોઈ પણ પ્રકારનો અભાવ નથી એમ જોઈ પ્રસન્નચિત્તે યોગીરાજ તીર્થાટને નીકળ્યા.

આમ કેટલોક સમય ભ્રમણ કર્યા પછી યોગીરાજને વિચાર આવ્યો કે પેલું પેદા કરેલું સ્થાન પહેલાંની માફક છે કે નહિ? અને અત્યારે તેનો વ્યવહાર કેમ ચાલી રહ્યો છે, તે જઈને જોઈ આવું તો સારું. એમ વિચાર કરી તે યોગીરાજ પોતે નિર્માણ કરેલા આનંદનિકેતનમાં આવીને જુએ છે, તો તે સ્થાન પર પાંચ શઠ માણસો અધિકાર જમાવી બેઠા છે; આથી પોતે સર્જેલી વાડીઓ સૌંદર્ય અને શોભાવગરની થઈ પડી છે. તે સ્થાનમાં રહેનારા પણ નાના પ્રકારના અભાવથી અને ક્ષુધાથી અતિશય પીડા પામી રહ્યા છે. સઘળા જ શ્રીહીન થઈ ગયા છે. આના કારણનું અનુસંધાન કરતાં યોગીને જણાયું, કે તેમની રચેલી તે મનોરમ

નગરીમાં પાંચ દુષ્ટ માણસો શિકાર ખેલવા આવ્યા હતા. આ સ્થાનના અધિવાસીઓનું સ્વાસ્થ્ય, સબળ સુંદર આકૃતિ અને સુખ-સમૃદ્ધિપૂર્ણ અવસ્થા જોઈ તે શઠ પુરુષોએ અનુમાન કર્યું કે આમ હોવાનું કંઈ ગુહ્ય કારણ હોવું જોઈએ. તપાસ કરતાં તેમને જણાયું કે માત્ર ચિંતામણિના પ્રતાપથી તેમની સકલ ઇચ્છા પૂરી થાય છે. તેમની જાતિય સંપત્તિ અને આનંદનું મૂળ પણ તે જ ચિંતામણિ રત્ન છે.

તેમનું સુખ જોઈ એ પાંચ શઠ પુરુષોને ઈર્ષ્યા આવી. તેઓ કેટલોક સમય તે પ્રદેશમાં રહ્યા અને ત્યાંના અધિવાસીઓ સાથે ધીમેધીમે વાતચીતનો પરિચય વધારી બંધુત્વ સ્થાપ્યું. છેવટે તેમની સાથે પૂછપરછ કરતાં તેમણે જાણી લીધું કે તેમની સમૃદ્ધિનું મૂળ એ રત્ન છે. વિશેષમાં તેની આકૃતિ અને ઘડતર કેવું છે તે જાણી લીધું. પછી પેલા ચિંતામણિના જેવા જ બીજા નકલી ચિંતામણિ બનાવી રાત્રિના વખતે દરેક ગૃહસ્થના ઘરમાં મૂકી આવ્યા. ઘરવાળા સવારના પહોરમાં નવો ચિંતામણિ જોઈ ખૂબ પ્રસન્ન થયા. તેનો ઝગઝગાટ જોઈ અતિશય આનંદ પામ્યા. જૂનો ચિંતામણિ તો પડી રહ્યો અને તેના પર ધૂળ ચઢવા લાગી. આમ થતાંથતાં ધીમેધીમે તેઓ જૂના ચિંતામણિની વાત વિસરવા લાગ્યા; પરંતુ સાથેસાથે તેમને એમ પણ જણાયું કે નવા ચિંતામણિ પાસેથી જે માગીએ તે મળતું નથી. એમ કરતાં આખરે તેમને દરેક વસ્તુની ગરજ પડવા લાગી. અંતે તેઓ સર્વ પાંચ શઠને આધીન થઈ ખેતીવાડી કે ખેતર પર મજૂરી કરી જીવનનિર્વાહ કરવા લાગ્યા. પહેલાંની માફક જોઈતી વસ્તુ કે કામનો પદાર્થ ન મળવાથી ત્યાંના રહેનારાઓ ઘણા દુઃખી થવા લાગ્યા. યોગીરાજ પાછા ફર્યા ત્યારે તે લોકોની શોચનીય અવસ્થા જોઈ ઘણા દુઃખી થયા. પછી તેમણે તેમની વિપત્તિ દૂર કરી પહેલાંની અવસ્થા પર મૂકવા પ્રયત્ન કરવા લાગ્યા. ગ્રામવાસીઓનું ભાન ઠેકાણે લાવવા

તેમને જાગૃત કરવા માટે ચાર પત્ર લખી તેમને મોકલી આપ્યા. એનું કંઈ ફળ આવ્યું નહિ; ત્યારે તેમણે બીજા છ કાગળ લખ્યા અને પછી અઢાર પત્ર લખી ચિંતામણિ રત્નના અનુસંધાનનો ઉપાય લખી જણાવ્યો; પરંતુ તે દેશવાસીઓ પાંચ શઠને વશ થઈ એટલા તો નિર્બળ અને ભોગવિલાસી થઈ ગયા હતા, કે ધૂળમાં લગભગ દટાયેલ તે ચિંતામણિ રત્નને કાઢવા પ્રયત્ન સુદ્ધાં તેમણે કર્યો નહિ. આખરે યોગીરાજ ઘેરઘેર ગયા અને દ્વારેદ્વારે ફરીને બોધ કર્યો કે ભાઈઓ ! એક ચિંતામણિના અભાવથી તમારી આવી દુર્દશા થઈ છે. જો તમે પ્રસ્તુત ચિંતામણિની શોધ કરશો, તો તમારું દુઃખ મટી જશે. અને તમારી સર્વ ઇચ્છાઓ પૂરી થશે. જે ચિંતામણિના અભાવથી તમારી આવી દુર્દશા થઈ છે, તે તો તમારા ઘરના ખૂણામાં તમારી બેદરકારીથી માટીમાં દટાઈ ગયો છે. માટી કાઢી નાખવા યત્ન કરો, તો તે ઝટ બહાર નીકળશે. આટલું છતાં તમોભાવવાળા લોકોને તેમ કરવાનું મન થયું નહિ. આળસ ત્યજી બંધન દૂર કરી ચિંતામણિ કાઢવાની તેમણે ચેષ્ટા કરી નહિ.

આ વાત સંભળાવ્યા પછી બાબાએ કહ્યું : એ યોગીરાજ તે સ્વયં ઈશ્વર. તેમની ઇચ્છાથી આ સૌંદર્યમય વિશ્વરાજ્યની સૃષ્ટિ થઈ છે અને તેમાં પવિત્ર, ચરિત્ર–નિર્મળ ચિત્તવાળા મનુષ્યો ઉત્પન્ન થયા અને તેમના અંતઃકરણમાં સ્વયં ચિંતામણિરૂપે વિરાજવા લાગ્યા. પછી કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકારરૂપી પાંચ શઠે આવી તેનો કબજો લીધો. વિષયાનંદરૂપી નકલી ચિંતામણિ આપી સર્વ મનુષ્યોને છેતર્યા. તેઓ વિષયાનંદમાં એટલા તો મુગ્ધ થઈ ગયા કે તેઓ પોતાના અંતરમાં આત્મારૂપી ચિંતામણિને ભૂલી ગયા અને રજ અને તમોગુણનાં ને મોહનાં પડળ તેના પર ચઢવા લાગ્યાં. તેઓ શ્રમપૂર્વક સાધન દ્વારા અંતરના ચિંતામણિની શોધ કરી શક્યા નહિ, ત્યારે ભગવાને પોતે ચાર વેદ લખી તેમના હિત માટે મોકલ્યા. તેથી પણ તેમને લાભ ન થયો, ત્યારે ષડ્દર્શન અને

અઢાર પુરાણુ મોકલી આપ્યાં. સાધના વડે અંતરસ્થ ચિંતામણિરૂપી બ્રહ્મને શી રીતે પ્રાપ્ત કરી શકાય તે વેદ–પુરાણાદિમાં સુંદર રીતે વિવિધ રીતે વર્ણવ્યું છે; પરંતુ પાંચ શત્રુરૂપી રિપુને વશ થઈ, વિષયાનંદના મોહમાં મુગ્ધ બની, રજસ્તમોગુણથી ઘેરાઈને મનુષ્ય તેને શોધવાના પ્રયત્નથી ઉદાસીન થયા છે અને સઘળી દૈવી સંપત્તિ ધીમેધીમે ગુમાવી બેઠા છે. નિયમિત રીતે સાધનપરાયણ થઈ ચિત્તને સ્વસ્થ કરી ચિંતામણિ મેળવવા માટે કોઈ યત્નશીલ ન થયું, ત્યારે સ્વયં ભગવાન અવતારરૂપે પ્રકટ્યા, તેમનાં દર્શનથી અને સંગથી કેટલાક જણ સાધનપરાયણ થયા અને અંતરમાંના ચિંતામણિરૂપ બ્રહ્મને પ્રાપ્ત કર્યો; પરંતુ બીજા ઘણા માણસોએ તેવો યત્ન કર્યો નહિ. પરિશ્રમથી અને ઉચિત સાધનાથી એ ચિંતામણિરૂપ રત્નનો લાભ થતાં મનુષ્ય દેવતુલ્ય શક્તિશાળી થઈ શકે છે.

ભગવાન ક્યારે દેહ ધારણ કરી આ ધરાધામમાં અવતીર્ણ થાય છે, તે પણ આ ઉપાખ્યાનમાં સમજાવવામાં આવ્યું છે. મનુષ્ય પ્રથમ સાત્ત્વિક ઊર્મિશીલ હતો; પરંતુ જ્યારે ક્રમેક્રમે કામ ક્રોધ, લોભ, મોહ અને અહંકાર વગેરે પાંચ રિપુઓએ તેના પર અધિકાર જમાવવાનો આરંભ કર્યો, ત્યારે ભગવાને જીવના કલ્યાણ માટે ચાર વેદ, ષડ્દર્શન, અને અઢાર પુરાણનો આ જગતમાં પ્રચાર કર્યો. તેનું પણ કંઈ ફળ આવ્યું નહિ, ત્યારે તેઓ મનુષ્યદેહ ધારણ કરી પંચરિપુના મારથી જીવની રક્ષા કરવા આ પૃથ્વી પર અવતીર્ણ થયા.

જ્યારે અમે બાબા પાસે બેસી એમના કથામૃતનું પાન કરતા હતા, ત્યારે એક ધીવર (મચ્છીમાર) એક મોટી માછલી લઈ બાગમાં આવ્યો. અમે સર્વ સંકોચ પામ્યા. બાબા તે સમજી ગયા અને બોલ્યા: 'સંકોચ કરવાનું કંઈ કારણ નથી.' અમે પ્રશ્ન કર્યો: 'માંસમત્સ્યાદિનું ભક્ષણ કરવામાં દોષ છે?' બાબાએ ઉત્તર આપ્યો:

'ખાન અને દાન પોતાની પ્રવૃત્તિ અનુસાર છે.' શ્રીભગવાને પ્રકૃતિભેદથી ત્રણ પ્રકારના આહારનો ઉલ્લેખ કર્યો છે. (ગીતા ૧૭મો અધ્યાય, શ્લોક ૭, ૮, ૯ અને ૧૦) મહાત્મા વિજયકૃષ્ણે * આવા પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું છે: 'ઈશ્વરનું નામસ્મરણ કરતાં એવી અવસ્થા આવે છે કે જ્યારે માંસાદિના આહારમાં પ્રવૃત્તિ રહેતી નથી.'

કોઈ એક બાઈએ બાબાને કહ્યું: 'બાબા, મારાથી દૈહિક કષ્ટ સહન થતું નથી. સૂર્યનો તડકો પણ સહેવાતો નથી. એથી કેટલાક મને કહે છે, કે તમારામાં તિતિક્ષા વા સહનશીલતા કદાપિ આવશે નહિ. હે બાબા! શું સહનશીલતા મારામાં કદી પણ નહિ આવે?'

બાબાએ મૃદુ હાસ્યથી પ્રત્યુત્તર આપ્યો: 'શા માટે તિતિક્ષા નહિ આવે માઈ? જેની પાસે જે જણસ છે તેની ઇચ્છા થાય તો તેનો ઉપયોગ કરે; પરંતુ જે નથી તેને માટે દુઃખી થવું એ ઠીક નથી. એ પ્રમાણે જો અભાવનો ક્લેશ નહિ થાય, તો સમય જતાં તિતિક્ષા પણ પ્રાપ્ત થશે.'

તે સમયે બાબાની પાસે માત્ર એક કામળી હતી. કોઈ ભક્તે તેમને એક મૂલ્યવાન કામળી આપી. બાબા કોઈ કોઈ વખત તેને

* વિજયકૃષ્ણ ગોસ્વામી બંગાળના એક મહાન ધાર્મિક અને નામાંકિત પુરુષ હતા. તેમણે સંસ્કૃત કૉલેજમાં અભ્યાસ કર્યો હતો. તેમનો જન્મ નદિયા–શાંતિપુરમાં થયો હતો. તેઓ અલ્પવયના હતા, ત્યારે તેમના પિતાનું મૃત્યુ થયું હતું. એમનું વિચારપરિવર્તન થવાથી ઉપવીતનો ત્યાગ કરી બ્રહ્મસમાજમાં તેઓ જોડાયા હતા. પ્રખ્યાત બાબુ કેશવચંદ્રસેનના તેઓ મિત્ર હતા અને બ્રહ્મસમાજના પ્રચારક તરીકે ઘણો વખત તેમણે કામ કર્યું હતું. ગયામાં કોઈ યોગીનો મેળાપ થતાં તેમને દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું અને તેમનો હૃદયપલટો થયો. જીવનનો શેષકાળ જગન્નાથપુરીમાં હરિનામસ્મરણ તથા ભગવદ્પ્રસંગમાં વ્યતીત થયો હતો. ધર્મવિષયમાં પ્રશ્નોત્તર નામે તેમનું રચેલું પુસ્તક મનનીય છે. અનુવાદક

વપરાશમાં લેતા હતા. જે છે તેનો ઉપયોગ કરવામાં સંકોચ કરવો નહિ એમ તેઓ કહેતા હતા.

ગયે વર્ષે જ્યારે અમે જશિડિ છોડી દેશમાં ગયાં, ત્યારે અમને રસ્તામાં અનેક વિપત્તિ નડી હતી. બાબાને આ વાત કહેતાં તેમણે આશીર્વાદ આપી કહ્યું: 'આ વખતે તમે નિર્વિઘ્ને પહોંચશો.' તેમની કૃપાથી અમે નિર્વિઘ્ને દેશમાં પહોંચ્યાં.

દેશમાં પાછાં ફર્યાં ખરાં, પરંતુ બાબાની કથા ભૂલી શક્યાં નહિ. તેમના મધુમય ઉપદેશનું નિત્ય સ્મરણ થતું. ફરીથી દિવસો ગણવા લાગ્યાં કે આવતે વર્ષે ફરી પાછાં ક્યારે જશિડિ જઈશું.



# પ્રથમ તરંગ

બાંગાબ્દ ૧૩૩૩માં શારદીય મહાપૂજા પછી અમે જશિડિ ભણી યાત્રા શરૂ કરી, કાર્તિક ત્રીજે જશિડિ પહોંચ્યાં. ૪થી તારીખે દેવઘરના કરિણિ બાગમાં શ્રીગુરુ મહારાજના આશ્રમમાં ગયાં. પાંચમી તારીખે સવારે કૈલાસ ગયાં. પહાડ ઉપર ચઢી જોયું, તો બાબા એકલા વરંડામાં ઊભા છે. તે જ ભાવ, તે જ હાસ્ય મુખ પર રહ્યું છે. અમને જોતાં જ બાબા 'હરિ-હર' બોલી ઊઠ્યા. અમે તેમના ચરણમાં પ્રણામ કર્યા. તેમણે અમને બેસવા કહ્યું.

બાબાનાં દર્શન કર્યાં પછી તેમના આવાસને જોયો. જોયું તો ઘરની ચોતરફ વરંડા ઉપર લાલ નળિયાંનું નૂતન આચ્છાદન કર્યું છે. કૈલાસ તો અમારું એટલું બધું પરિચિત સ્થાન છે, કે પ્રત્યેક પથ્થર પણ અમારી સાથે મિત્રતાના બંધનથી જ બંધાયેલો ન હોય, અમને જોઈને જાણે આનંદ દર્શાવતો ન હોય, તેમ ભાસ્યું. થોડે દૂર તે દેવગિરિ, અતિદૂર પરસનાથ પર્વત, બીજી તરફ ઘણે દૂર ત્રિકુટ વગેરે પહાડ તેની મધ્યમાં કૈલાસપતિ સમભાવે વિરાજમાન છે. અનેક દિવસો સુધી તેના પર થઈ જે ચાલ્યા ગયા છે, તેઓ તેનું પ્રશાંત વદન જોઈ કંઈ સમજ્યા જ નથી.

આમતેમ વાતચીત થયા પછી બાબાએ કહ્યું: 'ભગવાનની પૂજા કે તેમના ચરણમાં પ્રણામ કરવા, તે કામના વગર અર્થાત્ નિષ્કામ

ભાવે કરવા. મનુષ્યને સાધારણતઃ પ્રારબ્ધ× વા પૂર્વકર્મથી થયેલ ફળના ભોગ ભોગવવા પડે છે. જે બનવાનું તે પ્રથમથી જ નક્કી થયેલું છે. તે સમજાવવા બાબાએ એક વાત કહી:

કોઈ એક ગામમાં એક બ્રાહ્મણ દંપતી રહેતાં હતાં. તેઓ ધાર્મિક હતાં, પરંતુ દુઃખી હતાં. તેમનું પ્રધાન દુઃખ એ હતું કે તેમને સંતતિ નહોતી. બ્રાહ્મણે મનમાં નિશ્ચય કર્યો કે પુત્રપ્રાપ્તિ માટે બ્રહ્માની ઉપાસના કરવી. આ ઉદ્દેશથી તેણે એક દિવસ ગૃહત્યાગ કર્યો અને અરણ્યમાં જઈ કઠોર તપશ્ચર્યા કરવા લાગ્યો. કેટલાક સમય પછી બ્રહ્મા પદ્મયોનિ પ્રસન્ન થયા અને બ્રાહ્મણને દર્શન આપી કહ્યું: 'હું પ્રસન્ન થયો છું. બોલ, તારે શું વરદાન જોઈએ?'

બ્રાહ્મણે કહ્યું: 'મહારાજ! મને પુત્રની ઇચ્છા છે.'

પ્રજાપતિએ પ્રત્યુત્તર આપ્યો: 'પુત્ર આપી શકતો નથી; કંઈ અન્ય વર માગ.'

બ્રાહ્મણ: 'મારે બીજી કંઈ ઇચ્છા નથી.'

ચતુર્મુખ ત્યાંથી અદૃશ્ય થઈ ગયા. બ્રાહ્મણે પોતાનો નિશ્ચય છોડ્યો નહિ. તેણે પોતાના મનોરથની સિદ્ધિ માટે શ્રીવિષ્ણુની વધારે આકરી તપશ્ચર્યા શરૂ કરી. વિષ્ણુએ દયાળુ થઈ તેને દર્શન આપ્યું અને કહ્યું: 'વરં બ્રૂહિ' બ્રાહ્મણે પોતાની પુત્રકામના વ્યક્ત કરી. શ્રીવિષ્ણુએ કહ્યું: 'પુત્ર તો હું આપી શકતો નથી; બીજું કોઈ વર હોય તો માગ.' સાધકને બીજી કંઈ પ્રાર્થના કરવાની હતી નહિ;

---

× પ્રારબ્ધ: અનેક સંચિત કર્મો મધ્યે પરિપક્વ થયેલ અને જે ઈશ્વરેચ્છાથી આ વર્તમાન શરીરનાં આરંભિક કર્મો તે. આ કર્મનો નાશ પ્રારબ્ધભોગ સમાપ્ત થયે જ થાય છે. આચાર્યશ્રેષ્ઠ શ્રીશંકર ભગવાન કહે છે:

प्रारब्धं बलवत्तरं खलु विदां भोगेन तस्य क्षयः

वि. चू ४५४

એટલે શ્રીવિષ્ણુએ પણ ત્યાંથી પ્રસ્થાન કર્યું.

બ્રાહ્મણે હવે મહેશ્વરની તપસ્યા આરંભી. સમય થતાં સદાશિવે દર્શન આપ્યું અને કહ્યું: 'વરં બ્રૂહિ.' બ્રાહ્મણે પ્રાર્થના કરી: 'મહારાજ! મને પુત્ર આપો.' પશુપતિએ પ્રત્યુત્તર આપ્યો: 'તારા ભાગ્યમાં પુત્ર નથી તે હું શી રીતે આપું?' બ્રાહ્મણ બહુ કરગર્યો અને તેણે અતિદીનપણે કાલાવાલા કર્યા. શિવજીએ દયાળુ થઈ કહ્યું: 'એટલું કરી શકું છું કે તને એક અપંગ પુત્રની પ્રાપ્તિ થાય, તેને હાથપગ કંઈ નહિ હોય.'

બ્રાહ્મણે કહ્યું: 'વારુ, તો તેમ. એવો પુત્ર આપો.'

શૂલપાણિ વરદાન આપી ત્યાંથી ચાલ્યા ગયા. બ્રાહ્મણ પોતાને ઘેર પાછો ફર્યો. યથા સમયે તેને ઘેર એક અપંગ પુત્ર પ્રસવ્યો. માતાપિતાના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ આ હસ્તપાદહીન બાળકનું અતિ લાડથી લાલનપાલન કરવા લાગ્યાં; પરંતુ જેમજેમ પુત્ર મોટો થતો ગયો, તેમતેમ તેમનો ઉત્સાહ અને આનંદ ઓછા થવા લાગ્યા. બાળક સંપૂર્ણ પરાધીનઃ માતાપિતાની સહાય વગર તે કંઈ કરી શકતો નહિ. માતાપિતાના સમયનો મોટો ભાગ છોકરાની સેવામાં જ વ્યતીત થતો હતો. પહેલાં જે કામમાં તેમને આનંદ લાગતો હતો, તે જ કાર્યમાં હવે તેમને કંટાળો આવવા લાગ્યો. આ ઉપરાંત તેમને વળી એક ચિંતાનો વધારો થયો. તેઓ હવે વૃદ્ધ થવા લાગ્યાં હતાં અને તેમને ફિકર થતી હતી કે અમે નહિ હોઈએ, ત્યારે બાળકનું શું થશે? તેની સેવાચાકરી કોણ કરશે? બુદ્ધિમાન બાળક માતાપિતાની ચિંતાનું કારણ સમજી ગયો. એક દિવસ તેણે તેમને કહ્યું: 'તમે શા માટે મારી ચિંતા કરો છો? મારા નસીબમાં જે હશે તે થશે. હમણાં જે પ્રમાણે મારા દિવસો જાય છે, તે પ્રમાણે તમો નહિ હો, ત્યારે પણ જશે. જો મારા નસીબમાં તેમ હશે તો મારા દિવસો સારા જશે.'

બાળકની આ વાત સાંભળી માતા અતિ દુઃખી થઈ અને

તેણે બાળકને નિમકહરામી કહી ગાળો દીધી.

પિતાએ રોષે ભરાઈ કહ્યું: 'જોઉં છું કે તારું ભાગ્ય શી રીતે તારી સેવા કરે છે?' એટલું કહી તેને ઊચકી પીઠ પર નાખી ગામ બહાર વનમાં એક નદીને કિનારે મૂકી આવ્યો. બાળક આથી લેશ માત્ર ભય પામ્યો નહિ. તે તો પ્રફુલ્લચિત્તે નિરંતર હરિ-નામનો જપ કરવા લાગ્યો. કેટલાક ગોવાળના છોકરા ગાયો ચારવા આવ્યા હતા. તેઓ હરિનામની ધૂન સાંભળી તે બાળક પાસે આવ્યા. બાળકની આ દશા જોઈ તેમના અંતરમાં દયા થઈ આવી. તેઓએ તેને સહીસલામત ઊચકી લઈ જઈ એક વૃક્ષ તળે સુવાડ્યો. તેમણે ચોગરદમ જગ્યા સાફ કરી, પાંદડાંની શય્યા બનાવી. પછી વૃક્ષની શાખાઓ વતી એક કુટિર તૈયાર કરી, તેમાં તેને રહેવા માટે વ્યવસ્થા કરી. તે બાળકો પોતાના ખાવામાંથી થોડું થોડું લાવી તેને ખવડાવવા લાગ્યા. બાળકનું લક્ષ તો સતત હરિનામમાં જ રહેતું, તેથી બાળકોએ તેનું નામ રાખ્યું હરબોલા. દરરોજ એ ગોવાળનાં બાળકો ખાવાનું લાવે ને તેને ખવરાવે, કોઈ મળમૂત્ર સાફ કરે, કોઈ જગ્યા ચોખ્ખી કરે. હરબોલા તો હરિનામમાં જ મસ્ત રહે. કોઈના તરફ જુએ સુદ્ધાં નહિ. ગોવાળના બાળકો પણ તેને જોઈને દેખાદેખી હરિનામ જપવા લાગ્યા. હરિનામ લેવામાં કોઈ એવી અપૂર્વ શક્તિ છે કે તે સાંભળતાંસાંભળતાં એક પ્રકારનો પ્રેમ ઉત્પન્ન થાય છે. ગોવાળના બાળકો હવેથી હરબોલાના સૂરની સાથે સૂર મેળવી હરિનામસ્મરણ કરવા લાગ્યા.

એક સમયે દેવર્ષિ નારદ આકાશમાં ભ્રમણ કરતા હતા, ત્યાં તેમના કાને હરિનામનો ઘોષ સંભળાયો. તેઓ તેનાથી આકર્ષાઈ તે સ્થાને આવ્યા; અને તેમણે જોયું તો એક હાથપગવિહોણા બાળકની આસપાસ ગોપબાળકો વિંટળાઈ નાચે છે અને હરિનામનું સ્મરણ કરે છે. દેવર્ષિ મુગ્ધ થયા અને તેઓ તરત જ વૈકુંઠમાં ઊપડ્યા. વિષ્ણુને આ બનાવ જણાવતાં તેમણે કહ્યું: 'આવો અપૂર્વ

બાળક મેં કદાપિ જોયો નથી. આવી દુઃખી અવસ્થામાં પડ્યા છતાં તેને સંપૂર્ણ સંતોષ છે; તેને કોઈ જાતની ઇચ્છા–તૃષ્ણા નથી અને તે નિરંતર હરિનામનો જપ કર્યા કરે છે.' વિષ્ણુને આ પ્રમાણે સંવાદ આપી નારદજી બ્રહ્મલોકમાં ગયા અને ત્યાંથી સીધા કૈલાસમાં સિધાવ્યા. થોડા જ સમયમાં ત્રણે દેવ–બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ–નારદજી સાથે હરબોલાની કુટિરમાં આવ્યા. વિષ્ણુએ કહ્યું: 'હે બાળ! હું જગતનું પાલન કરનાર વિષ્ણુ છું. બોલ, તારી શી મનોવાંછના છે? તારી જે મનોકામના હોય તે પૂર્ણ કરીશ.'

હરબોલાએ કહ્યું: 'મહારાજ, મારે કંઈ જોઈતું નથી.'

બ્રહ્માએ વર આપવા ઇચ્છા દર્શાવી, પણ હરબોલાએ કહ્યું: 'મારે માગવાનું કંઈ જ નથી.'

મહેશે કહ્યું: 'હું તને ત્રિલોકનું રાજ્ય જોઈએ તો તે આપું, અથવા ઇંદ્રાસન આપું. બોલ, તારે શું જોઈએ છે?'

બાળકે કહ્યું: 'આપની પાસે હું કંઈ પણ માગતો નથી. મારા નસીબમાં હશે તે મળશે અને તેથી હું સંતુષ્ટ છું.'

ત્રણે દેવતાઓએ જોયું કે આ બાળકને લોભ નથી, કોઈ પણ જાતની કામના નથી; સદા સંતોષી છે. આ જોઈને તેઓ ઘણા પ્રસન્ન થયા. વિષ્ણુએ ખુશ થઈ તેને વરદાન આપ્યું: 'તું પૂર્ણાંગ બની જા.' બ્રહ્માએ વરદાન આપ્યું: 'તું પરમ રૂપવાન અને ગુણવાન થઈ જા.' મહાદેવે વરદાન આપ્યું: 'તું રાજા થા.' તરત જ તે અપંગ બાળક પરમ રૂપવાન બની ગયો અને ત્રણે દેવોના ચરણમાં તેણે પ્રણામ કર્યા. દેવો ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગયા.

બાળક એ સ્થાન છોડી બીજી તરફ ચાલી નીકળ્યો. ભાગ્યશ્રી તેને સિંહાસન પર બેસાડવા માટે ઉતાવળ કરવા લાગી. તે જ દિવસે ભાગ્યવશાત્ એક રાજા ત્યાં આવી લાગ્યો. પોતે મૃગયા ખેલવા નીકળ્યો હતો અને તેના સાથીદારોથી છૂટો પડતાં ફરતોફરતો ત્યાં પહોંચી ગયો. તે બાળકની દિવ્ય કાંતિ, સુસ્વરૂપવાન ચહેરો અને

અર્ધનગ્નાવસ્થા જોઈ તે આશ્ચર્ય પામ્યો. તેને વિચાર થયો કે આવા નિર્જન અરણ્યમાં આવો બાળક ક્યાંથી હોય ? ખરેખર કોઈ દેવનું બાળક હોવું જોઈએ. મનુષ્યમાં આવો રૂપનો અમ્બાર સંભવે નહિ. કુતૂહલવશ થઈ રાજા તેની પાસે ગયો. તેની સાથે વાતચીત કરતાં તેને આનંદ થયો. તેણે પોતાની એકની એક કન્યા તેની સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો. રાજકન્યાને યોગ્ય પાત્ર છે અને મારે પુત્ર સંતાન નથી, તેથી મારી પછી આ દિવ્ય બાળક રાજ્યકારભાર કુશલતાપૂર્વક ચલાવશે. રાજાએ તેને પોતાની પુત્રી પરણાવી અને થોડા સમય પછી તે બાળક રાજ્યસિંહાસન પર આરૂઢ થયો.

કેટલેક વર્ષે દેશમાં દુકાળ પડ્યો. રાજાએ ઢંઢેરો પિટાવ્યો કે કોઈ મનુષ્ય તેના અન્નક્ષેત્રમાં આવશે તેને ઘણો આહાર મળશે. આ સાથે તેણે એક નિયમ કર્યો હતો કે બતાવેલા સમયે અન્નસત્રનું પ્રધાન દ્વાર જ્યારે ઉઘાડવામાં આવે, ત્યારે સર્વે તેમાં દાખલ થઈ જવું જોઈએ. સો સો અને પછી હજાર હજાર માણસો દરવાજા આગળ એકઠા થવા લાગ્યા. રાજા આ સમયે એક સ્થાનમાં છુપાઈ બેસી રહેતો હતો અને અભ્યાગત પર નજર રાખતો હતો. એક દિવસ અચાનક તેણે જોયું કે તેનાં વૃદ્ધ માતાપિતા મૂઠી અન્ન માટે તોરણદ્વાર પર આવી ઊભાં છે. રાજાએ આ જોયું અને તેણે એક નોકરને કંઈ આજ્ઞા કરી. તે રાજ્યસેવક આ વૃદ્ધ દંપતીને અંદર લઈ ગયો અને તે અતિઆદરથી તેમની સેવા કરવા લાગ્યો. પછી તેને રાજા પાસે લઈ આવ્યો. રાજા માતાપિતાને ચરણે પડ્યો, આથી તેઓ ઘણાં જ વિસ્મય પામ્યાં. રાજાએ સ્મિત કરી તેમને કહ્યું: 'આપ મને ઓળખી શકતાં નથી; પરંતુ હું આપને સારી રીતે ઓળખું છું. હું આપનો તે અપંગ પુત્ર છું.'

તે વૃદ્ધ દંપતીને હર્ષનાં આંસુ આવ્યાં અને તેમણે પુત્રને છાતીસરસો ચાંપી આંસુભીનો કર્યો.

એક મહિલાએ સાધુબાબાને પ્રશ્ન કર્યો: 'હરિનામ લેવા માટે

સહુની પ્રવૃત્તિ શા માટે થતી નથી ?'

આના ઉત્તરમાં બાબાએ કહ્યું: 'આકાશમાં ઊડતાંઊડતાં પક્ષી જ્યારે થાકે છે, ત્યારે તે વૃક્ષની શાખાનો આશ્રય લે છે, તે પ્રમાણે મનુષ્ય સંસારક્ષેત્રમાં નિરંતર યુદ્ધ કરતાં જ્યારે પૂરેપૂરો થાકી જાય છે, ત્યારે તે વિશ્રામ માટે પરમ શાંતિમયના ચરણનો આશ્રય ગ્રહણ કરે છે. તેનું નામ લે છે, તેને પોકારે છે. આ યુદ્ધમાં જેને વિરામ મળે છે, તે જ તેના ચરણમાં પ્રાર્થના કરે છે.'

તે મહિલાએ પૂછ્યું: 'જન્મરહિત શી રીતે થવાય ?'

બાબાએ જવાબ આપ્યો: '**જીવ વાસનારહિત થાય, ત્યારે જન્મરહિત થવાય.**' શ્રી પરમહંસદેવનું વચનામૃત છે:

'કૃપારૂપી વાયુ તો વહે છે, તું સઢ ખોલી નાખને.'

કુટિરની ચોમેર વરંડો થઈ ગયો છે, તે વાત અગાઉ જણાવવામાં આવી છે. વરંડાની ઉત્તર તરફ એક ચોકી–બાજઠ પર એક કામળો અને કંઈક ગેરુઆં વસ્ત્ર હતાં. આ જોઈ બાબાને પૂછ્યું: 'આ બધું અહીં શા માટે ?' બાબાના જવાબ પરથી સમજી કે કોઈ એક સાધુ કેટલાક માસ થયાં બાબાની પાસે રહે છે. બે સાધુ એક જ ઘરમાં રહી શકતા નથી; કારણ કે સાધનભજનમાં વિક્ષેપ થાય. આથી તે સાધુને વરંડામાં રહેવું પડતું હશે. તે સાધુ તો અતિઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત થયા હતા. મેં પૂછ્યું: 'આવી દારુણ શીત, ચોમેર વાઘનો ભય અને તેઓ આવા ખુલ્લા સ્થાનમાં એકલા શી રીતે રહી શકે છે ?' બાબાએ હસીને જવાબ આપ્યો: 'એ વાત તો મેં સાધુજીને પૂછી નથી.'

મેં પૂછ્યું: 'સાધુજીનું નામ શું ?'

બાબા: 'તે હું જાણતો નથી.'

મેં પૂછ્યું: 'કેટલો સમય અહીં રહેશે ?'

બાબા: 'હું તે જાણતો નથી–કદાચ તેઓ પણ તે જાણતા નહિ હોય.'

મને ખરેખર આશ્ચર્ય થયું કે આટલા દિવસ થયાં તે બાબાના અતિથિ હોવા છતાં બાબાને તેમનો કોઈ પણ જાતનો પરિચય નથી! સાધુ થાય તેને કુતૂહલવૃત્તિ પણ શું રહેતી નથી? સર્વ પ્રકારની પ્રવૃત્તિ શું શમી જાય છે?

પછીથી એ મહાત્માનાં દર્શનનો લાભ મને થયો હતો. તેમનું નામ સાંભળવા પ્રમાણે અવધૂત શ્રી સુતાનંદ સ્વામી છે. તેઓ વૃદ્ધ છે; પરંતુ વૃદ્ધ હોવા છતાં અશક્ત નથી. કેટલાક માસ પછી જ્યારે કૈલાસ છોડી તેઓ જશિડિ શહેર પાસે એક વિસ્તીર્ણ પુષ્પોદ્યાનમાં રહેતા હતા, ત્યારે તેઓ દરરોજ એક બેવાર કૈલાસ આવતા હતા. તેમના શરીરમાં કોઈ જાતની કાયરતા કે શ્રમ જેવું મેં જોયું નથી. તેમણે એક જણને કહ્યું હતું, કે તેમનો અને સાધુબાબાનો દેહ એક જ સમયે જન્મ્યો હતો.

## દ્વિતીય તરંગ

કેટલાક દિવસ બાદ એક વખત સાંજના કૈલાસ ગઈ. જઈને જોઉં છું તો પશ્ચિમ તરફ મોં કરી બાબા એક પથ્થર પર બેઠા છે. તેમની આજ્ઞાનુસાર હું થોડે છેટે બેઠી. દિગરિયા પહાડના મધ્યમાં સૂર્યદેવ ધીરેધીરે છુપાતા જાય છે. બાબા તે જોઈ રહ્યા છે. શું સુંદર દૃશ્ય છે! પર્વતના શિખર ઉપર સુંદર વૃક્ષોની વચમાં રક્તવર્ણી સૂર્ય સુંદર દેખાય છે. રવિ અસ્ત થયો. તે અનેરી શોભા-અપૂર્વ સૌંદર્ય છુપાયું. જ્યારે આત્મા દેહત્યાગ કરે છે, ત્યારે દેહ આ પ્રમાણે શોભાવિહોણો થાય છે. અંધકારવાળા પહાડ પરથી નયન ફેરવી બાબા તરફ જોયું. બાબાએ કહ્યું: 'આપણે જે પ્રત્યેક કર્મ કરીએ છીએ, તેમાંથી બે પ્રકારનાં ફળ ઉત્પન્ન થાય છે. એક તો **વાસના અને અદૃષ્ટ. નીચ વા અશુભ ક્રિયાજન્ય કર્મથી**

**નીચ વા અશુભ વાસના અને અધર્મરૂપ અદૃષ્ટ. શુભ ક્રિયાજન્ય કર્મથી શુભ વાસના અને ધર્મરૂપ અદૃષ્ટ.**

* પ્રારબ્ધનો ભોગ સિવાય ક્ષય થતો નથી.× '**प्रारब्धकर्मणां भोगादेव क्षयः।**' જેમ ધનુષ્યમાંથી ફેંકેલા બાણને ફેરવવું શક્ય નથી, તેમ પૂર્વજન્મે મેળવેલું પ્રારબ્ધ વા ભાગ્ય, જે આ જન્મે સંચિત છે, તેમાં પરિવર્તન–ફેરફાર કોઈ પણ રીતે સંભવિત નથી.

**પ્રશ્ન:** યજ્ઞયાગ, શાંતિ અને સ્વસ્તિવાચનથી શું ભાગ્યમાં પરિવર્તન થઈ શકતું નથી?

**ઉત્તર:** પ્રારબ્ધમાં ફેરફાર થઈ શકતો નથી. જે કૂતરો જન્મ્યો છે તે કૂતરો જ રહેવાનો. આ જન્મમાં તેને માનવ થવાની સંભાવના નથી; તોપણ કોઈ કૂતરું શ્રીમંતના ખોળામાં બેસી ફરે છે, જ્યારે અન્યને ખાવાનું સુદ્ધાં મળતું નથી અને ઘેરઘેર તે હડધૂત થાય છે–હાડપિંજર જેવું થઈ ફરે છે.

**પ્રશ્ન:** તો પછી લોકો શાંતિસ્વસ્તિવાચન શા માટે કરે છે?

**ઉત્તર:** યજ્ઞયાગ વડે ચાલુ સમયે કરાતાં પાપનો નાશ થાય

---

* કર્મ, અવસ્થાભેદે કરીને ત્રણ પ્રકારનાં છે: (૧) સંચિત, (૨) પ્રારબ્ધ, (૩) આગામી: અનેક અતીત જન્મો વિષે સંચિત કરેલાં કર્મો તે સંચિત, વર્તમાન જન્મનાં આરંભક કર્મો તે 'પ્રારબ્ધ,' વર્તમાન જન્મમાં કરવાનાં કર્મો તે આગામી.'

× नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥

કરેલું કર્મ શુભ કે અશુભ અવશ્ય ભોગવવું પડે છે. કલ્પનાં કોટિ શતકો વીત્યાં છતાં ભોગવ્યા વગર કર્મનો ક્ષય થતો નથી. આગળ ટિપ્પણમાં કહ્યું છે તેમ પ્રારબ્ધકર્મ બલવત્તર છે અને તેનો ઉપભોગથી જ ક્ષય થાય છે. અનુવાદક

છે. જેમ કોઈ માણુસ વધારે ખાવાથી માંદો પડે, તો ઔષધોપચારથી તે વ્યાધિમુક્ત થાય છે; તેમ નામસ્મરણથી કરાતાં પાપ નાશ પામે છે. ઉત્તમ વાસનાની ઉત્પત્તિ થાય છે. પ્રારબ્ધ ફળ પણ કંઈક અંશે મૃદુ થાય છે. સાધુબાબાએ વિશેષમાં એ પણ જણાવ્યું, જે **સકલ બંધનનો હેતુ અને દુઃખનું મૂળ વાસના છે, તે વાસના નષ્ટ થઈ, એટલે ગતાગતિનો નાશ થાય છે. પછી ફરી તેને જન્મ લેવો પડતો નથી.**

**પ્રશ્ન:** અહંકારનો નાશ શી રીતે થાય?

**ઉત્તર:** જીવને બે પ્રકારના અહંકાર છે. એક તો મલિન અહંકાર અને બીજો શુદ્ધ. વિષય, વૈભવ, ક્ષમતા વગેરેથી જે અહંકાર પેદા થાય છે, તે મલિન અહંકાર અને એ જ જીવના બંધનનું કારણ છે. હું પંડે નિત્ય, શુદ્ધ, બુદ્ધ છું એવો જે વિશ્વાસ, તે શુદ્ધ અહંકાર કહેવાય છે. શુદ્ધ અહંકાર જીવના મોક્ષનું કારણ છે.

**પ્રશ્ન:** જીવની તૃષ્ણા શી રીતે જાય?

**ઉત્તર:** વસ્તુવિચાર દ્વારા—વૈરાગ્ય દ્વારા વાસનાનો નાશ થવો એ કઠિન કાર્ય છે. શ્રીકૃષ્ણે પોતે અર્જુનને ગીતામાં કહ્યું છે, કે (૩, ૩૯) વાસના એ જ્ઞાનીઓનો પરમ શત્રુ છે. એ ન નિવારી શકાતી કામનારૂપ અગ્નિ વડે મનુષ્યનું જ્ઞાન ઢંકાયેલું છે. જીવની ભોગવાસનાનો અંત નથી. આ વાસનાનો જો ક્ષય ન થાય, તો મોક્ષ મેળવવો સંભવિત નથી. આ વાસના કેવી રીતે આપણા સર્વસ્વનો નાશ કરે છે, તે પણ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે. (૨, ૬૨, ૬૩) વિષયોનું ધ્યાન કરવાથી આસક્તિ જન્મે છે, વિષયના સંગથી કામ (ઉત્કટ ઇચ્છા) ઉત્પન્ન થાય છે, કામના પૂરેપૂરી ન પોષાતાં ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધમાંથી સંમોહ એટલે કાર્યાકાર્યવિવેકની શૂન્યતા ઉત્પન્ન થાય છે અને સંમોહથી સ્મૃતિભ્રમ થાય છે, સ્મૃતિભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનાશથી પોતાનો નાશ થાય છે.

વિષયથી જે સુખ ઉત્પન્ન થાય છે, તેને શ્રી ભગવાને અમિતાભ કહ્યું છે. એટલે અતિ તુચ્છ–ક્ષણસ્થાયી–મૃગજળ જેવું; ખાલી મૂઠી વાળી હોય અને અંદર કંઈ ન હોય તેના જેવું; માત્ર દેખાવનું–સદૈવ ખોટું.

એટલું કહી બાબાએ એક વાત કહી: એક માણસનો સંસાર અતિ સુખમય હતો. ઘરમાં સ્ત્રી, પુત્ર, પુત્રવધૂ અને પૌત્ર વગેરે હતાં. દ્રવ્યનો પણ અભાવ ન હતો; પરંતુ આ વિષયી વૃદ્ધના સંસારમાં એક અડચણ આવી પડી. તેના પુત્રે કહ્યું: 'મારે હવે આ સંસારમાં રહેવું નથી. હું તો તપસ્યા કરવા જવાનો.' તેનાં માતાપિતા અને સ્ત્રીએ તેને ઘણીઘણી રીતે સમજાવ્યો, પણ તે દૃઢપ્રતિજ્ઞ યુવકને સંસારનું કોઈ પણ પ્રલોભન અટકાવી શક્યું નહિ. અંતે તેણે એટલું કબૂલ કર્યું કે હું થોડે દૂર નદીતીરે એક કુટિર બાંધી ત્યાં તપસ્યા કરીશ. એ પ્રમાણે તે યુવક ત્યાં જઈ ઘોર તપસ્યા કરવા લાગ્યો. જ્યારે આ પ્રમાણે તે તપસ્યા કરતો હતો, ત્યારે તેના પુત્રનું મૃત્યુ થયું. તે વૃધ્ધે દુ:ખથી કાયર થઈ પોતાના પુત્રને તેડી લાવવા માણસો મોકલ્યા; પરંતુ તે યુવક પાછો ફર્યો નહિ. થોડા સમય પછી તે યુવકની કન્યા પણ મરણને શરણ થઈ. આ સમાચારથી પણ યુવક વિચલિત થયો નહિ. છેવટે તેની સ્ત્રી પણ આલોક છોડી પરલોક સિધાવી. આ માઠા સમાચાર તે યુવકને મોકલાવ્યા; પરંતુ તે ઘર તરફ પાછો ફર્યો નહિ–તે તો તેની તપસ્યામાં મગ્ન રહેવા લાગ્યો. આ પરથી તે વૃદ્ધ રોષે ભરાઈ તેનો તિરસ્કાર કરવા ત્યાં જવા નીકળ્યો. નદીતીરે આવીને જોયું તો તેનો પુત્ર કુટિરની અંદર આંખો મીંચી બેઠેલો છે. પુત્રને આ પ્રમાણે નિર્વિકાર ચિત્તે બેઠેલો જોઈ તે વૃદ્ધ કોપાયમાન થયો અને તેણે મહાજોરથી તેને એક લાત મારી. યુવક ધ્યાનભંગ થયો અને તેણે કહ્યું: 'બાપુ! શા માટે મારો આનંદ નષ્ટ કર્યો? હું આનંદથી જોતો હતો કે મારી સ્ત્રીના ખોળામાં સો સો પુત્ર–કન્યા ખેલી

રહ્યાં છે અને તે ખોળો અતિશય દીપી ઊઠે છે.'

**વૃદ્ધ:** એ તારો કેવળ ભ્રમ છે, તારી કલ્પનાનું મિથ્યા પરિણામ છે. ખરી વાત તો એ છે કે, તારી પત્ની, પુત્ર અને કન્યા એ સર્વે એક પછી એક મરણ પામ્યાં છે.

**યુવક:** એ સત્ય છે એ હું શી રીતે જાણું? જે સત્ય છે તેનો ધ્વંસ નથી. તેઓ જો ખરેખર મારાં હોત, તો ચિરકાળ સુધી મારાં જ રહેત. મારો ત્યાગ કરીને જાત નહિ.

વૃદ્ધે જાણ્યું કે છોકરાનું મગજ ઠેકાણે નથી. કોઈના મનમાં એમ પણ આવે છેઃ

[ તોટક ]

ધન ધાન્ય થકી ઘર તો છલકે,
નવયૌવન પુષ્પ સમું વિકસે;
મધુરા સુખનો ઉપભોગ ન લે,
ધિક્ જીવન તે નરનું જ ખરે.

કેટલાકની માન્યતા એવી હોય છે :

( હરિગીત )

હું મરું કે પુત્ર મરશે, જાતિ માનવ નહિ મરે,
ઉન્નતિના માર્ગમાં લાઘવ ન તેથી કંઈ ખરે;
જળબિંબ અંતે જળ મહીં જે રીતથી મળી જાય છે,
છે ઓટ જો કોઈ સ્થળે, ભરતી બીજે દેખાય છે.

બાબા પાસેથી જે વિવિધ પ્રકારનો ઉપદેશ મળતો હતો, તે જો લખવા બેસું, તો એક મોટું પુસ્તક થઈ જાય. જે જાતના ઉપદેશની ઇચ્છા થાય, તે જાતનો ઉપદેશ બાબા પાસેથી મળતો. એક વખત બાબાને કેટલાક ભક્તો ઘેરીને બેઠા હતા. તેમાં કેટલાક અદ્વૈતવાદી સાધુઓ પણ હતા. એ સમયે દ્વૈત અને અદ્વૈતવાદની

વાત નીકળી. અમારામાંનાં બધાંય દ્વૈતવાદી હતાં. બાબાને કોઈએ જાણવામાં પ્રશ્ન કર્યો, કે કયો માર્ગ શ્રેષ્ઠ? બાબાએ સ્પષ્ટ ઉત્તર ન આપતાં શ્રી હનુમાનજીએ જે કહ્યું હતું તે વાત અમને સંભળાવી. એક સમયે શ્રી રામચંદ્રજી પોતાના આપ્તમિત્ર સાથે બેઠા હતા. તે સભામાં બહુ જ્ઞાની ઋષિમુનિઓ પણ હાજર હતા. શ્રી રઘુનાથે મહાભક્ત હનુમાનને પ્રશ્ન કર્યો :

'હનુમાન, તું મને કયા ભાવથી જુએ છે?'

હનુમાને તરત જ ઉત્તર આપ્યો નહિ. તેમણે મનમાં વિચાર કર્યો કે "જો હું એમ કહીશ, કે તમે મારા પ્રભુ છો અને હું તમારો દાસ છું, તો આ સભામાંના સુજ્ઞ પુરુષો એમ ધારશે કે આટલા લાંબા સમય સુધી શ્રીરામચંદ્રની સેવા કરવા છતાં, હનુમાનજીને જ્ઞાન પ્રાપ્ત થયું નથી. જો એમ કહું કે, 'તમે અને હું એક છીએ બન્ને વચ્ચે કોઈ પણ જાતનો ભેદ નથી.' તો સભાના માણસો એમ કહેશે, કે આ ક્ષુદ્ર ભક્ત હનુમાનની ધૃષ્ટતા તો જુઓ, કે એક સામાન્ય સેવક હોવા છતાં પ્રભુની સાથે એક થવા ઇચ્છે છે!" આ પ્રમાણે વિચાર કરી છેવટે ઉત્તર આપ્યો :

**'द्वैतदृष्ट्याऽस्मि ते दासो जीवबुध्यात्त्वदंशकः।**
**वस्तुतस्त्वहमेवास्मि इति मे निश्चला मतिः॥'**

અર્થાત્ જ્યારે તમારો જીવબુદ્ધિથી વિચાર કરું છું, ત્યારે તમે પ્રભુ અને હું દાસ—તમે ઈશ્વર અને હું તમારો અંશ વિશેષ છું જ્યારે પરમાત્મસ્વરૂપે જોઉં છું, ત્યારે તમારા અને મારામાં કંઈ જુદાઈ નથી જોતો. જે તમે તે જ હું છું.

મહાવીરનો જવાબ સાંભળી સઘળા ખુશી થયા. અમે પણ બાબાની આ વાત સાંભળી ઘણાં પ્રસન્ન થયાં એ કહેવાની જરૂર નથી.

# તૃતીય તરંગ

આ વખતે જોયું તો કૈલાસ આશ્રમમાં રાંધણુશાળા–રસોડું છે. આટલા થોડા ખર્ચે બે કોટડીમાં રસોડું કોઈએ કર્યું હોય, એવું કદી સાંભળ્યું પણ ન હતું. મોટામોટા પથરા વડે એ પાકગૃહની દીવાલ નિર્માણ થઈ છે. ઝાડની ડાળીઓ, થોડા વાંસ અને ખડ એ પાકશાળાનું મૂળ ઉપાદાન છે; અર્થાત્ કે એ સામગ્રી વડે પાકશાળા બાંધી છે. બે કોટડી વચ્ચે પથ્થરની એક દીવાલ છે. એક કોટડીમાં રસોઈ થાય છે અને બીજી કોટડીમાં કોઈ એક સેવક રહે છે. તેમની શય્યાની વ્યવસ્થા પણ ચમત્કારિક છે. વાંસના માંચા પર થોડું ખડ અને એક કામળો. આ માંચાની નીચે બાબાનો ભંડાર છે. ભંડારમાં માત્ર બેત્રણ હાંલ્લાં અને તેમાં લોટ, ચોખા, મીઠું અને મરચાં. બસ જેવી રાંધણુશાળા તેવો જ ભંડાર. પરંતુ વાત એ છે કે ઘર ભલે ને ગમે તેવું હોય પણ રસોઈ માત્ર સુંદર. કોઈ રાજાને ત્યાં પણ એવી રસોઈ થતી નહિ હોય. એક દિવસ બાબાને ત્યાંનો પ્રસાદ મળ્યો હતો. રાંધી'તી તો ખીચડી અને તેમાં મસાલો પણ સામાન્ય હતો; પરંતુ સ્વાદ અપૂર્વ હતો. કદાચ પ્રસાદ હોવાથી તે એટલો સ્વાદિષ્ટ હશે; જો તેમ ન હોય તો સાધારણ ગૃહસ્થને ઘેર એમ કેમ થતું નથી?

બીજી એક વખત બાબાને ત્યાં પ્રસાદ મળ્યો હતો. તે દિવસે શાકમાં હતી દૂધી વા દૂધીનું રાયતું. બાબા માત્ર એક જ શાક ગ્રહણ કરે છે, બીજું લેતા નથી. દૂધીમાં એટલો સ્વાદ હશે તે મેં પહેલાં કોઈ દિવસ અનુભવ્યો ન હતો. આ દૂધી પણ બાબાના બાગમાંની હતી. બાગ પણ એટલો 'મોટો' કે કોઈને કહું તો હસવું આવે–આઠ હાથ લાંબો અને ચાર હાથ પહોળો. તેમાં થોડા વંતાકના વેલા અને મરચાંના રોપા અને એક તરફ દૂધીનો વેલો વળગી રહ્યો છે.

રાયતું ખાધા પછી બાબાને પૂછ્યું: 'આપમો આ સેવક આવી સુંદર રસોઈ બનાવતાં શીખ્યો ક્યાંથી?'

બાબાએ કબૂલ કર્યું: 'તે મારી પાસેથી શીખ્યો છે.'

મેં પૂછ્યું: 'આપ ક્યાંથી શીખ્યા?'

બાબાએ ઉત્તર આપ્યો: 'જ્યારે ગૃહત્યાગ કરી ગુરુગૃહનો આશ્રય લીધો, ત્યારે પ્રથમ રાંધવાનું કામ, પછી સાફસૂફ કરવાનું અને પછી વાંચવાકરવાનું કરવું પડતું.'

બાબાને જ્યારે તેમના પૂર્વાશ્રમની વાત પૂછી, ત્યારે તે ન જણાવતાં એક વાત કહી. વાત આ પ્રમાણે છે:

એક સમયે એક રાજા પોતાના અમાત્ય વગેરેની સાથે અરણ્યમાં શિકારે ગયો. અમાત્ય રાજાથી છૂટો પડી જંગલમાં આમતેમ ભટકવા લાગ્યો. ફરતાંફરતાં તેણે જોયું કે એક માણસ ઝાડ પર ચઢી વૃક્ષની ડાળ કાપી રહ્યો છે. અકસ્માત તેના હાથમાંનો કુહાડો નીચે પડી ગયો; પરંતુ તે ઝાડ પરના માણસે પોતાના મંત્ર બળથી તેને નીચે ઊતર્યાં વગર તેને આકર્ષણ કરી લઈ લીધો. પ્રધાન આ પ્રકાર જોઈ ઘણો આશ્ચર્ય પામ્યો અને વિચાર કર્યો કે આ મંત્ર તેની પાસેથી શીખી લેવો જોઈએ; કારણ કે જો આ મંત્ર આવડે તો ભવિષ્યમાં ઘણો જ ઉપયોગી થઈ પડે. આમ વિચાર કરી મંત્રી વૃક્ષારૂઢ મનુષ્ય પાસે ગયો અને તેની પાસે મંત્રભિક્ષા માગી તે મનુષ્યે કહ્યું: 'હું તો મહેતર (ઢેડ) છું અને આપ છો રાજાના મંત્રી, હું આપનો ગુરુ થવાને યોગ્ય નથી.'

અમાત્ય હિંમત હાર્યો નહિ. તેણે તેની ઘણી આજીજી કરી. અંતે તે ઢેડે તેની માગણી કબૂલ કરી અને પ્રધાનને કહ્યું: 'આપ મને ગુરુ તરીકે સ્વીકારવા તૈયાર છો?'

'હા.'

'જ્યારે હું ગુરુદક્ષિણા કિંવા પરીક્ષા લેવા ચાહું, ત્યારે તે આપવાને કબૂલ થાવ છો?'

‘હા.’

હેડે મંત્ર આપ્યો. મંત્રીએ મંત્રશક્તિની તરત જ પરીક્ષા કરી લીધી. હાથમાંનાં અસ્ત્રાદિ દૂર ફેંક્યાં અને તે મંત્રબળથી પુનઃ તેને હાથમાં આકર્ષી લીધાં. બાદ તે પોતાના ગુરુને પ્રણામ કરી, પ્રસન્નચિત્તે ઘર ભણી પાછો ફર્યો.

આમ કેટલાક માસ વ્યતીત થયા પછી રાજાને ત્યાં ઉત્સવનો પ્રસંગ ઉપસ્થિત થયો. મહેલની બહાર રસ્તાની એક બાજુએ મોટો માંડવો નાખવામાં આવ્યો. રાજા પોતાનાં સગાં, સ્નેહીઓ અને શુભેચ્છકોની સાથે ત્યાં બેસી ઉત્સવનો આનંદ લૂંટે છે, ત્યાં રસ્તા પરથી એક માણસે મોટેથી બૂમ મારી: ‘અહીં કોઈ મારો શિષ્ય છે? જે મારો શિષ્ય હોય તેણે અહીં આવી મારા માથા પરથી આ નરકનો ટોપલો ઉતારી લઈ મારો ભાર હલકો કરવો.’

માથે વિષ્ટાના ટોપલાવાળા માણસ તરફ સઘળાંની દૃષ્ટિ વળી. મંત્રીની નજર પડતાંની વાર તેણે તેને પોતાના ગુરુ તરીકે ઓળખ્યો. મંત્રી સમજ્યો કે પરીક્ષા લેવા માટે ગુરુ આવ્યા છે. તે પ્રતિજ્ઞાબદ્ધ હતો, તેથી તેણે આડોઅવળો વિચાર કર્યો નહિ કે ઢીલ પણ કરી નહિ. તે મનમાં સમજ્યો કે પરીક્ષા આપતાં મંત્રીત્વ, રાજસન્માન તથા બંધુબાંધવોની પ્રાપ્તિ પર પાણી ફેરવવું પડશે; પણ એથી શું? સર્વથી પ્રથમ સત્યની રક્ષા થવી જોઇએ. પ્રધાન વિલંબ કર્યા વગર રાજસભા છોડી તે ભંગીની પાસે ગયો અને કહ્યું: ‘હું જ આપનો શિષ્ય છું, તે વિષ્ટાપાત્ર મારા માથા પર રાખી દો.’

ભંગીએ પ્રસન્નચિત્તે કહ્યું: ‘હું ઘણો જ ખુશી થયો છું. ભાર ઊંચકવાની કંઈ જરૂર નથી, તેમ જ ભવિષ્યમાં બીજી કોઈ પરીક્ષા આપવાની અવશ્યકતા પણ નથી.’

એટલું કહી ભંગી ત્યાંથી ચાલ્યો ગયો. મંત્રી રાજસભામાં

પાછો ફર્યો. રાજાએ અતિ કઠોર સ્વરે કહ્યું: 'મંત્રીવર! તમને દેશમાં કોઈ બીજો માણસ મળ્યો નહિ કે આ ભંગીને ગુરુ તરીકે ગ્રહણ કર્યો ?'

મંત્રી નીચું મોં કરી ચૂપચાપ ઊભો રહ્યો. રાજાએ રોષમાં કહ્યું: 'તું મારી પાસેથી દૂર જા. ખબરદાર, જો હવે પછી મહેલમાં પગ મૂક્યો છે તો, કદાપિ મને તારું મોં બતાવતો ના.'

આમ અપમાન ખમી, પોતાનું પ્રધાનપદ ગુમાવી, મંત્રી ઘેર પાછો ફર્યો. રાજાએ બીજા એક માણસને મંત્રીપદે નિયુક્ત કર્યો; પરંતુ આ મનુષ્ય મંત્રીપદ માટે તદ્દન અયોગ્ય હતો. થોડા જ સમયમાં રાજ્યમાં બખેડા ઉત્પન્ન થવા લાગ્યા; શત્રુઓએ માથું ઊંચું કરવા માંડયું; રાજ્યમાં અંધાધુંધીનાં ચિહ્ન જણાવા લાગ્યાં. એક પડોશી અને પ્રતિદ્વંદી રાજા જે અત્યાર સુધી ચૂપ બેઠો હતો, તેણે સુયોગ જોઈ રાજ્ય પર આક્રમણ કર્યું અને ધીમેધીમે રાજધાની તરફ તે આગળ વધવા માંડ્યો. તેણે તેના સૈન્યને હરાવી છેવટે રાજધાનીને ઘેરો ઘાલ્યો.

ભયભીત રાજાએ પહેલાં તો પ્રધાનને બોલાવ્યો. પ્રધાન જોઈએ તેવો હોશિયાર ન હતો; તેથી તે યોગ્ય સલાહ આપી શક્યો નહિ. શંકિતમને તેણે કહ્યું: 'મહારાજ, મને તો કોઈ ઉપાય જણાતો નથી. શત્રુસૈન્યે રાજધાનીને ઘેરો નાખ્યો છે. બીજા પ્રદેશમાંથી સહાય મળે તેવી પણ સંભાવના નથી. આપણી સૈન્યસંખ્યા પણ બહુ નાની છે.'

'આ બધી વાત હું જાણું છું. આ ક્ષણે શો ઉપાય કરવો તે કહોને ?'

'આત્મસમર્પણ એ જ માત્ર છેવટનો ઉપાય છે.'

'ભીરુ—કાપુરુષ—દૂર હો.' રાજાએ રોષમાં કહ્યું.

અપમાનિત અમાત્ય ત્યાંથી ચાલ્યો ગયો. રાજાને અત્યારે પહેલાંના મંત્રીનું સ્મરણ થયું. તેને એમ પણ લાગ્યું કે જો તે મંત્રીપદે હોત, તો આવો વિપત્તિનો પ્રસંગ આવત નહિ. આમ કેટલોક સમય વિચાર કરી છેવટે ગંભીર રાત્રિએ છૂપા વેશમાં, દુ:ખી ચિત્તે મંત્રીને ત્યાં જઈ તેનું બારણું ઠોક્યું. મંત્રી જાગતો હતો. તેણે રાજાનું જોતાંની વાર સન્માન કર્યું અને આદરથી બેસવા યોગ્ય આસન આપ્યું. ઉદ્વેગપૂર્ણ સ્વરે રાજાએ કહ્યું: 'મંત્રીવર, મને ક્ષમા કરો અને મહાન વિપદમાંથી ઉગારો.'

મંત્રીએ કહ્યું: 'મહારાજ! આપ નિર્ભય રહો. રાત વીતી જતાં પ્રભાત થતાંની વાર જોશો કે શત્રુસૈન્ય છિન્નભિન્ન થઈ નાસવા માંડશે.'

રાજાએ કહ્યું: 'મંત્રી, તમે મારી મશ્કરી કરો છો?'

મંત્રીએ પ્રત્યુત્તર આપ્યો: 'મહારાજ, મેં કોઈ દિવસ આપની સાથે એવો વ્યવહાર કર્યો છે? મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે પાંચસો માણસનું સૈન્ય મને હમણાં ને હમણાં જોઈએ. તે સૈન્યને હું આજ્ઞા કરું તે પ્રમાણે કામ કરવું પડશે.'

રાજાએ કહ્યું: 'હું હમણાં ને હમણાં સૈન્ય મોકલી આપું છું; પરંતુ ગમે તેમ કરી આ આફત ટાળો.'

સૈન્ય આવ્યું. મંત્રી સૈન્ય સાથે કિલ્લાનું દ્વાર ખોલાવી બહાર નીકળ્યો. શત્રુનું સૈન્ય હુમલો કરવા તૈયાર હતું. જ્યારે શત્રુસૈન્ય હુમલો કરવા આગળ ધસ્યું કે મંત્રીએ પોતાના મંત્રના પ્રભાવથી તેમનાં અસ્ત્રશસ્ત્રને આકર્ષી છીનવી લીધાં અને તેમને કેદ કર્યા. એ જ પ્રમાણે આગળ વધીને સેનાપતિને પણ નિ:શસ્ત્ર કરી તેને પણ પકડી લીધો અને કેદ કરી રાજધાનીમાં મોકલી આપ્યો. બાકીનું સૈન્ય હતું તે ભયભીત થઈ નાઠું.

સવારના ઊઠીને રાજા જુએ તો રાજધાની શત્રુસૈન્યથી મુક્ત

થઈ ગઈ છે. આ જોઈ તે ઘણો ખુશ થયો. મંત્રીને તેણે ગાઢ આલિંગન આપ્યું, એટલું જ નહિ પણ તેને શ્રેષ્ઠ પદ અને વિપુલ ધન ઇનામ તરીકે આપ્યું. પછી મંત્રીને એકાંતમાં બોલાવી તેણે આવું અસાધ્ય કાર્ય શી રીતે પાર પાડ્યું તે જણાવવા કહ્યું.

મૃગયા ખેલવા ગયા હતા ત્યારથી તે અત્યાર સુધીની સઘળી હકીકત મંત્રીએ ખુલ્લા દિલથી રાજાને નિવેદિત કરી. રાજા તે સાંભળી ઘણો આશ્ચર્ય પામ્યો. પછી રાજાએ દુઃખી અંતઃકરણે શ્રદ્ધાપૂર્ણ સ્વરે કહ્યું 'મંત્રી, તમે તમારા સત્યની રક્ષા કરી. એ સત્યની રક્ષા કરવા કાજે તમારે સર્વસ્વ ખોવું પડ્યું; છતાં તમે એક ડગલું સુદ્ધાં પાછું ભર્યું નહિ અને મારે હાથે અતિશય લજ્જાજનક કામ થયું. મેં તમને સજા કરી: પરંતુ તેમ કરતાં એકવાર પણ મેં તમને પૂછ્યું નહિ કે શા માટે તમે ભંગીનો ગુરુ તરીકે સ્વીકાર કર્યો છે? તમારા જેવા હિતચિંતકને કંઈ પણ પૂછયાકારવ્યા વગર અપરાધી ઠરવી સજા કરી, એ ખેદજનક વાત અને દુઃખ મારા મનમાંથી કદાપિ જશે નહિ.'

આપણે મનુષ્યના અંતરના ઊંડાણમાં જોયા વગર-તેના ઉદ્દેશ્યને સમજ્યા વગર-તેનો વિચાર કરીએ છીએ. આપણે અહંકારથી પૂર્ણ હોઈએ છીએ. હુંપણું આપણામાં બહુ હોય છે. જેમ દર્પણમય ઘરમાં એક કૂતરાને બાંધીએ, તો તે ચોમેર પોતાનું પ્રતિબિંબ જુએ છે-ચોમેર કૂતરા દેખે છે, તેમ આપણે પણ આ સંસારમાં ચોમેર આપણે આપણા સ્વાર્થને જોઈએ છીએ; બીજાનાં સુખદુઃખ તરફ દૃષ્ટિપાત કરતા નથી. રાજાએ પહેલેથી તે છેલ્લે સુધી પોતે પોતાના સ્વાર્થને જોયા કર્યો; મંત્રીએ પહેલેથી છેલ્લે સુધી પોતાના સ્વાર્થને પગ તળે કચડી રાજાના સ્વાર્થને જોયો. પરિણામ એ આવ્યું કે ગર્વિષ્ઠ રાજાના ગર્વનો નાશ થયો અને નિષ્કામ મંત્રીનો જય થયો તથા તેને સુખ પ્રાપ્ત થયું.

બાબા એક દિવસ અમને સમજાવતા હતા કે આ જગતમાં,

પામર, વિષયી, મુમુક્ષુ અને જ્ઞાની આ ચાર પ્રકારના લોક જોવામાં આવે છે. પામરની ધર્મ તરફ દૃષ્ટિ હોતી નથી. તે એક પાપમાંથી બીજા પ્રકારે બીજા પાપમાં સરી પડે છે. શાસ્ત્રના સંસ્કારરહિત પશુતુલ્ય તે પામર. વિષયી તેને કહે છે કે જે શાસ્ત્રમાં કહેલાં સત્કર્મ કરે છે; પરંતુ તેનાં સર્વ કર્મો સકામ હોય છે. આ લોકના કે પરલોકના સુખ માટે જ હોય છે. મુમુક્ષુ કિંવા જિજ્ઞાસુ તે અનિત્ય સુખનો વિચાર કરતા નથી. જેને ભગવતત્ત્વને જાણવાની ઇચ્છા છે, તે જ્ઞાની પુરુષ સતત નિર્વિકાર હોય છે, વિપદ અને સંપદ તેને સમાન છે. જે સંપૂર્ણ વાસનારહિત છે અને સર્વ વસ્તુમાં કેવળ બ્રહ્મને જ જુએ છે તે જ્ઞાની.

આ પ્રમાણે તેમણે અનેક પ્રકારનો ઉપદેશ આપ્યો. આ પ્રમાણે હું બાબાનાં અમૃતમય વાક્ય શ્રવણ કરતી હતી, ત્યારે કેટલાક ગરીબ માણસો રોગચિકિત્સા સારુ બાબા પાસે આવ્યા. તેઓ ઘણે દૂરથી બાબા પાસે આવ્યા હતા. એમાં શું ? ઘણા માણસો દૂરદૂરથી બાબા પાસે આવે છે. કોઈ પટણા, તો કોઈ મોંગીર અને કલકત્તા સુદ્ધાંથી પણ બાબા પાસે આવે છે. વનસ્પતિ અને પાલામાંથી બાબા પોતે પોતાને હાથે ઔષધ તૈયાર કરે છે. (કોઈ કોઈ વખત પારો, હરતાલ, સોનું ઇત્યાદિની ભસ્મ પણ બનાવે છે એમ પણ સાંભળ્યું છે.) ગરીબ લોકોને તેઓ ઔષધ આપે છે; પરંતુ મૂલ્યરૂપે કંઈ તેઓ ગ્રહણ કરતા નથી, મફત દવા આપે છે. જો કોઈ કંઈ ફળ, મૂળ, કે શાક લાવે તો બાબા આદરથી ગ્રહણ કરે છે.

બાબા જે પ્રકારના યત્નથી અને પ્રીતિથી દરિદ્ર રોગીને ઔષધ આપવા લાગ્યા, તે જોઈ સ્વામી શ્રી વિવેકાનંદના ગાનનું સ્મરણ થયું.

બ્રહ્મથી માંડી કીટ પતંગ અણુઅણુમાં જે વ્યાપી રહ્યો,
સર્વ ભૂતમાં રમતો તેને, સખે સર્વ જઈ ચરણ ધરો;
વિવિધ રૂપે તમ સન્મુખ છે, શોધ તેની બીજે શું કરો ?
સર્વ ભૂતમાં રત છે જે તે ઇશ્વરસેવા કરતો ખરો.

# ચતુર્થ તરંગ

સાધુ સમાધિમગ્ન શી રીતે થતા હશે તે જોવાની અમને ઘણી ઇચ્છા હતી. મારી નાની દીકરી મને વારંવાર આગ્રહ કરવા લાગી કે બાબાને પૂછી જુઓ, તેઓ કદી સમાધિસ્થ થાય છે કે નહિ? એક દિવસ વાત ફેરવીને મેં બાબાને પૂછ્યું: 'કેટલા દિવસની તપસ્યા પછી આપને પ્રથમ સમાધિ લાગી હતી?'

બાબાએ ઉત્તર આપ્યો: 'માઈ, સઘળો વખત સમાધિમાં જ છું.'

મેં જે પ્રશ્ન કર્યો હતો તે યોગીની સમાધિ માટે હતો અને બાબાએ જે જવાબ આપ્યો તે જ્ઞાનીની સમાધિનો હતો. જ્ઞાનીજનો હરસમયે બ્રહ્માનંદમાં મગ્ન હોય છે—આ તન્મયતા તે જ સમાધિ, એ બાબાની વાત પરથી સમજાયું; પરંતુ અમને જે સમાધિ જોવાની ઇચ્છા હતી તે કેટલાક દિવસ પછી શ્રી ગુરુદેવના કરિણીબાગ આશ્રમમાં જોઈ. એક દિવસ સંધ્યાસમયે જ્યારે આશ્રમના પ્રત્યેક મંદિરમાંથી શંખ અને ઘંટ વાગતા હતા, સ્તોત્રપાઠ થતા હતા. ભક્તજનોના કંઠમાંથી નીકળતું મીઠું સંગીત આશ્રમમાં પ્રતિધ્વનિત થતું હતું. તે સમયે અમારા ગુરુમહારાજ શ્રી બાલાનંદસ્વામી એક વિશાળ લીમડાના વૃક્ષ નીચે ધગતી ધૂણી સન્મુખ ગંભીર સમાધિમગ્ન થઈ બેઠા હતા. પવનવગરની અને કંપવગરની પાષાણમૂર્તિ જેવા તેઓ બેઠા હતા. તેમનાં દર્શન કરી અમને આશ્ચર્ય અને આનંદ થયો. થોડો સમય સમાધિ ઊતરવાની રાહ જોઈ આખરે અમે જસિડિ પાછાં ફર્યાં. પાછળથી અમારા સાંભળવામાં આવ્યું કે ગુરુદેવ પ્રાયઃ બે કલાક સુધી એકાગ્રચિત્તે સમાધિમગ્ન હતા.

એક દિવસ બપોરે ગુરુભક્તિની વાત નીકળી. બાબાએ એક વાત સંભળાવી સમજાવ્યું કે જેના હૃદયમાં ગુરુભક્તિ છે, તેને ભગવદ્દર્શન સહજસાધ્ય છે.

કોઈ એક રાજાને પુખ્ત વયે તેના મનમાં વૈરાગ્યનો ઉદય થયો. તેણે વિચાર કરીને જોયું તો તેને એમ લાગ્યું, કે જ્યાં સુધી ગુરુલાભ થયો નથી, ત્યાંસુધી ભગવદ્દર્શન થવાની સંભાવના નથી. ગુરુ મળે કયાં? ચોમેર તેને માટે શોધ થવા લાગી; પરંતુ યોગ્ય ગુરુ મળી આવ્યો નહિ. રોજ સંધ્યાકાળે મંત્રી ખબર આપે કે યોગ્ય ગુરુ કોઈ નજરે પડતો નથી. એક દિવસ રાજાએ કંટાળી કહ્યું: 'હું પંડે ગુરુની શોધમાં જઈશ. આજે જ્યારે રાત્રિ થોડી બાકી રહેશે, ત્યારે રાજધાનીનો ત્યાગ કરીશ અને જો કાર્યસિદ્ધિ નહિ થાય તો હું પાછો ફરવાનો નથી. મંત્રી, તમે જ રાજ્યની દેખરેખ રાખજો.' થોડીવાર વિચાર કરી ફરી કહ્યું: 'આપણા રત્નભંડારમાંથી શ્રેષ્ઠ રત્ન લાવો; કારણ કે ગુરુને દક્ષિણા તો ભેટ ધરવી પડશે ને?'

પ્રભાત થતાં પહેલાં રત્ન લઈને રાજાએ મહેલ છોડ્યો. મલિન વેષે, કોઈ પણ નોકર સાથે લીધા વગર રસ્તો કાપવા માંડ્યો. રાજ્યના નોકરોને કાને રાજાની વાત આવી, એક હલકા નોકરે મનમાં વિચાર કર્યો, કે શા માટે એ રત્નને હાથમાંથી જવા દેવું? જો યુક્તિથી કામ લેવામાં આવે તો રત્ન મળે અને જન્મારાભરની નિરાંત થાય ને દારિદ્રય છૂટે. એમ વિચાર કરી તે રાજાની પાછળ ચાલી નીકળ્યો. જ્યારે જોયું કે રાજા વસ્તીવાળો ભાગ છોડી અરણ્યમાં આગળ વધે છે, ત્યારે તે પોતાનો માર્ગ બદલી આડવાટે રાજાની આગળ થયો. રાજાને ચાલવાનો અભ્યાસ નહિ, તેથી તે ધીરેધીરે માર્ગ કાપે છે અને વચ્ચેવચ્ચે ઝાડની નીચે વિશ્રાંતિ લે છે. થોડીવાર વિશ્રામ લીધા પછી તે ચોર પુરુષે જાણ્યું કે રાજા તો મને ઓળખે એમ નથી, કારણ કે હું તેની સન્મુખ કોઈ દહાડો ગયો નથી. પાસે વળી બનાવટી સાધુનો વેશ પણ તૈયાર છે. જ્યારે જોયું કે અંધકારે પૃથ્વીને ગ્રસવા માંડી છે, ત્યારે તે થોડે દૂર ગયો અને એકાંતમાં જઈ તેણે સાધુનો વેષ ધારણ કર્યો. સાધુ બનવામાં દીર્ઘ જટા અને દીર્ઘ મૂછો હોય એટલે થયું. આમ વેષ બદલીને

તે ઠગ રસ્તાની એક બાજુએ આસન માંડી બેઠો. રાજા પાસે આવતો જણાયો એટલે તેણે પોતાની આંખો બંધ કરી દીધી.

ક્ષણકાળ પછી રાજા ત્યાં આવી પહોંચ્યો અને આનંદથી તે સાધુના સામું જોઈ રહ્યો. અંધકાર વધારે ગાઢ થતો જતો હતો. એ અંધકારમાં રાજાએ જે દેખાવ જોયો તેથી તેના મનમાં ભક્તિનો ઉદય થયો. તેણે સાધુને ચરણે પડી સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને મંત્રદીક્ષા માટે પ્રાર્થના કરીઃ સાધુએ કહ્યું: 'બેઠો.'

રાજા સાધુના શબ્દનો અર્થ એમ સમજ્યો કે સઘળા પ્રકારની વાસનાનો ત્યાગ કરી ભગવાનની આરાધના કરવા અહીં બેસો. 'બેઠો' શબ્દને રાજાએ મંત્રરૂપે ગ્રહણ કર્યો. બાદ ભક્તિનમ્રચિત્તે રાજાએ તે ધૂર્ત ગુરુને ચરણે અમૂલ્ય રત્ન દક્ષિણારૂપે અર્પણ કર્યું. તે ઠગે આશીર્વાદ આપી કહ્યું: 'બેઠો.'

રાજા ત્યાં આસન જમાવી દઢચિત્તે જપધ્યાન કરવા લાગ્યો.

દિવસ પર દિવસ વ્યતીત થવા લાગ્યા. કઠોર તપસ્યામાં રાજા મગ્ન રહેવા લાગ્યો. આહાર નહિ. નિદ્રા નહિ, કેવળ એકાસને બેસી 'બેઠો' મંત્રનો જપ જપવા લાગ્યો. રાજાની આવી કઠોર તપસ્યાથી વૈકુંઠમાં વિષ્ણુનું મન ચંચલ થયું, તેમણે વેગથી રાજાને દર્શન આપી કહ્યું: 'હું તારા પર પ્રસન્ન થયો છું. ઊઠ, જા, તારા રાજ્યમાં પાછો જા.'

શંખ, ચક્ર, ગદા, પદ્મધારી શ્રીવિષ્ણુને રાજાએ ઓળખ્યા અને કહ્યું: 'ક્ષમા કરો મહારાજ, હું અહીંથી ઊઠી શકતો નથી.'

'શા માટે ઊઠી શકતો નથી? હું તને તેમ કરવાની આજ્ઞા કરું છું.'

'મહારાજ, આપની આજ્ઞા કરતાં મને મારા ગુરુની આજ્ઞા વધારે છે.'

શ્રીવિષ્ણુ અંતે તે ઠગ ગુરુને ત્યાં પકડી લાવ્યા અને શ્રીવિષ્ણુની આજ્ઞાથી તેણે ઝાડની આડમાં જઈ સાધુનો વેષ ધારણ કર્યો અને પછી તે રાજાની સન્મુખ આવી ઊભો. પોતાના ગુરુને પાછા ફરેલા જોઈ રાજાનું મન આનંદથી ઊછળવા લાગ્યું. તેણે પ્રથમ પોતાના ગુરુને ચરણે પડી પ્રણામ કર્યાં અને ત્યારપછી તે શ્રીવિષ્ણુને પગે પડ્યો. આ વાત સંભળાવી બાબાએ કહ્યું:

ગુરુ ગોવિંદ દોનું ખડે, કિસકું લાગું પાય
બલિહારી ગુરુ આપકી, (જીને) ગોવિંદ દિયો બતાય.

પરમાત્માનો સર્વભૂતમાં વાસ છે. તે સંબંધી એક દિવસ વાત નીકળી. બાબાએ કહ્યું કે જે ખરું જોઈ શકે છે, તે બહારથી ભિન્ન-ભિન્ન મૂર્તિ જોવા છતાં તેના મૂળમાં તે એક જ વસ્તુને જુએ છે. તે પૃથક્પૃથક્ કે ભિન્નભિન્ન મૂર્તિ જોતો નથી. આ વાત સમજાવવા સારુ બાબાએ એક નાની સરખી વાત કહી: એક માણસ પાસે વંશપરંપરાથી સુવર્ણની કેટલીક મૂર્તિઓ હતી. કોઈ શ્રીરામચંદ્રની, કોઈ સીતાદેવીની, તો કોઈ મહાવીર હનુમાનની હતી. તે ગૃહસ્થ ધીમેધીમે ગરીબ અવસ્થાને પામ્યો. પછી દેશમાં દુકાળ પડ્યો. કોઈ પણ ઉપાય ન રહેવાથી તેણે પોતાનો સંગ્રહ વેચવા નિશ્ચય કર્યો. આમ વિચાર કરી તે પોતાની મૂર્તિઓ લઈ સોની પાસે ગયો. સોનીએ જ્યારે મૂર્તિઓનું વજન કરવા માંડ્યું, ત્યારે શ્રીરામચંદ્રજીની મૂર્તિ કરતાં હનુમાનની મૂર્તિનું મૂલ્ય અધિક આંક્યું. વસ્તુસ્થિતિ આ પ્રમાણે જોઈ તે ગૃહસ્થ બોલી ઊઠ્યો: 'એમ કેમ બને? શું પ્રભુના કરતાં તેના સેવકનું મૂલ્ય વધારે? કદાપિ નહિ.' તે સોનીએ કહ્યું: 'હું તો સ્વામી કે સેવકને જોતો નથી, મને તો બધું સોનું જ દેખાય છે, બધું એક જ છે.' બાબાએ ત્યારપછી કહ્યું: એક પરમાત્મા ભિન્નભિન્ન રૂપ ધારણ કરતાં ભિન્નભિન્ન નામથી ઓળખાય છે. જેમ શ્રી ભગવાને ગીતામાં કહ્યું છે:

'सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥*'

બાબાએ બીજો કેટલોક બોધ આપ્યો. સંધ્યાકાળ થતો જોઈ અમને વિદાય આપી. તેમનો મધુમય સંગ છોડી જવા ઇચ્છા થતી ન હતી.

# પંચમ તરંગ

પોષ માસ, ટાઢ તો એટલી સખત કે ન પૂછો વાત. આકાશ મેઘથી છવાય છે—વચ્ચેવચ્ચે વૃષ્ટિ પણ પડે છે. પ્રબળ વાયુ વાય છે. આકાશમાં ગર્જના થાય છે. પવનના સુસવાટા થાય છે. આ સર્વ મનમાં ભયનો સંચાર કરે છે. કેટલાક દિવસ થયાં અમે ઘરની બહાર નીકળ્યાં નથી.

આકાશમાંથી પાણી પડતું બંધ થયું એટલે અમે બાબાને મળવા કૈલાસ ગયાં. જઈને જોયું તો સર્વનાશ! બાબાનું ક્ષુદ્ર ઘર વર્ષાથી ભિજાઈ ગયું છે. છતની પાર થઈને પાણીની નિરંતર ચાલુ ધારારૂપે વૃષ્ટિ પડે છે. બાબાનું બિછાનું તરબોળ થઈ ગયું છે. તેમણે માથા પર છત્રી ધરી કેટલીક રાત્રિઓ એમ ને એમ બેસીને વિતાડી છે. શયનની જે પ્રમાણે વ્યવસ્થા તે જ પ્રમાણે આહારની. તે અમે તેમ હો. પણ મનને એક પ્રકારનો ખેદ થયો. બાબાનું પ્રસન્નવદન જોઈ તે ભૂલી નહિ અને બોલતાં બોલી જવાયું: 'બાબા! આપને સો સો ભક્તો છે અને શિષ્યો પણ છે. બાબાને ઇચ્છા કરવાની ખોટી, કે અહીં મોટી ઇમારત બંધાય. છતાં બાબા! આપ શા માટે આટલું કષ્ટ સહન કરો છો?'

---

* એવો યોગયુક્ત અને સર્વમાં સમદૃષ્ટિવાળો યોગી સર્વ પ્રાણી-પદાર્થમાં પોતાના આત્માને અને પોતાના આત્મામાં સર્વ પ્રાણી-પદાર્થને રહેલાં જુએ છે.

બાબાએ હસિત વદને ઉત્તર આપ્યો: 'મૈયા! મને તો કોઈ જાતનું કષ્ટ જ નથીને!'

બાબાનો જવાબ સાંભળી એક પુરાતન વાતનું સ્મરણ થયું. બસરાની અધિવાસિની મહાસાધ્વી રાબિયા એક વખત તીવ્ર પીડાથી બિછાનાવશ પડી હતી. તેને મળવાને અને તેની ખબર કાઢવાને બે ભક્તજન આવ્યા. તેને વ્યાધિગ્રસ્ત જોઈને હસન બસરાઈએ કહ્યું: 'ભગવાન વ્યાધિ કે પીડા મોકલે તો તે શાંતિથી સહન કરવી જોઈએ.' બીજા ભક્ત મલેક દિનાર દમસ્કીએ કહ્યું: 'રોગ. પીડા તેના તરફથી આપણને એક પ્રકારનું દાન છે એમ સમજી ખુશી થવું જોઈએ.' રાબિયાએ કહ્યું: 'જેઓ પ્રભુમાં તન્મય કે મશગૂલ બની જાય છે, તેને સુખદુઃખનું કંઈ ભાન જ રહેતું નથી.'

બાબાએ તેમનું આ કષ્ટ કેવા ભાવે ગ્રહણ કર્યું હશે, તે હું જાણતી નથી; પરંતુ તેમનું કષ્ટ ભગવાનથી સહન થયું નહિ. થોડા જ સમયમાં એ કુટિરને ભાગી નાખવામાં આવી અને ત્યાં નવું ઘર તૈયાર થઈ ગયું. તે સમયે કેટલાક મહિના સુધી બાબા એક નાના તંબુમાં રહેતા હતા. ઠંડીના બાકીના મહિનામાં બાબાએ આ નાના તંબુમાં જેમતેમ માથું ઊંધું કરી રાત કાઢી હતી. દિવસના તેઓ એક મોટા પથ્થર પર બેસતા હતા. અમે પણ તેમની પાસે ભૂમિ પર બેસતાં હતાં. આ સમયે બાબા કેટલાક દુહા સંભળાવતા હતા. કોઈ તેમના રચેલા, તો કોઈ શ્રી તુલસીદાસના, તો કોઈ ભક્ત કબીર વગેરે સાધુઓના હતા.

દુહા સંભળાવવા ઉપરાંત અનેક સદુપદેશો પણ સંભળાવતા હતા. તેઓ કહેતા હતા કે ભગવાનનાં દ્વાર પર જઈ કોઈ જાતની માગણી કે પ્રાર્થના કરવી નહિ. જો કંઈ માગવું હોય, તો ભક્તિ કે જ્ઞાન માગવાં. તેની પાસે નાનીમોટી વસ્તુ માગી સર્વસ્વ ગુમાવતા ના. શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ જગજ્જનની પાસે શુદ્ધ ભક્તિની યાચના કરતા હતા. સંસારી જનો તેની પાસે ધન, પુત્ર કિંવા

જયની વાંછના કરે છે.

આ સારી રીતે સમજાવવા માટે બાબાએ એક દૃષ્ટાંત આપ્યું: કોઈ એક રાજા ઘોડા પર બેસી ફરવા નીકળ્યો. ફરતાંફરતાં તે ઘણે દૂર નીકળી ગયો. પ્રખર તાપથી પિડાઈ તે તરસથી આકુળવ્યાકુળ થયો. તપાસ કરી તો પાસે કોઈ જલાશય જણાયું નહિ. એક માણસ ખેતરમાં ચાસ રોપતો હતો. બીજો કોઈ ઉપાય ન જણાવાથી તે રાજા તેની પાસે ગયો અને તેણે જલની માગણી કરી. તે ખેડૂત પાસે પણ જળ ન હતું; પરંતુ ખેતરમાં તડબૂચનો ઘણો પાક હતો. તેમાંથી તેણે એક રાજાને આપ્યું. રાજાએ પરમ આનંદથી તે તડબૂચના જળનું પાન કર્યું અને તે તૃપ્ત થયો. જતાંજતાં તેણે કહ્યું: 'જો કોઈ વખતે કંઈ જરૂર પડે, તો તું મારી પાસે આવજે. બનતા પ્રયાસે તારું દુઃખ દૂર કરવા હું પ્રયત્ન કરીશ.'

થોડા સમય પછી ખેડૂતે જોયું કે વૃષ્ટિના અભાવે ધાન્ય પાકે તે પહેલાં રોપા સર્વ સુકાઈ ગયા છે. હવે શું થશે? બળદો શું ખાશે? આ ચિંતાએ તે ખેડૂતને ઘેર્યો. વિચાર કરતાં તેને તે રાજાનું સ્મરણ થયું. તે વ્યાકુળચિત્તે રાજા પાસે ગયો. રાજા તેને જોતાં રાજી થયો અને પૂછ્યું: 'કેમ ભાઈ! તારે શું જોઈએ છે?' તે ખેડૂતે હાથ જોડી નમ્રતાથી કહ્યું: 'બીજું કંઈ નહિ. ફક્ત બે ગાડાં ઘાસ આપવા માટે આજ્ઞા કરો.' રાજાએ કહ્યું: 'ભાઈ, તેં માગીમાગીને શું માગ્યું? બે ગાડાં ઘાસ. એ તો બહુ નાની વાત છે. મારા ભંડારમાં બહુ મૂલ્યવાન રત્નો છે, અલંકાર છે, તેમાંથી કંઈ આપું. તે સિવાય બીજું કંઈ જોઈતું હોય, તો તે પણ આપું.'

તે ખેડૂત તેના બળદની ચિંતામાં એટલો મગ્ન હતો કે તેના અંતરમાં તે સિવાય બીજી કંઈ આકાંક્ષા ન હતી. તેણે કહ્યું: 'મને ઘાસ મળ્યું એટલે સંતોષ છે.'

રાજા હરખ્યો અને તેને ઘાસ આપી વિદાય કર્યો. આપણે પણ જ્યારે જગજ્જનનીના અનંત ભંડાર અને વિપુલ ઐશ્વર્યમાંથી

કેવળ ધન કે પુત્રની કામના કરીએ, ત્યારે તે કૃપાળુ માતા પણ તેમ જ હસે છે.

મારા ગુરુદેવે એક વખતે કહ્યું હતું:

'બિન માગે મોતી મિલે, માગી મિલે ન ભીખ;'

(અણુમાગ્યાં મોતી મળે, માગી મળે ન ભીખ.)

તેમણે કહ્યું હતું કે ભગવાનના ચરણમાં જઈ ભિક્ષા માગવાથી કંઈ મળે છે; પરંતુ કંઈ ન માગવાથી મણિ-માણેક મળે છે.

બાબા સમજાવતા હતા કે આપણે મોહથી એટલા બધા ઘેરાઈ ગયા છીએ કે આપણે આપણા ખરા સ્વરૂપનાં દર્શન કરી શકતા નથી. એ દૃષ્ટાંત દ્વારા સમજાવવા માટે બાબાએ એક વાત કહી સંભળાવી:

કોઈ એક રાજાને ચાર રાણીઓ હતી; પરંતુ તેમાંથી એકના પણ ગર્ભે સંતાન જન્મ્યું ન હતું. પુત્રના અભાવને લીધે રાજા સદૈવ ખિન્ન રહેતો હતો. એક સમયે રાજસભામાં એક સાધુ પધાર્યા. સાધુના દર્શનથી રાજા ઘણો પ્રસન્ન થયો. તેણે પોતાને સ્વહસ્તે તેમની સેવા કરી. સાધુએ પ્રસન્ન થઈ રાજાને પૂછ્યું: 'તારી શી મનોકામના છે?' રાજાએ કહ્યું: 'મહારાજ! મને પુત્ર આપો.' સાધુએ કહ્યું: 'તને પુત્ર થશે, પરંતુ હાલમાં તારે જે રાણીઓ છે તેમના પેટે પુત્ર થવાનો સંભવ નથી. તું કોઈ ગરીબ ઘરની કન્યા સાથે લગ્ન કર એટલે તારી મનોકામના ઈશ્વરકૃપાથી સિદ્ધ થશે.'

રાજાએ સાધુની આજ્ઞા પ્રમાણે લગ્ન કર્યાં અને થોડા સમયમાં નવી રાણીને ગર્ભ રહ્યો. રાજ્યમાં આનંદ વ્યાપ્યો; પરંતુ મોટી રાણીઓ ઈર્ષ્યાની આગથી બળી ઊઠી. તેમણે એક કાવતરું રચ્યું. સુવાવડ કરનાર બે ધાત્રીઓ-દાઈઓને પૈસા આપી વશ કરી લીધી અને એક શિલ્પી પાસે પથ્થરનું એક બાળક તૈયાર કરાવ્યું. પછી એક દિવસ તે નાની રાણીને એકાંતમાં કહ્યું: 'તું ગરીબ ઘરની

કન્યા છે. અને તને રાજાના ઘરના આચારવિચાર કે વ્યવહારની ખબર નથી. આ રાજગૃહમાં વંશપરંપરાથી એવો રિવાજ ચાલતો આવે છે કે પ્રસવસમયે, સંતાન જણનારીનું વદન જરિયાન વસ્ત્રથી ઢાંકી રાખવું જોઈએ; જો તેમ કરવામાં ન આવે તો સંતાન ચિરકાળ માટે દુ:ખી થાય છે.'

સરલ સ્વભાવની તે નાની રાણીએ આ વાત કબૂલ કરી, કે રખેને સંતાન હમેશ માટે દુ:ખી થાય. આ પ્રમાણે પ્રસવસમયે રાણીનું મોં ઢાંકી દેવામાં આવ્યું. રાણીની કૂખે એક સુંદર પુત્ર પ્રસવ્યો; પરંતુ મોટી રાણીઓએ તેને બહાર મોકલાવી દીધો અને તેને બદલે પેલું પથ્થરનું બાળક રાખી દીધું. પછી રાણીઓએ વાત ઉડાડી કે નાના રાણીને પેટે પથ્થરનું બાળક જન્મ્યું છે. આ બીના સાંભળી દુ:ખથી રાજાને મૂર્છા આવી.

પેલા તરતના જન્મેલા રાજપુત્રને નગરની બહાર લઈ એક અરણ્યમાં મૂકી આવ્યા. એક ભીલ લાકડાં લેવા તે અરણ્યમાં આવ્યો હતો. તરતના જન્મેલા બાળકનો રડવાનો અવાજ સાંભળી, જ્યાંથી રોવાનો અવાજ આવતો હતો તે તરફ તે ગયો. બાળકને જોતાંની વાર તેણે કાષ્ટનો ભારો નાખી દીધો અને બાળકને લઈ ઘેર પાછો ફર્યો. તેની સ્ત્રીને કંઈ છૈયુંછોકરું ન હતું; એટલે તે બાળકને જોઈ આનંદ પામી, અને ભીલને ત્યાં તે રાજપુત્ર મોટો થવા લાગ્યો.

આ રાજબાળ પોતાને ભીલનો પુત્ર જ સમજતો હતો. પોતાના પ્રતિપાલકને–ઉછેરનારને તે પિતા કહીને બોલાવતો હતો. ભીલનાં છોકરાને જે જાતની કેળવણી મળે તેવી કેળવણી તેને મળી હતી અને તે પણ ભીલનાં આચરણ અને વ્યવસાય શીખ્યો હતો. જ્યારે તે બાળક દશ વર્ષનો થયો, ત્યારે પહેલાં જણાવેલા સાધુએ આવી તે ભીલના ઘરમાં આતિથ્ય ગ્રહણ કર્યું. તે વૃદ્ધ ભીલે ભારે ભક્તિ-શ્રદ્ધાથી સાધુનો આદરસત્કાર કર્યો. ભીલબાળક પણ પોતાના પિતાને તેમાં સહાય કરતો હતો. અચાનક સાધુની દૃષ્ટિ તે બાળક પર પડી;

તેને જોતાંની વાર તે ચોંકી ઊઠ્યો. આવું રૂપ ભીલને ત્યાં કદાપિ સંભવે નહિ બાળકના લલાટનું નિરીક્ષણ કરતાં તેને સ્પષ્ટ તેમાં રાજટિક્કો (રાજા થવાનું લક્ષણ) જણાયો. તેણે તે વૃદ્ધ ભીલને એકાંતમાં બોલાવી પૂછ્યું: 'આ બાળક તને ક્યાંથી મળ્યો?' તે વૃદ્ધ ભીલે સર્વ હકીકત નિવેદિત કરી. સાધુએ તેને બહાર મોકલી બાળકને હાક મારી. બાળક અંદર આવ્યો. સાધુએ તેને કહ્યું: 'તું ભીલ નથી પણ રાજપુત્ર છે.' બાળકે જવાબ આપ્યો: 'હું ભીલ છું, રાજપુત્ર નથી. આ મારું ઘર છે અને આ મારાં માબાપ છે.'

સાધુએ તેને ઘણી રીતે સમજાવ્યો, પણ તે બાળક એકનો બે થયો નહિ અને કોઈ પણ પ્રકારે તે ભીલ સિવાય બીજો કોઈ નથી, એમ જ તે હઠ લઈ બેઠો. સાધુએ યોગબળથી કે બુદ્ધિપ્રભાવથી જોયું કે અગિયાર વર્ષ પહેલાં એક વાંઝિયા રાજાએ પુત્ર માટે આવી માગણી કરી હતી.

આ ભીલને ત્યાં ઊછરેલું બાળક તે રાજાનું જ સંતાન છે. રાજાની ચાર રાણીઓએ ઈર્ષ્યાથી પ્રેરાઈ આ બાળકને જંગલમાં નંખાવી દીધું હોવું જોઈએ એમાં શંકા નથી. આ પ્રમાણે વિચાર કરી તે સાધુ રાજધાની તરફ જવા ઊપડ્યો અને થોડા સમયમાં રાજાને ત્યાં આવી પહોંચ્યો. રાજાને મળતાંની વાર તેણે પ્રશ્ન કર્યો: 'પાંચમી રાણીને પેટે કંઈ સંતાન જન્મ્યું છે કે નહિ?'

**રાજા:** રાણીને પેટે એક પથ્થરની પૂતળી જન્મી હતી.

**સાધુ:** મનુષ્યને પેટે પથ્થરની પૂતળી જન્મે એ કદાપિ કાળે સંભવિત છે?

**રાજા:** એવો સંભવ નથી, પણ જ્યારે રાણીઓએ અને બે ધાત્રીઓએ તે વાત કહી ત્યારે તે માન્યા વગર છૂટકો ન હતો.

**સાધુ:** જો તે ધાત્રીઓ જીવતી હોય, તો અત્યારે ને અત્યારે તેમને અહીં તેડી મંગાવો.

ધાત્રીઓ જીવતી હતી. રાજાજ્ઞાથી તેઓ ત્યાં તરત હાજર થઈ.

સાધુની કઠોર આજ્ઞાથી તેમણે ખરી વાત જાહેર કરી દીધી. રાજાએ સાધુને પૂછ્યું: 'તે મારો પુત્ર જીવતો છે અને તેમ હોય તો તે ક્યાં છે?'

સાધુએ રાજાને એકાંતમાં બોલાવી કહ્યું: 'તને તારો પુત્ર અલ્પ સમયમાં પાછો મળશે; પરંતુ તે પહેલાં તું એક જ જાતના બે પોષાક તૈયાર કરાવ એક તારે પોતાને માટે અને એક દશ વર્ષના બાળક માટે. જે ઓરડામાં બાળકનો પોષાક રાખવામાં આવે તે ઓરડામાં એક મોટો આયનો રખાવજે. હું જલદીથી પાછો આવીશ.'

સાધુ રાજધાનીમાંથી ચાલી નીકળ્યો અને યથાકાળે તે ભીલને ત્યાં આવી પહોંચ્યો અને તે બાળકને વારંવાર સમજાવવા લાગ્યો: 'તું ભીલ નથી પણ રાજપુત્ર છે. માત્ર ભીલને ઘેર તું ઉછર્યો છે, પરંતુ બાળક તો કેમે કર્યો યે સમજ્યો નહિ. ઊલટું મશ્કરી સમજી તે જોરથી કહેવા લાગ્યો: 'આ જ મારાં માબાપ, આ જ મારું ઘર—હું ભીલનો છોકરો છું—રાજપુત્ર નથી.'

પછી તે સાધુ ભીલ-દંપતી અને બાળકને લઈ પાછો રાજધાની તરફ ચાલી નીકળ્યો. થોડા સમય બાદ તે રાજદ્વાર આગળ આવી પહોંચ્યો. તે દંપતીને ત્યાં બહાર રાખી તે બાળકને લઈ જ્યાં તેનાં વસ્ત્ર રાખ્યાં હતાં, તે ઓરડામાં ગયો. ત્યાં જઈ તેને નવાં કપડાં પહેરાવ્યાં અને રાજાને ત્યાં તેડી મંગાવ્યો. રાજા પણ તૈયાર કરેલો પોષાક ધારણ કરી ત્યાં આવ્યો અને સાધુને તેણે પ્રણામ કર્યા. બાદ તે પોતાના પુત્ર પાસે ઊભો રહ્યો. તે ઓરડામાં આયનો તો હતો જ. સાધુની આજ્ઞાથી બન્નેએ દર્પણમાં જોયું. બાળક વિસ્મિત નયને પોતાનું પ્રતિબિંબ જોવા લાગ્યો, તેણે પૂર્વે પોતાનો ચહેરો દર્પણમાં જોયો ન હતો. વળી તેણે તેના ખરા પિતાનો ચહેરો અને મળતાપણું જોયું અને દર્પણમાં પોતાની લાવણ્યમય મૂર્તિ જોઈ તેને ખાતરી થઈ કે હું ભીલનો બાળક નથી; પરંતુ મોટા પ્રતાપી રાજાનો પુત્ર છું.'

સાધુએ તેને પૂછ્યું: બાળક, તું કોણ છે?

**બાળક:** હું રાજપુત્ર છું.

**સાધુ:** તું તારા પિતાને ઓળખે છે?

**બાળક:** મારી પાસે જ મારા પિતા ઊભા છે. હું આટલા દિવસ મોહથી ઘેરાયો હતો. આપની કૃપાથી હું પોતાને ઓળખવા ભાગ્યશાળી થયો છું અને મારા ખરા પિતાને પણ ઓળખી શક્યો છું.

આ વાત સંભળાવી બાબાએ કહ્યું: ભીલને ઘેર ઊછરેલો બાળક આટલા દિવસ સુધી પોતાના ખરા સ્વરૂપથી અણવાકેફ હતો, તેમ જીવ પણ મોહિત અવસ્થામાં પોતાના વાસ્તવિક સ્વરૂપથી અજાણ રહે છે. તેને સમજાવવા છતાં તેને પોતાના મૂળ સ્વરૂપનું ભાન થતું નથી અને તે સમજવા પણ ઇચ્છતો નથી. જે ઘરમાં તેનું પાલન થાય છે, તેને તે પોતાનું ઘર માને છે; જે તેને પાળીને મોટો કરે છે, તેને પિતા સમજે છે; પણ તેને તેના ખરા ઘરનું કે ખરા પિતાનું ભાન નથી અને આવી અણસમજમાં દિવસો કાઢે છે. જો કોઈ સદ્‌ગુરુ કૃપા કરી તેને આત્મજ્ઞાન આપે, તો તેની માયાનો પાશ કપાઈ જાય છે. આમ થાય ત્યારે તેને સમજ પડે છે કે તેના પિતા કોણ છે અને તેનું ખરું ઘર ક્યાં છે.

બાબા જ્યારે આ પ્રમાણે અમને ઉપદેશ આપતા હતા, ત્યારે એક વૃદ્ધ સ્ત્રી રડી પડી અને બોલી: 'મારું શું થશે? બાબા! મેં તો ભગવાનનું સ્મરણ કર્યું નથી, કે તેનું ભજન સુદ્ધાં હું કરી શકી નથી.'

બાબાએ મધુર હાસ્યથી પ્રેમળ સ્વરે કહ્યું: 'તમે તેનું સ્મરણ નથી કર્યું તેથી શું? તે તમને ભૂલશે નહિ.'

બાબાના આ આશાજનક અને સાંત્વન આપે તેવાં વચનોથી તે વૃદ્ધ સ્ત્રી ભક્તિમય ચિત્તે રડી ઊઠી. અમારામાંનાં ઘણાંની આંખોમાં પણ ઝળઝળિયાં આવ્યાં.

★

કૈલાસપતિ

# હંસ મહારાજ

## તૃતીય ખંડ

# પ્રથમ તરંગ

**પૂ**ર્વે મહાત્મા શ્રુતાનંદજીના નામનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ તેમનો કોઈ પણ પ્રકારનો પરિચય આપ્યો નથી. સાધુનો તે પરિચય શો? સાધુનો પરિચય તેનાં ભગવાં વસ્ત્રમાં નથી–તેનાં જ્ઞાન અને વૈરાગ્યમાં સાધુનો વાસ્તવિક પરિચય છે. શ્રુતાનંદજીએ ચાળીશ વર્ષની વયે ગૃહત્યાગ કર્યો હતો. તેઓ આજન્મ બ્રહ્મચારી છે. જો કે બાલ્યકાળમાં જ તેમના મનમાં તીવ્ર વૈરાગ્ય જાગૃત થયો હતો; છતાં વૃદ્ધ જનનીના મનને ક્લેશ થવાનું કારણ ન આપવા, તેની આજ્ઞાથી ચાળીશ વર્ષ સુધી તેની પાસે તેઓ રોકાયા હતા. આ સમયમાં તેઓએ વેદાંતશાસ્ત્રાદિનો બહુ યત્નપૂર્વક અભ્યાસ કરી તેમાં પ્રવીણતા મેળવી હતી. તેમની માતાએ જ્યારે દેહત્યાગ કર્યો, ત્યારે તેમણે ગૃહત્યાગ કર્યો. મહાત્મા તૈલંગ સ્વામીની બાબતમાં પણ આ જ પ્રમાણે ઘટના બનેલી છે. પ્રથમ તેઓએ એક ગુરુ પાસે દીક્ષા ગ્રહણ કરી, નવ વર્ષ પર્યંત તેમની પાસે શિક્ષણ મેળવ્યું. આ સમયમાં તેઓ તન, મન અને વાણીથી ગુરુની સેવા કરતા હતા. જે પ્રમાણે ગુરુ તેમના પ્રતિ પુત્રથી અધિક પ્રેમ રાખતા હતા, તે પ્રમાણે તેઓ પણ તેમના પ્રતિ વિશેષ આસક્ત રહેતા હતા. જ્યારે ગુરુએ દેહત્યાગ કર્યો, ત્યારે તેઓ પગપાળા તીર્થાટન કરવા નીકળ્યા અને ૧૨–૧૩ વર્ષ તીર્થભ્રમણમાં વ્યતીત કર્યાં. કોઈ પણ સ્થાનમાં તેઓ અધિક સમય રહેતા નહિ. માત્ર હમણાં તેઓ જાંશાડિમાં કેટલાક દિવસથી રહે છે. તેમણે જ કહેલું, કે શ્રી હંસદેવજી જ્યારે તીર્થભ્રમણ કરતા હતા, ત્યારે શ્રી હંસદેવજીએ તેમને જોયા ન હોય તો ભલે, પણ તેમણે તો શ્રી હંસદેવજીને બહુ સ્થાનમાં જોયા હતા. આટલા દિવસ પછી ઉભયને એક જ સ્થાનમાં રહેવાથી

પરસ્પરને મળવાનો ઉત્તમ સુયોગ બની આવ્યો છે. શ્રુતાનંદ સ્વામીજી કહે છે, કે શ્રી હંસદેવજી મહારાજ કઠોર સાધક હતા; અર્થાત્ કે તેઓશ્રી અતિશય તિતિક્ષાપરાયણ સાધુ છે. તેઓએ કેટલાંક વર્ષ સુધી તાપ, ટાઢ વર્ષા કે તોફાનમાં માત્ર કૌપીન ધારણ કરી એકાગ્રતાથી અને પ્રસન્નચિત્તે ઘણી સાધના કરી છે. એક દિવસ એ મહાત્માએ વાત કરી હતી, કે પૂર્વે શ્રી હંસદેવજી જે પાત્રમાં જળપાન કરતા હતા, તે પાત્ર પણ ત્યાં ને ત્યાં નાખી દઈ બીજા સ્થાનમાં જતા હતા. સાંભળ્યું છે કે સનાતન ગોસ્વામી* એક વૃક્ષ તળે બે રાત્રી કાઢતા નહિ; કારણ કે તે વૃક્ષ પર પણ માયા ઉત્પન્ન થાય. આ પ્રમાણે બાર વર્ષ કે તેથી અધિક કાળ કઠોર કૃચ્છસાધન કરી સાધુબાબા અવધૂત ઉપાધિને પામ્યા છે. અવધૂતનો ભાવ આ

* **સનાતન ગોસ્વામી** બંગાળમાં વિખ્યાત વૈષ્ણવ થઈ ગયા છે. રૂપ અને સનાતન બન્ને ભાઈઓ હતા. રૂપને સંસાર પ્રતિ વિરક્તિ થવાથી સંસાર ત્યાગ કરી તેણે વૃંદાવનવાસ કર્યો હતો. સનાતન ઘોર સંસારી હતા અને પોતાના બુદ્ધિબળથી ગૌડના મુસલમાન રાજા હુસેનશાહના તે મંત્રી થયા હતા. સનાતને ન્યાયાન્યાયનો વિચાર ગુમાવી દીધો હતો અને સદૈવ સ્વાર્થ પ્રતિ જ તેઓ નજર રાખતા હતા. પોતાના ઘર માટે તેમણે એક બ્રાહ્મણ પાડોશીની જમીન પચાવી પાડવા નિશ્ચય કર્યો. તે બ્રાહ્મણે ઘણી આજીજી કરી, પણ તેમણે તેનું માન્યું નહિ. તે બ્રાહ્મણ અંતે તેમના ભાઈ રૂપ પાસે વૃંદાવન ગયો અને તેને સર્વ હકીકત નિવેદન કરી. રૂપે એક પત્ર પર આઠ અક્ષર–'ય–રી, ર–લા, ઈ–ર, ન–ય' લખી, પાછો ભાઈ પાસે મોકલ્યો. બંને ભાઈ સંસ્કૃતમાં વિદ્વાન હતા. સનાતને આ આઠ અક્ષરો પરથી શ્લોકની પાદપૂર્તિ કરી. પોતાના જ શ્લોકનો વિચાર કરતાં તેમનામાં ચૈતન્યનો ઉદય થયો. તે બ્રાહ્મણને પોતાના ઘરમાં વસવા દીધો અને પોતે સંસારત્યાગનો દૃઢ સંકલ્પ કર્યો. રાજાની આજ્ઞા છતાં રાજકાર્યમાં મનોયોગ ન કરવાથી તેમને કારાવાસમાં નાખ્યા. ત્યાંથી તેઓ સાત હજાર મુદ્રા કારારક્ષકને આપી છૂટ્યા અને શ્રી ચૈતન્યદેવ પાસે દીક્ષિત થઈ તેમણે વૃંદાવનવાસ કરી ધર્મચર્ચામાં જીવન ગાળ્યું. અનુવાદક

પ્રમાણે હોય છેઃ 'ગુજર ગઈ ગુજરાન, કયા ઝૂંપડી કયા મેદાન.' રસ્તે ચાલતાંચાલતાં જો વિશ્રાંતિ લેવી હોય, તો વૃક્ષનાં સૂકાં પાંદડાં એકઠાં કરી હાથનું ઉશીકું કરી સાધુબાબા મજાથી ઊંઘી જતા. જેઓના હૃદયમાં તૃષ્ણા નથી, તેમનો સંગ સંતોષ કદાપિ ત્યજતો નથી.

એક દિવસ કંઈ સત્પ્રસંગ સાંભળવાની ઇચ્છાથી અમારા ઘરથી થોડે દૂર તેઓ રહેતા હતા, ત્યાં ગયાં. તેઓની ત્યાં ભારે નામના હતી. તે સ્થાનના માણસો તેમને 'બાબાજી' કહી બોલાવતા હતા, એથી એમના સંબંધી હવે પછી જ્યારેજ્યારે ઉલ્લેખ કરીશ, ત્યારે ત્યારે હું પણ 'બાબાજી' એ નામે કરીશ. પહેલાં તો બાબાજી બંગાળી ભાષામાં વાતચીત કરી શકતા નથી; પરંતુ અમે જે કંઈ બંગાળી ભાષામાં બોલીએ, તે તેઓ સારી રીતે સમજી શકે છે. તે દિવસ બાબાજી પાસે ગયા પછી સત્પ્રસંગની શરૂઆત નિમિત્તે 'ધ્યાન' સંબંધી પ્રશ્ન કરતાં, તેમણે પોતાની ભાષામાં જે કહ્યું તે હૃદયગ્રાહી હોવાથી નીચે તેનો ભાવાર્થ લખવામાં આવે છેઃ

બાબાજીએ કહ્યું કે પ્રત્યેક મનુષ્યના મનમાં સાત્ત્વિક, રાજસિક અને તામસિક એમ ત્રણ પ્રકારની વૃત્તિઓનો પ્રવાહ મધ્યેમધ્યે આવે છે. સ્વાભાવિક રીતે જ્યારે ચિત્તમાં સાત્ત્વિક ભાવનો ઉદય થાય તે સમયે ધ્યાન ધરવા બેસવું જોઈએ. તે સમયે ધ્યાનમાં બેસવાથી મન સત્વર એકાગ્ર થાય છે અને તેથી કાર્ય ઉત્તમ રૂપે થાય છે. કેટલા સમય સુધી આમ બેસી રહેવું તેને માટે કાંઈ નક્કી નિયમ નથી. અભ્યાસના ગુણના કારણે મન નિયમની બાધાને માનતું નથી. એકવાર મન લાગ્યા પછી એકબે કલાક કે તેથી અધિક સમય રહે તેટલો વખત મનને ધ્યાનમાં જોડવું જોઈએ. જ્યારે મનમાં તામસિક કે રાજસિક ભાવ પ્રબળ હોય, તે સમયે ધ્યાનમાં બેસવાથી તે ફળદાયક નીવડતું નથી. તે સમયે મનને સમજાવવું જરૂરનું છે. મનને સમજાવી એ કાર્યમાં વાળવું એ આપણું કર્તવ્ય છે. મનને આ પ્રમાણે સમજાવવું જોઈએઃ "હે

મિત્ર! કેટલો બધો સમય થયાં તું વિષયાનંદનો ભોગ કરે છે! કલ્પારંભથી માંડી સેંકડો દેહ ધારણ કરી, કેટલા જન્મ લઈ આ વિષયભોગ અને સાંસારિક સુખ ભોગવે છે; છતાં કોઈ દિવસ તારી તૃપ્તિ થઈ છે ખરી? રે મૂર્ખ! આટલા સમય સુધી ભોગ ભોગવવા છતાં તારી તૃપ્તિ થઈ નથી, તો તે કદાપિ થવાની નથી; છતાં તું સમજતું નથી કે એમાં વાસ્તવિક સુખ નથી. હવે એવા સુખને તારી પીઠ દેખાડ, તેના સમું ન જો. એ સર્વ સુખ ક્ષણિક છે, માટે ભોગ્ય પદાર્થ વિષે તું સંપૂર્ણ ઉદાસીન બન. આ સર્વ પાર્થિવ પદાર્થ પ્રતિ સંપૂર્ણ ઉદાસીન થઈ, પરમાત્માનો દૃઢરૂપે આશ્રય લઈ એકવાર જાગૃત બની ભજન કરવા બેસ! જો તેથી તને સ્થાયી આનંદ થાય છે કે નહીં?" આ પ્રમાણે અનેક પ્રકારથી વિચારપૂર્વક મનને ઉત્તમ રીતે સમજાવી વિષયાસક્ત ચિત્તનો પ્રવાહ ક્રમેક્રમે પરમાત્માની પ્રતિ વાળવો જોઈએ. વિષયાભિમુખી મનને ફેરવી ભગવન્મુખી કરવા માટે ઉપાયમાં સત્સંગ, સચ્ચિંતા, જપ, ધ્યાન એ જ છે અને એનો પુનઃ પુનઃ અભ્યાસ કરવો જોઈએ. એનાથી મન પવિત્ર અને સૂક્ષ્મ થાય છે. સૂક્ષ્મ મનની સહાયથી સૂક્ષ્મથી અતિસૂક્ષ્મ પરમાત્માને પ્રાપ્ત કરવાની ધીરજ આવે છે. અભ્યાસ અને સાધન દ્વારા ક્રમેક્રમે આ પ્રમાણે મનમાં વૈરાગ્યનો ઉદય થાય છે અને મન જેટલું પવિત્ર અને સૂક્ષ્મ થાય તેટલું તે પરમાત્માની ઉપલબ્ધિ માટે યોગ્ય થાય છે. સમાધિ-અવસ્થામાં સૂક્ષ્મ મન, કારણ શરીર, મહાકારણ આત્મા અને પરમાત્મા સર્વ એક થાય છે. આને જ મનોલય કહે છે અને આ પ્રમાણે સૂક્ષ્મ મન વડે જ પરમાત્માની ઉપલબ્ધિ થાય છે. મનમાં જ્યારે રાજસિક કે તામસિક ભાવ વહે છે, ત્યારે મન સૂક્ષ્મ થઈ શકતું નથી અને મન જો સંપૂર્ણ પવિત્ર ન હોય, તો તે કદાપિ સમાધિ માટે ઉપયોગી થઈ શકતું નથી.

બાબાજીએ વિશેષમાં એમ પણ કહ્યું હતું કે પ્રત્યેક શ્વાસ-

પ્રશ્વાસમાં એકાગ્રતા સ્થાપન કરવી જોઈએ, કિંવા પરમાત્મામાં મન જોડવું જોઈએ. જે માર્ગ મનને પ્રિય લાગે તેજ માર્ગનું અવલંબન કરવું ઉચિત છે અને તેમાં પ્રાણપૂર્વક યત્ન કરવો આવશ્યક છે. જે મનને ગમે. જેને પ્રાણ ચહાય, તે માર્ગનું અવલંબન કરી ધ્યાનમાં બેસવું અને તેમ કરવાથી જ નિશ્ચિત ફળ મળે છે. આ પ્રમાણે અનેક રૂપે, ભિન્નભિન્ન માર્ગે, વિવિધ સાધના વડે તેની કૃપાથી તેને તેઓ મેળથી શક્યા છે, એમ ઋષિઓએ કહ્યું છે. જેને જે પ્રિય લાગે, જેનું મન જે ચાહાય, કિંવા ગુરુ જે રૂપનો ઉપદેશ આપે તે માર્ગ ગ્રહણ કરી, દરરોજ નિયમિત સાધના કરવી જોઈએ. એથી અવશ્ય ફળપ્રાપ્તિ થશે. શ્રી ગુરુ મહારાજે પણ કહ્યું છે: 'પાર પાર, કરી એકવાર આ પાર અને બીજી વાર પેલી પાર એમ કરતા ના, એક પારને દૃઢનાથી પકડી બેસવાથી ઇષ્ટ લાભ થશે.' અર્થાત્ કે એકવાર આ પાર બીજીવાર એ પાર, એમ કરવાથી સારમાં માત્ર હેરાનગતિ છે. એમ ન કરતાં, દૃઢ વિશ્વાસથી એક જ માર્ગનો ધૈર્યથી દૃઢ સ્વરૂપે આશ્રય કરવાથી સમય થતાં સત્યની ઉપલબ્ધિ અવશ્ય થશે

એક દિવસ અમે શ્રી લક્ષ્મીનારાયણ શરાફના બાગમાં—બાબાજીનું નિર્દિષ્ટ વાસસ્થાન જોવા ગયા. જોયું તો તેઓ એક બેન્ચ પર પૂર્વ દિશા તરફ મોં કરી બેઠા છે અને એકાગ્રતાથી એક ધર્મનું પુસ્તક વાંચી રહ્યા છે. તેમના મુખ પર તડકો આવે છે, તે તરફ તેમનું લક્ષ નથી. અમે સર્વ પાસે ગયાં અને પ્રણામ કર્યો. પ્રણામ કરતાંની વાર બાબાજી બોલ્યા: 'જય મા લક્ષ્મી.' એમને કોઈ પ્રણામ કરે તો તેઓ કોઈ વખત 'જય શંકર,' કોઈ વખત 'જય મહાદેવ.' તો કોઈ વખત 'જય મા લક્ષ્મી' એ શબ્દો ઉચ્ચારે છે. તે દિવસે બાબાજી સાથે જે વાર્તાલાપ થયો તે અત્રે કહું છું:

સાધુઓ નિર્ભય બની પહાડ, પર્વત, વન, જંગલમાં ભ્રમણ કરે

છે અને સાધનાદિ કરે છે, તે પ્રસંગ તે દિવસ નીકળ્યો હતો. હિંસક પશુ કે જીવજંતુ સામું આવે તો સાધુ મહાત્માના મનમાં કોઈ પ્રકારની શંકા કે વિકાર થતો નથી. તેઓ અવિચલિત ભાવે રહે છે. તે સંબંધી તે દિવસે ઘણી વાતો થઈ હતી. તેઓ વનમાં અને જંગલમાં થઈ ભ્રમણ કરતા હતા, ત્યારે તેમની સન્મુખ કોઈ વાર હિંસક પશુ કે પ્રાણી આવેલું કે નહિ? એવો પ્રશ્ન કરતાં તેમણે જણાવ્યું: 'અનેકવાર.' જ્યારે મેં આગ્રહ સહિત તે જ વિષય ફરીથી પૂછ્યો, ત્યારે તેમણે કહ્યું, કે જ્યારે તેઓ હૃષીકેશમાં રહી સાધનાદિ કરતા હતા, તે સમયે એક દિવસ અરણ્યની બાજુમાં પર્વતની નીચે ગંગાતીરે તેઓ ભોજન કરવા બેઠા હતા. એવે સમયે એક વિશાળ દાંતવાળો જંગલી હાથી પર્વત પરથી નીચે આવતો હતો. તેઓ જે સ્થાને આહાર કરવા બેઠા હતા, તેની બે બાજુએ વિશાળ જંગલ હતું અને વચ્ચે માત્ર એક નાનો અને સાંકડો માર્ગ હતો. એ જ માર્ગે હાથી તેમની તરફ ધીમેધીમે આગળ વધતો હતો. તે સમયે તેમની બાજુમાં એક માણસ ઊભો હતો. તેને સાવધાન કરવા માટે તેમણે કહ્યું: 'તમે આ સ્થાન છોડી જઈ શકો છો. મારું ભોજનકાર્ય સમાપ્ત નહિ થાય, ત્યાં સુધી હું આ સ્થાનથી ખસીશ નહિ.' આ સાંભળી તે માણસ ત્યાંથી ચાલ્યો ગયો. બાબાજી જે સ્થાને ભોજન કરવા બેઠા હતા, ત્યાં આગળ તે વિશાળ હાથી આવીને ઊભો અને ધીમેથી સૂંઢ હલાવી બાબાજીને જાણે તે સ્થાન છોડી જવા ઇશારો કરવા લાગ્યો; પરંતુ તેઓ તેથી લેશ માત્ર પણ વિચલિત થયા નહિ. નિર્વિકાર ભાવે પહેલાંની માફક ભોજન કરવા લાગ્યા. હાથી તે સ્થાનમાં ઊભો રહી, પુનઃ પુનઃ સૂંઢ હલાવવા લાગ્યો, ત્યારે બાબાજીએ આંગળીના સંકેતથી જણાવ્યું: 'તું પાછો ફર, મારું ભોજનકાર્ય સમાપ્ત થવા પૂર્વે હું અહીંથી ઊઠનાર નથી.' હાથી સમજ્યો કે નહિ તે ખબર નથી; પરંતુ થોડીવાર તે એ ભાવે ત્યાં ઊભો રહી

અંતે બાબાજીની પાસે ગોળ ફરી રસ્તો કાપી ચાલ્યો ગયો.

બાબાજીએ કહ્યું હતું કે જંગલી રીંછ અને વાઘ કેટલીયે વાર સામાં મળ્યાં હશે. જો મન સંપૂર્ણ રીતે અહિંસાત્મક કે કોઈ પણ જાતના વિકાર રહિત હોય, તો હિંસક પ્રાણીથી મનુષ્યને અનિષ્ટ થવાની સંભાવના રહેતી નથી.

અર્થાત્ જેના મનમાં હિંસા કે ભય નથી, તેની કોઈ હિંસા કરી શકતું નથી. તેમણે જણાવ્યું હતું, કે શિકારીને જોતાંની વાર હરણનું ટોળું શંકિત થઈ નાસી જાય છે; પરંતુ તેઓ ભ્રમણ કરતાકરતા ઘણીવાર મૃગના ટોળામાં જઈ પડ્યા હતા. તેઓ તેમને જોવા છતાં આમતેમ ફરતા, નિર્ભયપણે તૃણ ચરતા, તેઓ ત્યાં તેમની પાસે ઊભેલા હોવા છતાં શંકિત થતાં નહિ, કે ભયથી નાસી જતાં નહિ. એક દિવસ એક ઘટનાનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું હતું, કે એકવાર તેઓ એક જંગલમાંથી જતા હતા, એવામાં તેમણે જોયું કે એક હરિણી પોતાના તરતના જન્મેલા બચ્ચાનું શરીર ચાટે છે. તેઓ નજીક આવી લાગ્યા, છતાં હરિણી શંકિત થઈ નહિ; છતાં પાસે રહેવાથી ઉદ્વેગનું કારણ રહે એમ વિચાર કરી તેઓ સત્વર તે સ્થાન છોડી ચાલી ગયા.

તે દિવસે તેમણે તોતારામ નામના એક મહાન સાધુ સંબંધી આ પ્રમાણે વાત કહી હતી. તોતારામ કૌપીન લંગોટી સિવાય અન્ય વસ્ત્રનો વ્યવહાર કરતા નહિ અને લોકાલયે વાસ પણ કરતા નહિ. તેઓ એક દિવસ કોઈ નિર્જન સ્થાનમાં પડ્યાપડ્યા ઊંઘતા હતા અને ઊંઘના ઝોકમાં આમતેમ હાથ ફેરવતા હતા. એમ હાથ હલાવતાં એકવાર તેમના હાથને કોઈ શીતળ વસ્તુનો સ્પર્શ થયો. તરત આંખ ઉઘાડી જોયું, તો તેમના શરીર પર એક સર્પ ખેલી રહ્યો છે. તે જોતાંની વાર તેમણે પહેલાંની માફક આંખો મીચી દીધી અને તેઓ સૂઈ ગયા. જ્યારે તેઓ ઊંઘમાંથી ઊઠ્યા, ત્યારે

ફરીથી તેઓએ તે સર્પને દીઠો નહિ; તે બીજે કંઈ ચાલી ગયો હતો. સર્પદર્શનથી તેઓ જેમ બીન્યા ન હતા, કે વિચલિત થયા ન હતા, તેમ સર્પ દ્વારા તેમને પણ કંઈ અનિષ્ટ થયું ન હતું. બાબાજી પાસે આ વાત સાંભળી પછી શ્રી ગુરુ મહારાજ સંબંધી નીચે લખેલી વાતનું સ્મરણ થતાં તે તેમને સંભળાવી હતી. દેવઘરથી છ માઈલ દૂર તપોવન નામના પહાડની ઉપર એક દિવસ શ્રી ગુરુ મહારાજ સાધનાના સ્થાન પર ધ્યાનસ્થ હતા. એવે સમયે ચક્ષુ ઉઘાડતાં તેમણે જોયું, કે સામે થોડે દૂર એક પ્રકાંડ વિષધર નાગ ફણા માંડી બેઠો છે. તેઓએ તેને એ પ્રમાણે જોઈ ફરીથી આંખો બંધ કરી. તેઓ નિર્વિકાર ચિત્ત પોતાના કાર્યમાં એકાગ્ર થયા. ઘણીવાર પછી કાર્ય પૂરું થયા પછી જ્યારે તેમણે આંખો ઉઘાડી જોયું તો ત્યાં નાગ નથી, તે અન્યત્ર ચાલ્યો ગયો છે.

જ્યારે એ તપોવનમાં ઘણાં વર્ષો સુધી શ્રી ગુરુ મહારાજ રહેતા હતા, તે સમયે ત્યાં કોઈ કોઈ વાર પોતે વાઘની પાસે જઈ તેને લાડુ ખવરાવતા હતા. આ વાત જ્યારે મેં બાબાજીને કહી સંભળાવી, ત્યારે તેઓએ આનંદથી કહ્યું, કે તેઓએ શ્રીમત્ બાલાનંદ સ્વામીનાં દર્શન કર્યાં છે અને તેઓ કરિણી બાગ આશ્રમમાં થોડા દિવસ તેમની પાસે રહ્યા હતા. બાબાજીએ કહ્યું: 'તેઓ પોતે શંકર તુલ્ય વ્યક્તિ છે.' શ્રીગુરુ મહારાજના જૂના સેવક, તપોવનના વૃદ્ધ પાંડે, મનભરણ પાસે ગુરુદેવ સંબંધી ઉપર ઉલ્લેખ કરેલી સાપની વાત સાંભળી, શ્રીગુરુ મહારાજને એના સત્ય માટે એક દિવસે પ્રશ્ન કરતાં, તેમણે હસતા મુખે માથું હલાવી તે સત્ય ઘટના છે એમ સ્વીકાર્યું હતું. હિંસક પશુ કે જંતુથી સાધુ, મહાત્મા વગેરે ભયભીત કે પરાજિત થતા નથી; કિંવા તેમની સામે તે આવે તો વિચલિત પણ થતા નથી. તેને માટે અમે આશ્ચર્ય બતાવ્યું, ત્યારે બાબાજીએ કહ્યું: 'એક જ પરમાત્મા સર્વ જગત અને સર્વ પ્રાણીની અંદર અને બહાર વ્યાપ્ત થઈ રહ્યો છે. જો

મનુષ્ય શરીર, મન અને વચનથી હિંસા અને ભયથી રહિત બની નિર્વિકાર થઈ શકે, અને કોઈ હિંસક પશુ કે જંતુ સન્મુખ જો આ પ્રમાણે સંપૂર્ણ નિર્વિકાર અને અહિંસાત્મક ભાવે રહી શકે, તો તે પ્રતિબિંબ એ હિંસક પ્રાણીના હૃદયમાં ફેરવાઈ જાય છે અને આ કારણને લીધે તેઓ તેનું કંઈ અનિષ્ટ કરી શકતાં નથી; પરંતુ તે સમયે જો મન વિકારયુક્ત હોય અર્થાત્ કે મનમાં ભય કિંવા હિંસાનો ભાવ પેદા થાય, તો તેમના મનમાં પણ એવા ભાવ ઉત્પન્ન થાય છે અને તેવે સમયે તે હુમલો કરે છે. બાબાજીએ તે દિવસે વિશેષમાં કહ્યું હતું, કે જ્યારે (મનુષ્ય) શિખાસૂત્રનો ત્યાગ કરી સંન્યાસ ગ્રહણ કરે છે, ત્યારે અનેક મંત્રની સાથે એવી પણ પ્રતિજ્ઞા તેને કરવી પડે છે, કે 'મારાથી કોઈ પણ પ્રાણીને ઉદ્વેગ નહિ થાય અને મારાથી સર્વ પ્રાણીને અભય પ્રાપ્ત થશે' વગેરે. એમનો સર્વ જીવ પ્રતિ અહિંસાનો ભાવ, પ્રીતિ અને કરુણા જોઈ મુગ્ધ થવાય છે.

તે દિવસે ઘણીવાર સુધી હમેશની વિચારણા પછી અમે જ્યારે બાબાજીને પ્રણામ કરી રવાના થયા, ત્યારે તેઓ તડકામાં બેસી ગ્રંથ ઉઘાડી અધ્યયન કરવા લાગ્યા. શીત અને ગ્રીષ્મ તેઓ વાસ્તવિક રીતે સહન કરતાં શીખ્યા છે. તેઓ જ ખરી રીતે સાધુ છે. કે જેઓ એક ક્ષણ પણ એળે જવા દેતા નથી.

બાબાજીએ બીજી પણ એક વાત કહી હતી: 'અનેક જન્મનાં નિષ્કામ કર્મફળ દ્વારા જે પુણ્યનો સંચય થાય છે તેના ફળરૂપે વૈરાગ્ય દર્શન દે છે.' તેઓએ કહ્યું હતું કે પૂર્ણ વિશ્વાસ અને ગાઢ ભક્તિ એક જ વસ્તુ છે; કારણ કે પૂર્ણ વિશ્વાસ હોય તો જ જીવને ગાઢ ભક્તિ જન્મે છે. એ બેમાં વસ્તુતઃ કંઈ ભેદ નથી.

## દ્વિતીય તરંગ

બંગાબ્દ ૧૩૩૪માં શારદીય પૂજા પછી અમે જશિડિ જઈને જોયું, તો કૈલાસમાં અંધકાર—કૈલાસપતિ તેમના કોઈ ભક્તના આવાહનથી ભરૂચ ગયા છે. ભક્તનું નામ ચંદુલાલ દેસાઈ છે. તેઓ એક લબ્ધપ્રતિષ્ઠ ચિકિત્સક છે. દેશવિદેશમાં શિક્ષણ મેળવી સ્વદેશમાં આવી તેમણે બહુ દ્રવ્ય સંપાદન કર્યું છે. છેવટે સર્વ દ્રવ્ય જનહિતાર્થે દાન કરી હમણાં તેઓ વાસ્તવિક સંન્યાસી–મહાત્યાગી જેવા રહે છે. નર્મદાતીરે–ભરૂચમાં તેઓએ એક ધર્માદા ચિકિત્સાલય ખોલ્યું છે. મોટા ભાગે દાંતની ચિકિત્સા આ સ્થાનમાં થાય છે. આ ત્યાગી વીરના અતિશય આગ્રહને ન ઠેલી શકવાથી બાબાને આ ચિકિત્સાલયની ઉદ્‌ઘાટનક્રિયા કરવા ભરૂચ જવું પડ્યું છે.

બાબા પાછા આવ્યા પણ કાર્તિક માસની આખરે તે સમયે અમે ઘેર પાછા ફરવાની તૈયારીમાં હતાં. કૌટુંબિક કારણથી તે વર્ષે અમારે જલદીથી ઘેર પાછા ફરવું પડ્યું. બાબા સાથે એક જ દિવસ મેળાપ થયો. બાબાના નવા આશ્રમનું નિર્માણકાર્ય પૂરું થયું છે.

સાધુ બાબાએ એક દિવસ અમારી આગળ વાત કરી હતી, કે જ્યારે તેમણે આ પહાડ પર વસવાનો પ્રથમ નિશ્ચય કર્યો, ત્યારે ઘણાએ ભય દેખાડ્યો કે આ પહાડમાં ભૂતપ્રેતનો વાસ છે અને તેઓ તમને મારી નાંખશે. બાબાએ કહ્યું: ‘આટલા દિવસ સુધી તો એકલો અહીં રહું છું. કોઈ જાતની મુશ્કેલી અત્યાર સુધી તો થઈ નથી.’ કૈલાસ પહાડની નીચે ઉત્તર તરફ બરાબર સામે ઉચ્ચ પથરાવાળું સ્થાન છે. તેના પર ઈંટોનું નાનું ઘર છે. તે સ્થાનના માણસો અહીં આવી કોઈ કોઈ વાર પૂજા કરે છે. માતાજીનું ઘર છે એમ કહી સાધુ બાબા આ શિલામંડિત સ્થાનને દેવીનો પહાડ

કહે છે. અમે તે દિવસે તે ઘર બાબાને બતાવી પૂછ્યું: 'આ શું માતાનું સ્થાન છે કે?' પ્રત્યુત્તરમાં સાધુ બાબાએ કહ્યું: 'આ સ્થાનમાં મા છે તે અમારી રક્ષા કરે છે.' સાધુ બાબાના મોંએ પૂર્વે કોઈ વાર આવી વાત સાંભળેલી. તે દિવસે બાબાના મુખે આ વાત સાંભળી આનંદ થયો. જો કે તેઓ જ્ઞાની પુરુષ છે; છતાં તેમના કોઈ પણ વાક્યમાં કે વ્યવહારમાં નીરસતા જોવામાં આવતી નથી.

બાબાને એક દિવસ મેં પૂછ્યું: 'બાબા! જ્ઞાનલાભ શી રીતે થાય?'

બાબાએ જવાબમાં કહ્યું: 'પ્રથમ શ્રદ્ધા, શ્રદ્ધામાંથી ભક્તિ, ભક્તિથી વિવેક, વિવેકથી વૈરાગ્ય અને વૈરાગ્યથી સંતોષ, સંતોષથી શાંતિ, શાંતિથી જ્ઞાન અને જ્ઞાનથી મુક્તિલાભ થાય છે.'

બાબાને ચરણે પ્રણામ કરી, બાબાના ઉપદેશનો મનમાં વિચાર કરતાં અમે વિદાય થયાં.

## તૃતીય તરંગ

બંગાબ્દ ૧૩૩૫માં ફરીથી અમે જશિડિ આવ્યાં; પરંતુ આ વખતે પૂજા (દુર્ગોત્સવ)ની પહેલાં આશ્વિન માસમાં આવતાંની વાર બાબાને પ્રણામ કરવા કૈલાસ ગયાં; કિંતુ બાબાનાં દર્શન થયાં નહિ. બીજા કોઈ સેવકના મોંએ સાંભળ્યું, કે કોઈ એક ભક્તના આમંત્રણથી બાબા દેવગઢ ગયા છે. બાબાના આસનને પ્રણામ કરી અમે પાછાં ફર્યાં. ત્યારપછી કેટલાક દિવસ સુધી નિરંતર વૃષ્ટિ પડી. ઘરની બહાર નીકળાયું નહિ.

વર્ષા બંધ થઈ ગયા પછી અમે કૈલાસ ગયાં. ચોમેર વનસ્પતિની ધૂળ બધી ધોવાઈ ગઈ છે—મલિનતા નષ્ટ થઈ છે. પ્રકૃતિની સ્વરૂપમૂર્તિ ચમકી ઊઠી છે. અમે કૈલાસના યાત્રી છીએ. અમારા અંતરનો મેલ

શું નહિ ધોવાઈ જાય? અમારા સ્વરૂપની મૂર્તિ શું નહિ પ્રકાશી ઊઠે?

બાબાનાં દર્શન થયાં. તેઓ અમને જોતાં જ આનંદથી 'હરિહર' બોલી ઊઠ્યા. નવીન આશ્રમના બીજા મજલાના વરંડા પર લઈ જઈ અમને બેસાડ્યાં. જૂના આશ્રમનું ચિહ્ન કંઈ રહ્યું નથી. જૂનામાં માત્ર અમે જ; પરંતુ અમારું મન તો જૂનું નથી. સાધુસંગથી મનના ભાવ હંમેશાં બદલાય છે. કદાચ એક દિવસ ગુરુકૃપાથી પુરાતનનું કોઈ ચિહ્ન સુદ્ધાં રહેશે નહિ.

બાબા એક ઉચ્ચ ચબૂતરા પર મૃગચર્મના આસન પર વિરાજ્યા અને અમે સર્વ તેમની પાસે બેઠાં. થોડો સમય ગામ-ચર્ચામાં ગયા પછી બાબાએ કહ્યું: 'આ શરીર તે મહેલ છે. આ આ મહેલનો રાજા તે અહંકાર; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ તે રાજાના પાર્ષદ કિંવા સભાસદ; બુદ્ધિ તે નર્તકી અને જ્ઞાનેન્દ્રિય (ચક્ષુ, કર્ણ) સાજન્દા. આત્મા દીપકસ્વરૂપ એ સભામાં પ્રકાશે છે; કિંતુ તે નૃત્ય–ગીતમાં લેશ માત્ર લપટાયેલો નથી. તદ્દન સંગવિવર્જિત છે. જે પ્રમાણે મહાકાશ સર્વવ્યાપી હોવા છતાં કોઈ પદાર્થ સાથે તે જોડાયેલું નથી, તે પ્રમાણે આપણો આત્મા પણ નિર્લેપ છે–પાપપુણ્યાદિ કંઈ તેને સ્પર્શ કરી શકતું નથી. બાબાએ વિશેષમાં કહ્યું, કે જેમ રંગમંચ પર—નાટકના તખ્તા પર કોઈ રાજા બને, કોઈ રાણી બને, કોઈ સેવક, કોઈ ચોપદાર બને; પરંતુ તેથી તેમની કોઈ પ્રકારે ક્ષતિ થતી નથી, તેમ વૃદ્ધિ થતી નથી. તેઓ પોતપોતાના મનમાં સારી પેઠે સમજે છે, કે થોડા સમય માટે આ સ્વાંગ સજી ખેલ કરીએ છીએ. તે જ પ્રમાણે આપણે પણ આ સંસારરૂપી નાટ્યશાળામાં થોડા સમય માટે વેષ સજી ખેલ કરીએ છીએ. અભિનય સમાપ્ત થતાં આપણે આપણા સ્વગૃહ તરફ પાછા ફરીશું. સંસારમાં અભિનેતા(નટ)રૂપ નકલી અભિમાન લઈ સર્વ કર્તવ્યો બરાબર કરીને જવું જોઈએ. અત્યારે આપણે જે વેષ સજ્યો છે તે આપણો નથી. અત્યારે આપણને જે નામથી

બોલાવે છે તે નામ ફક્ત કામની સગવડતા માટે જ દેહને આપવામાં આવ્યું છે. એ દેહ અને નામ તે હું નથી. હું તો સત્, ચિત્, આનંદસ્વરૂપ છું. મારા શરીરનો વિનાશ છે; કિંતુ મારો વિનાશ નથી. હું તો અક્ષય, અમર, અવિનશ્વર છું.

બાબાએ એક કવિતા ગાઈ સંભળાવી:

## કવિત

દીનતા કો ત્યજ નર, આપન સ્વરૂપ દેખ;
તું તો શુદ્ધ બ્રહ્મ અજ, દશ્યકો પ્રકાશિયે. ૧
અપને અજ્ઞાનસે, જગત્ સબ તુંહી રચે;
સર્વકો સંહારકાર, આપ અવિનાશી હય. ૨
મિથ્યા પ્રપંચ દેખ, દુઃખસેં ન આંજિયે;
દેવનકો દેવ તું તો, આપ સુખરાશિ હય. ૩
જીવ જાગો ઇશૈ હૈ. માયાસે પ્રજ્ઞાસે તુંઈ;
જયસે રજ્જુ સાપ, સિપો રૂપ હૈ પ્રભાસિયે. ૪

એનો અર્થ એ છે, કે હે નર! તું દીનતા ત્યાગી, નિજ સ્વરૂપને જો. જે તારું સ્વરૂપ છે તે માયા–અવિદ્યાથી રહિત, શુદ્ધ, બુદ્ધ, નિરંજન, આત્મારૂપ તું બ્રહ્મ છે; અર્થાત્ સર્વવ્યાપક છે. તું અજ કહેતાં જન્મમૃત્યુરહિત છે. આ જે દેખાતું જગત છે તેનો દૃષ્ટા તું છે. તું જગત નથી. તું અજ્ઞાનવશ જગતની રચના કરે છે; અર્થાત્ જગત મિથ્યા છે, તું માયાચ્છન્ન થઈ મનથી એને સત્ય માને છે. તું જ અવિનાશી બ્રહ્મ છે, તું જ દેવતાનો દેવતા છે, તું જ દેવનો પ્રકાશક છે. જેમ રજ્જુમાં સાપ, છીપમાં રૂપું, મનુષ્યના મનમાં ભ્રમ ઉત્પન્ન કરે છે, તે પ્રમાણે માયાબદ્ધ જીવ ભ્રમમાં પડી જગતને સત્ય લેખે છે. દેહની સાથે તેની લયપ્રાપ્તિ ઘટે છે ?

જિજ્ઞાસા દર્શાવતાં બાબાએ વિશેષમાં કહ્યું, કે રાગ અને

દ્વેષની નિવૃત્તિ માટે બે ઉપાય છે, પ્રથમ સમદૃષ્ટિ અને બીજો સમવૃત્તિ. સમદૃષ્ટિ એટલે સર્વમાં આત્મવત્ જોવું તે, 'સબમેં એકઈ આત્મા હય' આ દૃષ્ટિપ્રભાવે સકલ જીવ પ્રતિ સમાન ભાવે જોવાનું પ્રાપ્ત થાય છે.

સમવૃત્તિ એટલે સકલ જીવ પ્રતિ ઘૃણાદ્વેષરહિત થઈ એકત્ર આહારવિહાર. ઘટઘટમાં તે પરમાત્મા વિરાજમાન છે એમ સમજી સર્વ જીવનાં દર્શન કરી તદ્રુપ વ્યવહાર કરવો એનું નામ સમવૃત્તિ છે. એ જ સમવૃત્તિનો ઉદ્દેશ છે

એક દિવસ બાબાએ ખુલ્લા ચોતરા પર બેસી અમને ઉપદેશ આપ્યો હતો, કે આ પથ્થર પાસે જે તૃણઘાસ ઊગ્યું છે, તેને કાપી દૂર ફેંકી દઈએ, તો ચોમાસું આવતાં પાણી પડે, એટલે તેનાં મૂળિયાંમાંથી ફરીથી અંકુર ફૂટે છે, તેમ જીવ પણ આ દેહનો ત્યાગ કરી આ મર્ત્ય ધામમાંથી વિદાય લે છે; છતાં પૂર્વનાં કર્મફળથી ફરીવાર આ પૃથ્વી પર અવતરે છે.

'બાબા! તો આ આવવાજવાનું શી રીતે બંધ થાય?'

'મૂળચ્છેદ કરીએ તો જ બંધ થાય. તૃણનાં મૂળિયાંને જડથી ઉખેડી નાંખીએ તો જેમ ફરીથી અંકુર ફૂટવાની સંભાવના રહેતી નથી, તે જ પ્રમાણે વાસનારહિત જીવને ફરી જન્મની સંભાવના રહેતી નથી.'

'વાસનારહિત શી રીતે થવાય, બાબા?'

'બ્રહ્મઅભ્યાસ વડે. આ અભ્યાસથી ચિત્તભૂમિ જેમ ક્રમે શુદ્ધ અને નિર્મળ થતી આવે છે; વાસનાનું બીજ પણ તેમ મનમાં વર્ષણના અભાવે શુષ્ક અને નષ્ટ થતું જાય છે. ચિત્ત નિર્મળ અને શુદ્ધ થતાં જ્ઞાનનો પ્રકાશ પ્રકટે છે. જ્ઞાનના ઉદયથી કર્મબંધન છિન્ન થાય છે, વાસનાનો ધ્વંસ થાય છે.'

સાધુ બાબાએ એક વખત કહ્યું હતું, કે એક વૈરાગી સાધુના આશ્રમમાં એક ગાય હતી. તે ગાયને બાંધવા માટે એક રજ્જુ

(દોરડું) હતી. એક દહાડો રાત્રે આ રજ્જુનો છિન્નાંશ (ટુકડો) અંધારામાં ગૌશાળામાં જમીન પર પડ્યો હતો. સાધુના કોઈ શિષ્યને ધૂંધળા અજવાળામાં તે રજ્જુને જોઈ સર્પનો ભ્રમ થયો. ભયથી તેણે બૂમ મારી અને મોટેથી ગુરુને જણાવ્યું: 'ગૌશાળામાં સાપે પ્રવેશ કર્યો છે.' તેણે કહ્યું: 'કંઈ ભય નહિ, બોલો બદ્રીનાથજી કી જય.' શિષ્યે તે પ્રમાણે કહ્યું; પરંતુ સર્પ તો લેશ પણ આઘો સર્યો નહિ. શિષ્યે કહ્યું: 'સાપ જતો નથી.'

સાધુએ કહ્યું: 'બોલો જગન્નાથજીની જય.' શિષ્યે તે પ્રમાણે કર્યું; પરંતુ સર્પ તો નિશ્ચલ હતો, ત્યાં ને ત્યાં. આ જોઈ ગુરુએ કહ્યું: 'બોલો સર્વ દેવદેવીની જય.' શિષ્યે એકેએક દેવદેવીની જય બોલાવી. કિંતુ સર્પ નિશ્ચલ! ન હાલે, ન ખસે. ગુરુએ આ જોઈ કહ્યું: 'તમે પંચોપચારે નાગદેવતાની પૂજા કરો.' શિષ્યે પુષ્પચંદનાદિ દ્વારા નાગદેવતાની પૂજા કરી; કિંતુ સર્પ તો હતો તે સ્થાને પડી રહ્યો. તે અંતર્ધાન થાય એવું કોઈ લક્ષણ દેખાયું નહિ. હવે સાધુ ઉત્કંઠિત થઈ ઊઠ્યો, ગભરાઈને તેણે ગૌશાળામાં આવી ઝાંખા અજવાળામાં જોયું, તો એક સાપ ગાયની પાસે ખરેખર સૂઈ રહ્યો છે. બત્તી લાવવાની શિષ્યને આજ્ઞા થઈ. તે બત્તીના પ્રકાશથી બન્નેએ જોયું કે એ તો સાપ નથી પણ રજ્જુ–દોરડું છે. આ જોઈ તેમને શાંતિ વળી.

આ પરથી બાબાએ સમજાવ્યું કે જ્ઞાનદીપક વગર અજ્ઞાનાંધકાર દૂર થાય નહિ. સર્વ દેવદેવીની જય બોલાવવાથી અથવા પુષ્પચંદનાદિ દ્વારા પૂજા કરવાથી મોહ વા અજ્ઞાનાંધકાર દૂર થઈ શકતો નથી. જ્યારે સાધન દ્વારા પરા વિદ્યા વા આત્મજ્ઞાનનો દીપક પ્રકટે, ત્યારે અંતર મધ્યે બ્રહ્મજ્ઞાન પ્રકટે. આ અજ્ઞાનતા એ જ ભ્રમ અને ભ્રમ દૂર થાય જ્ઞાનથી જ.

બાબાએ એક દિવસ કહ્યું હતું, કે પંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય અને પંચ પ્રાણ–એ પંદર જણ બન્યા ઋત્વિક બ્રાહ્મણ,

'યજ્ઞ કરને વાલા' મન, તેમનો યજમાન અને બુદ્ધિ તે યજમાનની સ્ત્રી. કુલ આ સત્તર જણનો ઉપદેષ્ટા તે આત્મા. મન અને બુદ્ધિ દ્વારા પ્રેરાતા આ પંદર જણ પોતપોતાનાં કર્મનો નિર્વાહ કરે છે. આત્મા સંપૂર્ણ રીતે ઉદાસીન રહી આ પંદર જણ ઋત્વિકોનાં કાર્યાકાર્યનાં દર્શન કરે છે; પરંતુ પોતે અનાસક્ત,–નિર્લેપ રહે છે. નિદ્રા, સુષુપ્તિ, સ્વપ્ન કિંવા જાગૃત એ ત્રણ અવસ્થામાં દૃષ્ટા આત્મા રહે છે; કિંતુ આ સ્થળે પણ તે નિર્લેપ રહે છે.

બાબાએ એક વખત કહ્યું હતું, કે વૃદ્ધ પાંચ પ્રકારના છે. જેમકેઃ— વયોવૃદ્ધ, જાતિવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, અને કુલવૃદ્ધ. જેઓ મોટા છે તેમને માન આપવું એ કર્તવ્ય છે, ને સન્માનયોગ્યનું સન્માન ન કરવું એ અપરાધ છે.

## ચતુર્થ તરંગ

શ્રીયુત તારાનાથ આચાર્ય મહાશય દેવઘરમાં પોતાના મકાનમાં રહે છે. તેઓએ બહુ સમય સુધી વ્યવસાય કરી હમણાં છૂટી લીધી છે. તેઓ વૃદ્ધ, સંયમી, ભક્ત અને સાધક છે. તેઓ એક દિવસ તેમની દીકરીને લઈ અમારી સાથે કૈલાસ આવ્યા હતા. અમને જોતાંની વાર બાબા 'હરિહર' બોલી ઊઠ્યા. બાબાના મુખમાં સતત હરિહર હોય છે. કોઈનું મૃત્યુ થાય તો બાબા કહેશેઃ 'ઉસકો હરિહર હો ગયા.' કોઈ આનંદમાં મસ્ત થાય તો બાબા કહેશેઃ 'વોહ હરિહરમાં મશગૂલ,' કોઈ આવીને પ્રણામ કરે, તો તેને 'હરિહર' કહી સામા પ્રણામ કરે છે. કોઈ જો વિદાય લે તો તેને 'હરિહર' કહી વિદાય આપે છે. તે ગમે તેમ હો. અમે ઉપરના વરંડામાં ચટાઈ ઉપર બેઠાં. હમેશની માફક બાબા તેમના મૃગચર્મ પર બેઠેલા હતા. અનેક કથા ચાલી. બાબાએ અનેક જાતનો ઉપદેશ આપ્યો. પછી આચાર્ય મહાશયે પ્રવૃત્તિ અને નિવૃત્તિનો

પ્રસંગ છેઓ. બાબાએ કહ્યું: 'પ્રવૃત્તિ ઓર નિવૃત્તિ જીતના બઢાયેગા ઉતનાઈ બઢ જાયગા' એટલું કહી તેમણે એક આખ્યાન–વાર્તા કહી. જેમકે—

કોઈ સમયે એક મોટો સમ્રાટ હતો. તેનું રાજ્ય ઘણે દૂર સુધી ફેલાયેલું હતું. એક સમયે તેણે તેના મુખ્ય પ્રધાનને બોલાવી કહ્યું: 'સામ્રાજ્યમાં બધે ફરી તે જોવાની મને ઇચ્છા થઈ છે, આપ તેને માટે ઘટતી વ્યવસ્થા કરો.'

પ્રધાને પ્રશ્ન કર્યો: 'આપની સાથે કેટલા અનુચર રહેશે?'

**સમ્રાટ**: 'મારા પદને ઉચિત હોય તેટલા માણસો અને સૈન્યાદિ લઈ જવા માટે જેટલા અનુચર જોઈએ તેટલા રહેશે.' પ્રધાન તે પ્રમાણે વ્યવસ્થા કરવાના કામમાં લાગ્યો. કાર્યમાં વિલંબ થતો જોઈ એક દિવસ સમ્રાટે તેને આમ થવાનું કારણ પૂછ્યું. પ્રધાને કહ્યું: 'રાજરાજેન્દ્ર, ઊંટની જોઈએ તેટલી સંખ્યા હજી એકઠી થઈ નથી. માત્ર પચાસ લાખ ઊંટ એકઠાં કરવામાં આવ્યાં છે, અને હજી બીજાં પચાસ લાખની જરૂર છે. આપની સાથેના લશ્કર અને માણસોની ખાધાખોરાકીના સામાનને લઈ જવા માટે એક કરોડ ઊંટ લાગશે.' થોડા સમયમાં જોઈતી સામગ્રી પૂરી થઈ ગઇ અને સમ્રાટ અનેક લાખ માણસો લઈ રાજ્યમાં ભ્રમણ કરવા નીકળ્યો. એક પ્રાંતમાંથી બીજા પ્રાંતમાં એમ સારું રાજ્ય ફરી જોવામાં ત્રણ વર્ષ લાગ્યાં. ત્રણ વર્ષ પછી પોતાની રાજધાનીમાં તે પાછો ફર્યો.

એક દિવસ રાજા એકાંતમાં તેના ઓરડામાં બેઠો હતો અને પોતાની સુખસમૃદ્ધિનો વિચાર કરતો હતો. વિચારને અંતે તેને જણાયું કે તેને કોઈ પણ વસ્તુનો અભાવ નથી. સુવિશાળ સામ્રાજ્ય, સદ્ભાવશીલ પ્રજા, આજ્ઞાંકિત પુત્ર, સુંદર રાચરચીલાં, પતિવ્રતા પટરાણી, ધનથી ભરેલા ખજાના, અસંખ્ય નોકરચાકર, તે ઉપરાંત તેનું બાલષ્ઠ અને નહિ ખૂટે તેવું આરોગ્ય, એ સર્વ છે. મનુષ્યજન્મ

લઈ જે કંઈ વાંછનીય માને તે સર્વ તેની પાસે છે. ભોગ પણ યથેષ્ટ ભોગવ્યા છે. તેણે વિચાર કર્યો: 'પૃથ્વીમાં જે જે કામ્ય અને ઉપભોગ્ય છે, તે તે સર્વ મને પ્રાપ્ત થયું છે. ભોગ પણ મનમાન્યા ભોગવ્યા છે. ભોગમાં કેટલું સુખ છે તે હું જાણું છું. હવે એ જોવાની ઇચ્છા છે કે ત્યાગમાં શું સુખ છે? સાધુ, ફકીર, સમસ્ત ત્યાગ કરી મનના આનંદ માટે ઘૂમે છે. તે સુખનો ઉપભોગ કરવાની મારી ઇચ્છા છે. હું સમસ્ત ત્યાગ કરી ફકીરી ગ્રહણ કરું તો ઠીક.' થોડા દિવસમાં તેનું ઇચ્છિત કાર્ય પૂરું થયું. રાજ્યસિંહાસન, સ્ત્રીપુત્ર સમસ્તનો ત્યાગ કરી, રાજધાનીથી ઘણે દૂર એક નિર્જન અને પવિત્ર સ્થાનમાં તે રહેવા લાગ્યો. તેણે કોઈને સાથે લીધા ન હતા. જેઓ સાથે આવવા તૈયાર થયા હતા તેમને પણ વાર્યા હતા. એક વસ્ત્ર સિવાય બીજું કપડું, ખાવાનું કે પૈસા વગેરે કંઈ સાથે લીધું ન હતું. તે દિવસમાં એક વખત ભિક્ષા માટે બહાર નીકળતો હતો અને જે કંઈ ચોખા વગેરે મળે તે માટીના એક વાસણમાં રાંધી તે જમી લેતો હતો. બાકીનો સમય તે ભગવાનની આરાધનામાં પસાર કરતો હતો. સામાનમાં હાથમાંનું ભિક્ષાપાત્ર અને વિશ્રામસ્થાનમાં વૃક્ષની છાયા.

આમ દિવસો પર દિવસ વીતવા લાગ્યા. તેનું ચિત્ત પણ શુદ્ધ થયું. હવે તેને ખબર પડી કે જેના મનમાં સંતોષ સદા વિરાજે છે, જેને કોઈ પણ જાતના કામની નથી તે જ ખરેખરો સમ્રાટ છે, જેને કોઈ પણ પ્રકારના ભયનું કારણ નથી તે સમ્રાટથી પણ મોટો છે. તે વાસ્તવિક શહેનશાહ છે. તેને એ પણ જણાયું કે ખરું સુખ ત્યાગમાં છે–ભોગમાં નથી. આ પ્રમાણે તે દિવસો પર દિવસ, માસ પર માસ, વર્ષો પર વર્ષો પસાર કરવા લાગ્યો.

આ તરફ બીજા રાજાઓને પોતાના સમ્રાટને જોવાની ઇચ્છા થઈ. તેમણે સાંભળ્યું હતું, કે સમ્રાટે રાજપાટનો ત્યાગ કરી ફકીરી લીધી છે. તે કયા એકાંત સ્થળે વાસ કરે છે તેની તેમને

ખબર ન હતી. તપાસ કરાવ્યા પછી પત્તો લાગ્યો. રાજાઓની ઇચ્છા હતી, કે સમ્રાટનાં એકવાર દર્શન કરવાં જોઈએ-તે મહાપ્રભાવશાળી, મહાભોગી સમ્રાટ અરણ્યમાં, નિર્જન, નિઃસહાય અવસ્થામાં કેવી રીતે દિવસ ગાળે છે, તે એકવાર જોવું જોઈએ; પરંતુ તેમની અનુમતિ સિવાય તેમની તપશ્ચર્યામાં વિઘ્ન ઊભું કરવાનું સાહસ કોઈથી થયું નહિ, તેઓએ એક ચતુર માણસને દૂતરૂપે તેમની પાસે મોકલ્યો. સમ્રાટે તેમને આવવાની અનુમતિ આપી.

એક દિવસ બપોરે સમ્રાટ જ્યારે માટીના વાસણમાં અન્ન રાંધી જમવા બેસવાની તૈયારી કરે છે, ત્યારે તેમને મળવા આવતા રાજાઓ જણાયા. ભોજન કરવાનું રહેવા દઈ તેમણે આવનાર રાજાઓને આદરમાન આપી બેસાડ્યા. એટલામાં એક કૂતરું તે રાંધેલા અન્નનું વાસણ મોંમાં લઈ નાસી ગયું. સઘળાંએ તે જોયું. જ્યારે તે કૂતરું સમ્રાટની પાસે થઈ તે અન્નપાત્ર લઈ ચાલી ગયું, ત્યારે તેને હસવું આવ્યું. રાજાઓ 'હાયહાય, આ શું!' એમ પોકાર કરી ઊઠ્યા, કારણ કે તેઓ જાણતા હતા, કે સાધુ કે ફકીર એક જ વાર ભિક્ષાર્થે જાય છે, બીજીવાર જતા નથી. હવે સમ્રાટને ઉપવાસ કરવો પડશે એમ ચિંતા કરવા લાગ્યા; પણ સમ્રાટ શા માટે હસ્યા તે જાણવાની તેમને ઇચ્છા થઈ. તેમની જિજ્ઞાસા પૂર્ણ કરતાં સમ્રાટે જવાબ આપ્યો, કે 'પૂર્વાશ્રમમાં જ્યારે હું પ્રવૃત્તિમાર્ગમાં વિચરતો હતો, ત્યારે મારા ખાદ્ય પદાર્થ ઊચકવા માટે એક કરોડ ઊંટની જરૂર પડી હતી અને અત્યારે જ્યારે નિવૃત્તિમાર્ગે ઊતર્યો છું, ત્યારે એક નાનું કૂતરું મારો ખાદ્ય સંગ્રહ ઊચકવાને સમર્થ છે. આ જોઈ મને હસવું આવ્યું.'

બાબાએ વાત પૂરી કરી કહ્યું, કે ભોગ આ પ્રમાણે કમી પણ થઈ શકે છે અને પ્રવૃત્તિ વધારીએ તો વધી પણ શકે છે. આ સમજાવવા માટે એક બીજી વાત કહી. એક દરિદ્ર બ્રાહ્મણ હતો; તેણે મનમાં વિચાર કર્યો, કે જો હજાર રૂપિયા મળે તો નિશ્ચિંત

મને ઘેર બેસી ભગવત્સ્મરણ કરું. ભગવાને તેને હજાર રૂપિયા આપ્યા. તેણે વિચાર કર્યો કે દશ હજાર મળે તો કામ ચાલે. હજારમાં તો શું પૂરું થાય? ઈશ્વરે તેને દશ હજાર આપ્યા. જ્યારે તેને દશ હજાર મળ્યા ત્યારે તેને એક લાખ રૂપિયાની ઇચ્છા થઈ. ભગવાનને તેણે કહ્યું, કે આપોને લાખ, જ્યારે તેને લાખ રૂપિયા મળ્યા, ત્યારે દશલાખની વાંછના થઈ. ભગવાને વિચાર્યું, કે શું ખોટ છે? આપો દશ લાખ. દશ લાખ મળ્યા ત્યારે બ્રાહ્મણને જમીનદાર થવાની ઇચ્છા થઈ અને જમીનદારી મળતાં રાજાની. જ્યારે રાજા થયો ત્યારે મહારાજા બનવાની ઇચ્છા થઈ. અહીં તે અટક્યો નહિ. ભગવાને તેની જેમજેમ કામના પૂર્ણ કરી, તેમતેમ તેની તૃષ્ણા વધતી ગઈ. આખરે તેણે દેવત્વ અને ઇંદ્રત્વની ઇચ્છા કરી. તે મળતાં તેને બ્રહ્મત્વની લાલસા થઈ આવી. ભગવાને છેવટે વિરક્ત થઈ કહ્યું: 'પુનર્મૂષિકો ભવ'.

**निःस्वो वष्टि शतं शती दशशतं लक्षं सहस्राधिपः ।**
**लक्षेशः क्षितिपालतां क्षितिपतिश्चक्रेश्वरत्वं पुनः ॥**
**चक्रेशः पुनरिन्द्रता सुरपतिर्ब्राह्मं पदं वांछति ।**
**ब्रह्मा विष्णुपदं विष्णुः शिवपदं त्वाशावधिं को गतः ॥***

બાબાએ આ વાત કહી અમને સમજણ પાડી કે સંતોષ સિવાય સુખ મળતું નથી. જીવની આકાંક્ષાનો અંત નથી. તો પછી તે પૂર્ણ થવાની સંભાવના ક્યાંથી? **પ્રવૃત્તિનું ફળ દુઃખ, એટલું જ નહિ પણ બંધન છે.** વાસના જીવને બાંધી રાખે છે.

---

* ઇંદ્રવિજય

જો દશ, વીશ, પચાશ ભયે શત, હોઈ હજાર તું લાખ મગેગી,
કોટી અરબ્બ, ખરબ્બ, અસંખ્ય ધરાપતિ હોનકી ચાહ જગેગી;
સ્વર્ગ પાતાલકુ રાજ કરોં તૃષ્ણા અધિકી અતિ આગ લગેગી,
સુંદર એક સંતોષ વિના શઠ, તેરી તુ ભૂખ કદિ ન ભગેગી.

સુંદરવિલાસ—**અનુવાદક**

જ્યાંસુધી નિવૃત્તિ નથી, ત્યાંસુધી બંધનમુક્ત થઈ શકવું, એ સંભવિત નથી. જેણે નિવૃત્તિ મેળવી છે, તેના અંતરમાં સંતોષ વિરાજે છે, તે જ બંધનમુક્ત કે સંપૂર્ણ સ્વતંત્ર છે. સ્વતંત્રતાનું ફળ શાંતિ છે અને બદ્ધાવસ્થાનું ફળ તેથી વિપરીત છે.

તારાપ્રસન્ન બાબુએ કહ્યું: 'એ બધું સમજાયું, પણ મનુષ્યનું મન સમજ્યા છતાં સમજતું નથી. વાસનાનો લોપ શી રીતે થાય તે કૃપા કરી સમજાવો.'

એ વાસના વા કામનાને લીધે આ બધું છે. શ્રી બુદ્ધદેવે કહ્યું છે કે અસ્મિતા અને કામનાનો નાશ થયો એટલે નિર્વાણ. તે સિવાય ઉપનિષદનો પણ ઉપદેશ છે:

**यदा सर्वे प्रमुच्यन्ते कामाः देहस्य हृदि स्थिताः।**
**अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ ***

આ બધો ગોટાળો કામનાથી છે. કામનાનો નાશ શી રીતે થાય? બાબાએ જવાબ આપ્યો: 'વસ્તુવિચાર દ્વારા કામનાના નાશનો સંભવ છે. વિવેકથી વિચારપરાયણ થઈ લાંબા વિચારના અંતે જણાશે કે માયિક વસ્તુ દ્વારા જે સુખ ઉત્પન્ન થાય છે તે ક્ષણિક છે. તે વાસ્તવિક સુખ નથી–સુખનો આભાસ માત્ર છે. જેમ ખોટો હીરો હાથ લાગવાથી ઘણી વખત તેને સાચો માની ભ્રમમાં પડીએ છીએ, તેવી રીતે જીવ ઘણી વખત ક્ષણિક માયિક સુખને સાચું સુખ માની લે છે. જ્યારે યોગ્ય સત્સંગ અને સાધના વડે મનનું અજ્ઞાન સંપૂર્ણ રીતે નષ્ટ થાય, ત્યારે કોઈને પણ પૂછ્યા વગર પોતે સમજી શકશે કે કઈ વસ્તુ માયિક છે અને કઈ વસ્તુ

---

* હૃદયસ્થિત કામનારાશિ જ્યારે વિલીન થાય છે, ત્યારે મર્ત્ય જીવ અમૃત્વ પ્રાપ્ત કરે છે; અને આ જીવનમાં (ઇહ લોકમાં) તેઓ બ્રહ્મપ્રાપ્તિ કરે છે. (બ્રહ્મભાવ પ્રાપ્ત કરે છે.)

—બૃહદારણ્યક

નિત્ય છે એટલું કહી બાબાએ નકલી રત્ન નામની વાર્તા સંભળાવી. એ 'કુંભમેળો અને સાધુસંગ'* નામના ગ્રંથના ૧૯૦મે પાને છે.

તે દિવસે બાબાએ આ પ્રમાણે અમને અનેક ઉપદેશ આપી વિદાય કર્યાં.

## પંચમ તરંગ

**બીજી** વખત બાબાએ અમને ઉપદેશ આપ્યો હતો, કે કંઈ કામ કરવું તો તેના ઉપકારની, કે બદલાની આશા કોઈ પાસેથી રાખવી નહિ પ્રત્યુપકાર કે પુરસ્કાર–બદલાની આશા વગર જે કામ કરવામાં આવે છે, તેનું પરિણામ ફળદાયક અને લાભકારક હોય છે, ધારો કે એક માણસને ત્યાં બે નોકર છે. પહેલો નોકર છે તે પ્રત્યેક મહિને પગાર માટે શેઠને તગાદો કરે છે. બીજો નોકર છે તે મહિને મહિને પગાર માગતો નથી. શેઠ આપવા જાય તો પણ તે લેતો નથી. કહે છે કે તમારી પાસે જમા રાખો. મારી પાસે હશે તોયે તે છે અને તમારી પાસે હશે તોયે તે છે. કહો જોઈએ, શેઠ કોના પ્રતિ સદય થઈ વર્તશે? કોને ચાહશે? જગત્પિતા પણ આપણા પ્રતિ ત્યારે જ પ્રસન્ન થશે, કે જ્યારે આપણે આપણા કાર્યનો બદલો નહિ માગીએ.

આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે કોઈ પણ સત્કર્મના ફળની આશા કરવી નહિ. આ સંબંધે મહાસેવિકા રાબિયા×ની એક વાત છે; એ વાર્તાનો ઉલ્લેખ કર્યા વગર રહેવાતું નથી. એક દિવસ રાબિયાની નાની શી કુટિરમાં એક સાધુએ આવી આતિથ્ય ગ્રહણ કર્યું. તેના ઘરમાં માત્ર બે રોટલી હતી. એવામાં એક ભિખારિણી દરવાજા પર

* એ નામનું શ્રીમતી હેમલતા રાય પ્રણિત બંગાળી પુસ્તક.

× એક મુસ્લિમ સાધ્વી. હદિશમાં ઘણી પ્રવીણ હતી, ઉદાર હતી. તેણે બગદાદથી મદીના સુધી એક નહેર ખોદાવી પોતાનું નામ અજરામર કર્યું છે.

આવી અને કંઈ ખાવાનું માગ્યું. રાબિયાએ તરત જ તે બે રોટલી તેને આપી દીધી. અતિથિ આથી ખિન્ન થયો, કારણ કે તે ક્ષુધાર્ત હતો. ઘરમાં માત્ર બે રોટલીનો જ આધાર હતો. તે પણ તેણે દાન કરી દીધી. થોડીવાર પછી એક સ્ત્રીએ આવીને થોડી રોટલીઓ રાબિયાના ચરણ આગળ રાખી અને કહ્યું, કે 'મારા શેઠની પત્નીએ આપની સેવા માટે આ મોકલી છે.' રાબિયાએ તે રોટલીઓ ગણી અને દાસીને કહ્યું, કે આ રોટલીઓ પાછી લઈ જા. તારી શેઠાણીને કહે, કે રોટલીઓ ઓછી છે! દાસી ચાલી ગઈ અને થોડીવાર પછી પાછી આવી રોટલીનું પાત્ર રાબિયા પાસે મૂક્યું. રાબિયાએ તે ફરીથી ગણી. પછી દાસીને કહ્યું: 'હવે ઠીક છે, તું જા.' દાસીના ગયા પછી અતિથિ જિજ્ઞાસાપૂર્વક રાબિયાની સામું જોઈ રહ્યો. રાબિયાએ જવાબ દીધો: 'આપણે જે દાન કરીએ છીએ, તેથી દશગણું ઈશ્વર આપણને આપે છે. મેં બે રોટલીઓ આપી હતી, તેના બદલામાં વીસ રોટલીઓ મળવી જોઈતી હતી. દાસી પ્રથમ અઢાર લાવી હતી, એટલે બે ઓછી હતી; તેથી મેં પાછી મોકલી. પછી તે બરોબર વીસ લાવી.'

અહીં આપણે જોઈએ છીએ કે જે દાન કરવામાં આવ્યું હતું તે બદલાની આશાથી કરવામાં આવ્યું હતું; બાબાનો ઉપદેશ એ છે કે પ્રત્યાશા કે બદલાની આશાથી કોઈ પણ કાર્ય કરવું નહિ, નિષ્કામભાવે કર્મ કરવું.

બાબાનો બીજો ઉપદેશ એ હતો કે મનમાં સદા સંતોષ રાખવો. જ્યાં વિષાદ છે ત્યાં ઈશ્વર નથી. તે તો આનંદમય છે, અને આનંદ ઇચ્છે છે. વિષાદને મનમાં સ્થાન આપ્યું કે આપણે તેનાથી 'જુદા' થઈએ છીએ.

અમારા ગુરુ મહારાજ પણ મનને હમેશાં સંતોષી અને શાંતિપૂર્ણ રાખવાનો ઉપદેશ આપે છે. તેમણે કહ્યું હતું, કે

शांतिखड्गोकरे यस्य दुर्जनः किं करिष्यति ।

બાબા કહેતા હતા કે મનુષ્યો માયામાં એટલા બધા લુબ્ધ હોય છે, કે અંતરથી ઘણાખરા લોકો તેને ચાહતા નથી. તેના દર્શનના અભાવથી કોઈ કાયર કે દુઃખી જણાતા નથી. આ સમજાવવા માટે બાબાએ એક દૃષ્ટાંત આપ્યું. કોઈ સ્થળે એક યોગી પધાર્યા છે એમ સાંભળી તેમનાં દર્શન માટે ઘણા લોકો ગયા. આ સઘળા માણસો નિષ્કામભાવે દર્શન કરવા આવ્યા છે કે નહિ, તેની પરીક્ષા કરવાના ઉદ્દેશથી તેમણે રસ્તા પર પૈસા વેરવાનો આદેશ કર્યો. ઘણા માણસો પૈસા એકઠા કરી બોજા સાથે ઘેર પાછા ફર્યાં. જે લોકો પૈસાના લોભમાં ન લપટાતાં આગળ વધ્યા, તેમની આગળ રૂપિયા વેરવામાં આવ્યા. રૂપિયા એકઠા કરી કેટલાક લોકો ઘેર પાછા ફર્યા. સાધુના દર્શનાર્થે આવ્યા છે તે વાત તો તેઓ ભૂલી ગયા. થોડાક એવા પણ હતા, કે જેઓ રૂપિયાના લોભમાં ભુલાવો ન ખાતાં આગળ વધ્યા; તેમના આગળ સોનામહોરોનો વરસાદ વરસાવ્યો. સોનામહોરો એકઠી કરી પોતાને મહાભાગ્યવાન માની તેઓ ઘેર પાછા ગયા. સુવર્ણના લોભમાં ન તણાતાં જેઓ આગળ વધ્યા, તેમની આગળ રસ્તા પર મણિમુક્તાનો વરસાદ વરસ્યો. મણિમુક્તાને પણ તુચ્છ માની, એકાદ બે જણ જેઓ બુદ્ધિમાન અને નિર્લોભી હતા, તેઓ તેના લોભમાં ન ફસાતાં આગળ વધ્યા. તેઓ અતુલ ઐશ્વર્યના અધિપતિ માયાસિદ્ધ યોગીરાજનાં દર્શન પામી કૃતાર્થ થયા:

હવે બાબાએ અમને તેનો મર્મ સમજાવ્યો. તેમણે કહ્યું, કે તે માયાસિદ્ધ યોગીરાજ તે સ્વયં શ્રી ભગવાન. પૈસા તે સાધારણ સુખ. રૂપિયા તે સાધારણ વૈભવ. સોનામહોર તે રાજસંપદ મણિમુક્તા તે સ્વર્ગસુખ; બાબાએ કહ્યું, કે સાંસારિક સુખની આસક્તિ, રાજ્યસંપદ, ઐશ્વર્ય, વૈભવ, ક્ષમતા, કીર્તિ, સ્વર્ગસુખની વાંછના એ

સર્વ છોડવા માટે સામાન્ય લોક સમર્થ નથી. આ સર્વ માયિક વસ્તુના મોહમાં ડૂબી મનુષ્ય ભગવાનની પાસે પહોંચી શકતો નથી. જે વિવેકી પુરુષ આસક્તિરહિત થઈ મનને નિર્મળ કરવા સમર્થ થયા હતા, તેઓ જ ભગવાનનાં દર્શન કરવા શક્તિમાન થયા હતા.

પ્રકૃત અનાસક્તિ અને આસક્તિ વચ્ચે કેટલો ફેર છે તે સમજાવવા માટે બાબાએ અમને એક વાત કહી સંભળાવી: એક શ્રીમંત શેઠિયાને અને મહંતને મૈત્રી હતી. શેઠ હતા સંસારાસક્ત અને મહંત હતો અનાસક્ત. બન્ને હતા ધનવાન. બન્નેને સંપત્તિ અને જમીનજાગીર સરખાં હતાં. શેઠને સ્ત્રી અને પુત્ર હતાં. જ્યારે મહંતને શિષ્યો અને શિષ્યાઓ હતી, એટલો જ ફેર હતો. એક દિવસ શેઠ ઉદાસીન મહંત પાસે આવ્યા અને પૂછ્યું, કે 'તમારામાં અને મારામાં ફેર શો? તમારે જેમ ધન, માણસો, શિષ્ય, શિષ્યા, ઐશ્વર્યાદિ છે, તેમ મારી પાસે પણ ધન, જન, સ્ત્રી, પુત્ર, વૈભવ ઇત્યાદિ છે. વારુ તો આપણા વચ્ચે ફેર શો?'

પ્રશ્ન સાંભળી મહંત હસ્યો અને જવાબ આપ્યો નહિ. શેઠજીએ બહુ આગ્રહ કર્યો, ત્યારે કહ્યું: 'એક દિવસ તે સમજાશે.' થોડા સમય પછી શેઠે બહુ લાભની આશાથી વિદેશથી માલ મંગાવવાનો વિચાર કર્યો. બંદરથી–દરિયાકાંઠાથી માલ લાવવાનો, તેથી જહાજ ભાડે લીધું. વિદેશથી માલ આણવામાં અને જહાજ ભાડે લીધામાં તેની આખી સંપત્તિ પૂરી થઈ જાય; તેથી તે મહંત પાસે ગયો અને સૂચના કરી કે તમે અડધાં નાણાં રોકો અને હું અડધાં રોકું. જે નફો થાય તેમાં અડધોઅડધ ભાગ મારો અને અડધો ભાગ તમારો. મહંતે તરત જ પોતાના ધનાગારમાંથી જોઈતી રકમ કાઢી આપી. આ વિપુલ દ્રવ્ય લઈ કોઈ વિશ્વાસુ માણસ વહાણુ પર સફરે નીકળ્યો. વિદેશથી સમાચાર આવ્યા કે ચિકાર માલથી ભરેલું જહાજ આવે છે. ત્યારપછી ફરી સમાચાર આવ્યા

કે જહાજ તો પાણીમાં ડૂબી ગયું. આ સમાચાર સાંભળી શેઠજીનાં ગાત્ર ઢીલાં થઈ ગયાં અને શોકયુક્ત ચિત્તે મહંતને સમાચાર આપવા ગયા. તેમણે રોતાંરોતાં કહ્યું, કે 'હાય, હાય! સત્યાનાશ થઈ ગયું રે, મારું સર્વસ્વ જતું રહ્યું.'

મહંતે હસીને કહ્યું: 'ગયું તો પરમાત્માની ઇચ્છા. તેટલા માટે તમે આમ શોક શું કરવા કરો છો? જહાજ ડૂબી ગયું છે, તમે તો ડૂબી ગયા નથી ને?'

શેઠ આથી શાંત થયા નહિ. તેમણે કહ્યું: 'મારું શું નુકસાન થયું છે, તે તમે શું સમજો? તમારે શું છે? તમારું ઐશ્વર્ય ગયું તો તમે લંગોટી મારી, કાંધે ભિક્ષાની ઝોળી લઈ ભીખ માગશો; પણ હું તો લાચાર થઈ ગયો છું.'

કેટલાક દિવસ પછી સમાચાર આવ્યા કે પહેલા આવેલા સમાચાર ખોટા છે. જહાજ ડૂબ્યું નથી, પણ માલ લઈ જલદીથી બંદરે આવી પહોંચશે. શેઠજી આનંદથી ફુલાતા, મહંતને સમાચાર આપવા દોડ્યા. આ સમાચાર સાંભળી મહંતને આનંદ થયો કે નહિ તે પણ સમજાયું નહિ. તેમણે તો એટલું જ કહ્યું, કે 'પરમાત્માની ઇચ્છા.'

હવે શેઠજીને સમજાયું કે મહંતમાં અને તેમનામાં શો ફેર છે. શેઠજીએ ભક્તિપૂર્વક અનાસક્ત મહંતને પ્રણામ કરી વિદાય લીધી.

બાબાએ વાત પૂરી કરી એક તૂક કહી:

બ્રહ્મજ્ઞાની સદા નિર્લેપ;
જયસે જળમાં કમળ અલેપ.*

* જળમાં રહેવા છતાં કમળ જેમ જળથી અલિપ્ત રહે છે, તેમ બ્રહ્મજ્ઞાની પણ હંમેશ સંસારની માયાથી અલિપ્ત રહે છે.

## ષષ્ઠ તરંગ

બાબાએ એક સમયે અમને કહ્યું હતું, કે પંજાબના રહેવાસીઓ સાધારણ રીતે ધર્મપરાયણ અને અતિથિસેવામાં બહુ આગ્રહવાળા હોય છે. પ્રત્યેક નગરમાં અને મોટા ગામમાં ધર્મશાળા જોવામાં આવતી હતી. આ ધર્મશાળામાં ઘણા સાધુસંત ઊતરતા હતા. ગૃહસ્થ લોકો સાધુસંતની સેવા કરવામાં પાછી પાની કરતા નહિ. ગામેગામ દરેકના ઘરમાં ખપ કરતાં ત્રણ રોટલી વધારે કરવાનો નિયમ હતો. એમાંની એક સાધુસેવા માટે વાપરવામાં આવતી હતી. બીજી રોટલી ધર્મશાળામાં મોકલવામાં આવતી હતી. ત્રીજી રોટલી ઘરમાં કોઈ અતિથિ કે અભ્યાગત માટે રાખવામાં આવતી હતી. દુર્ભાગ્યે કોઈ અતિથિ ન આવે તો તે રોટલી ગાયને નાખવામાં આવતી હતી. જે રોટલી અતિથિનિમિત્તે ઘરમાં રાખવામાં આવતી હતી, તે ઘરના માણસોના ખાવામાં કદી પણ વાપરવામાં અવતી નહિ.

બાબાએ એ પણ કહ્યું હતું, કે તે સમયે પંજાબમાં જાતિભેદ હતો નહિ. હિંદુ હિંદુનું અન્ન ગ્રહણ કરવામાં સંકોચ કરતા નહિ. મુસલમાનના હાથનું અન્ન કોઈ આચારવિચારવાળો હિંદુ ગ્રહણ કરતો નહિ. ચમારનાં કામ વગેરે મુસલમાનના હાથે થતાં હતાં.

બાબાએ એ પણ જણાવ્યું હતું, કે પંજાબના રહેવાસીઓ સાધુસંત પ્રત્યે પ્રીતિ અને શ્રદ્ધા રાખતા હતા; અને માગણી કરવામાં આવે, ત્યાર પહેલાં સાધુસેવામાં તત્પર રહેતા હતા. સાધુનો વેષ ધારણ કરવાથી સાધુ થવાતું નથી. જેનું ચિત્ત નિર્મળ હોય, જે હિંસાશૂન્ય હોય, કામનારહિત હોય નિષ્કપટ હોય, તે જ ખરો સાધુ છે.

બાબાનો ભ્રમણવૃત્તાંત જાણવાની ઇચ્છા જણાવતાં બાબાએ કહ્યું હતું, કે તેમને પ્રથમ અવસ્થામાં દેશવિદેશ પગરસ્તે ભ્રમણ કરવું પડયું હતું અને તે સમયે તેઓ ઘણી ભાષા શીખ્યા હતા.

એમ તે જાણવાની જિજ્ઞાસા બતાવતાં અફઘાનની ભાષા, દક્ષિણી ભાષા તથા ગુજરાતી ભાષામાંથી કંઈકંઈ સંભળાવ્યું હતું. તેમણે ભારતવર્ષનાં સઘળાં તીર્થસ્થાનોનાં પગે ફરી દર્શન કર્યાં છે. અવધૂતને બાર વર્ષ એકાદિ ક્રમે, માત્ર કૌપીન–લંગોટી ધારણ કરી સંપૂર્ણ ઉઘાડા શરીરે, જે મળે તે ખોરાક પર સંતોષ માની, નાના દેશમાં ફરવું પડે છે. બાબાને કોણ જાણે કેટલા યે દિવસો ઠંડા મુલકમાં કાઢવા પડ્યા હશે? રાત્રિની વેળાએ ઝાડની નીચે ઝાડનાં સૂકાં પાંદડાં એકઠાં કરી તેની શય્યા પર બે હાથનું ઉશીકું કરી દારૂણ ઠંડીમાં રાતો વિતાવી છે. નજીકમાં જે પાત્રમાં જળ ભરી મૂકયું હોય તે જળ ઠરીને તેનો બરફ થઈ જતો, પરંતુ વૃક્ષ નીચે સૂઈ રહેનાર સાધુની નિદ્રામાં ઠંડીને લીધે અડચણ થતી નહિ.

બાબા કહે છે: 'ગુજર ગઈ ગુજરાન, કયા ઝોંપડી કયા મયદાન.' રસ્તે ચાલતાં ચાલતાં જ્યાં રાત પડે કે થાક લાગે ત્યાં રાત ગાળી નાખતા. લોકોની અવરજવરના રસ્તે લોકોનાં ટોળાંથી બચવા માટે રાતે જ તેઓ રસ્તો કાપતા હતા અને દિવસે નગર બહાર નિર્જન સ્થાનમાં કાઢતા હતા.

બાબાને પૂછ્યું: 'શીતપ્રધાન દેશમાં, ઉઘાડા શરીરે ખુલ્લા સ્થાનમાં આપ શી રીતે રાત ગાળતા હતા? ઠંડી લાગતી ન હતી?'

**બાબા:** મારા શરીરની ચામડી હાથીની ચામડી માફક જાડી થઈ ગઈ છે. ટાઢનું ભાન પણ ન હતું.

**પ્રશ્ન:** આપ જ્યારે એકલા ભ્રમણ કરતા હતા, ત્યારે આપને ભય લાગતો ન હતો?

**બાબા:** પહેલાં પહેલાં તો ભય લાગતો હતો, માઈ, કોઈ ઠેકાણે કંઈ શબ્દ થાય તો ચમકી ઊઠતો. ધીમેધીમે ટેવાઈ ગયો. ઝાડ નીચે હાથ પર મસ્તક મૂકી ઊંઘી જતો. જે હૃદયમાં તૃષ્ણાનો વાસ નથી તે હૃદયમાં શાંતિ વિરાજે છે. તૃષ્ણાથી અભાવ જણાય

છે અને અભાવમાંથી અશાંતિ ઉત્પન્ન થાય છે.

અવધૂત થયા પૂર્વે જ્યારે તેમને એક પછી એક એમ બાર વર્ષ ભ્રમણ કરવું પડયું, તે સમયે આટલા લાંબા કાળમાં તેમણે એક દિવસ માટે પણ પોતાને માટે પોતાના હાથે રસોઈ કરી નથી. કોઈ પણ ગૃહસ્થને ઘેર 'હરિહર' કહી ઊભા રહેતા. જો ગૃહસ્થી કંઈ આપે તો તે લઈ ફરતા-ફરતા ખાઈ લેતા. જો આહારની રુચિ ન હોય તો તે રસ્તામાં બાજુએ ફેંકી દેતા ને બીજે ઘેર જઈ ભિક્ષા માટે ઊભા રહેતા. જો કોઈ ઘેર ભિક્ષા ન મળતાં ભર્ત્સના-અપમાન-મળે તો તેથી જરા પણ મનને વિચલિત થવા દેતા નહિ. તે ગૃહસ્થીને કલ્યાણ-આશીર્વાદ આપી, સંતુષ્ટ મને બીજા ઘર આગળ જઈ ઊભા રહેતા.

ફરતાંફરતાં બાબા અફઘાનિસ્તાન જઈ ચઢ્યા અને ત્યાં તેમણે દોઢ વર્ષ ગાળ્યું. તે સમયે હિંદુ અને મુસલમાન વચ્ચે સદ્ભાવ હતો; છતાં અફઘાન રાજ્યદ્વારે તેમને અનેક પ્રશ્નોના જવાબ આપવા પડ્યા હતા અને તેમના શરીર પર પ્રહારની-મારની કંઈ નિશાની છે કે નહિ તે બતાવવી પડી હતી. બાબા ચમનમાં એકસામટા ત્રણ મહિના રહ્યા હતા. સુંદર સ્થાન, મનોરમ દૃશ્ય, પહાડ અને જંગલમાં વંકાઈ વહેતી નાની શી નદી વગેરે દેખાવોએ બાબાને મુગ્ધ કર્યા હતા. તે નિર્જન પ્રદેશમાં પર્વત પર બાબા સાધના કરવા લાગ્યા. આહાર તો મળ્યો નહિ, ત્રણ દિવસ સુધી કંઈ જ ન મળ્યું. ભૂખ લાગે તો બાબા સ્વચ્છસલિલા નદીમાંથી ખોબો ભરી પાણી પી લેતા હતા. આ સ્થાનથી દૂર ખેતરમાં કેટલાક ખેડૂતો ખેતી કરતા હતા. ચોથે દિવસે તેમાંનો એક માણસ આવી બાબાને કહેવા લાગ્યો: 'આ સ્થાન આપને રહેવા માટે ઉચિત નથી. અહીં હિંદુ સાધુનો આદર નથી, પરંતુ તમને અહીં મુશ્કેલી નડવાનો સંભવ છે.'

બાબાએ જવાબમાં કહ્યું: 'હું કોઈનું કદાપિ અનિષ્ટ ઇચ્છતો

નથી, કોઈની સાથે અસદ્ વ્યવહાર કરતો નથી; છતાં જો કોઈ આવી મને પીડા કરે તો 'વો ભી અચ્છા;'" તે મનુષ્ય આશ્ચર્યચકિત નયને બાબાની સામું જોઈ રહ્યો. પછી એ શેરડીના સાંઠા આપી પોતાને સ્થાને ચાલ્યો ગયો.

તે જ દિવસે બપોરે એક બલિષ્ટ દેહવાળો, સુંદર દેખાવનો પઠાણ ઘોડે બેસી બાબા પાસે આવ્યો. તેણે બાબાને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કર્યા અને તે ભોજન માટે આગ્રહ કરવા લાગ્યો. બાબાએ કહ્યું કે તેના હાથનું ભોજન તેઓ ગ્રહણ કરી શકતા નથી. તેણે કહ્યું: 'આપ આપને હાથે રાંધીને ભોજન કરો.' બાબા તેમાં પણ સંમત થયા નહિ. પઠાણ વિચારમાં પડ્યો અને બાબાને કહ્યું: 'આપ આપના આહારની વ્યવસ્થા કરો.' બાબાએ કહ્યું કે તેઓ તેમના આહાર માટે કોઈને કષ્ટ આપવા ઇચ્છતા નથી. 'શા માટે તમે મારા ભોજનને માટે એટલા દુઃખી થાવ છો?' બાબાએ તેને થોડો વિશ્રામ લેવા કહ્યું અને કંઈક સદુપદેશ આપ્યો. પઠાણ ઘોડા પરથી નીચે ઊતર્યો અને બાબા પાસે આવ્યો. બંને વચ્ચે વાતચીત થઈ. તે ધાર્મિક પઠાણે અનેક ગૂંચવાડાભર્યા પ્રશ્ન પૂછ્યા. તેનો સંતોષકારક જવાબ મળવાથી શ્રદ્ધાવાળા ચિત્તે વિદાય થયો. પછી તેણે પોતાના નોકર સાથે દૂધ અને ફળ મોકલ્યાં. પછી બાબાએ અમને જણાવ્યું કે તે ત્યાંનો જમીનદાર હતો.

ત્યારપછી બાબાની પાસે ઘણા માણસો આવવા લાગ્યા. તેઓ સઘળા બાબા માટે કંઈ ને કંઈ ખાવાનું લઈ આવતા હતા. કેટલીક વખત તો એટલું ખાવાનું આવતું હતું કે તે વહેંચી આપવા છતાં ખૂટતું નહિ. કોઈ કોઈ વખત કિસમિસ અને બદામ એક મણથી પણ વધારે એકઠી થતી હતી; પરંતુ બાબા બીજા દિવસ માટે તે સંઘરતા નહિ. તેઓ દિવસે આવે તે દિવસમાં જ ખર્ચી નાખતા હતા.

બાબાને પ્રશ્ન કર્યો: 'બધા શું ધર્મોપદેશ માટે આપની પાસે આવતા હતા?'

બાબાએ જવાબ આપ્યો: 'ના માઈ, ઉપદેશ માટે તો ઘણા થોડા જ આવતા હતા. કોઈ ઔષધ માટે, તો કોઈ નસીબ જોવરાવવા માટે, તો કોઈ પુત્રની કામના માટે: મોટો ભાગ આમ આવતો હતો. એટલું ખરું કે માઈલોક કંઈ માગતી ન હતી. તેઓ દૂર નદીતીરે ઊભાં રહી બુરખામાંથી દર્શન કરતાં હતાં.'

બાબાએ જોયું કે આસ્તેઆસ્તે લોકોની ભીડ જામવા માંડે છે. જનતા સાધનને અનુકૂળ નથી, એમ વિચાર કરી એક ગંભીર રાત્રિએ બાબાએ કોઈને કંઈ કહ્યા કર્યા વગર તે સ્થાનનો ત્યાગ કર્યો.

જેઓ આસક્તિરહિત છે તેમને માટે સર્વ દેશ સમાન છે.

બાબાએ તેમના ભૂતકાળના જીવનની એક વાત વિસ્તારથી કહી સંભળાવી. એક સમયે તેઓ ગુજરાતમાં ભરૂચની પાસે એક મોટા સરોવરના તીરે વાસ કરતા હતા. જે સરોવરના તીર પર રાત્રિ ગાળતા હતા તે એટલું મોટું હતું કે તેની ચોમેર પ્રદક્ષિણા કરતાં બે માઈલ જેટલું ચાલવું પડતું. બાબા દરરોજ પોતાની મરજી પ્રમાણે આ સરોવરની ચોમેર પરિભ્રમણ કરતા હતા. જે રસ્તેથી તેઓ ફરવા જતા હતા, તેનાથી થોડે દૂર એક લીમડાના ઝાડ તળે એક મુસલમાન ફકીરની કબર હતી. એક દિવસ ફરતાં–ફરતાં આ સ્થાન તેમની નજરે પડ્યું. સ્થાન ઘણું સુંદર લાગ્યું. તેથી બાબા ત્યાં બેઠા, જ્યારે તેઓ તે સ્થાન પરથી ઊઠી ચાલવા માંડ્યા, ત્યારે દૂરથી એક મુસલમાનની નજર તેમના પર પડી. બાબાનું એ તરફ કંઈ લક્ષ ન હતું. તેઓ નિશ્ચિંત મને પોતાના સ્થાન પર પાછા ફર્યા. પછી એ મુસલમાને પોતાના ગામમાં પ્રચાર કર્યો કે એક હિંદુ સાધુએ તેમના ફકીરની કબર ઉપર વિષ્ટાનો ત્યાગ કર્યો હતો અને આ સ્થળે મૃત ફકીરના આત્માને વશ કરવા ત્યાં બેસી જપ કર્યા હતા. એટલું જ નહિ, પણ એ સાધુ દરરોજ કબરની આસપાસ પ્રદક્ષિણા ફરી મંત્ર ભણે છે. આ વાત સાંભળી ગામના ઘણા

મુસલમાનો ઉશ્કેરાઈ ગયા અને તેમણે નિશ્ચય કર્યો કે આ હિંદુ સાધુને મારી નાખવો જોઈએ. તેઓ આ સંકલ્પની સિદ્ધિ માટે તૈયારી કરવા લાગ્યા.

સાધુબાબાને આ મિથ્યા અપવાદની કિંવા તેમના કાવત્રાની ખબર ન હતી. તેઓ પહેલાંની માફક બીજે દિવસે બપોરે એકલા, સરોવરતીરે પગે ફરવા માટે બહાર નીકળ્યા. તેમના શરીર પર કપડાં ન હતાં. પોષાકમાં એક માત્ર લંગોટી અને ડાબી કાંધ પર એક કામળો હતો. તેમના એક હાથમાં દંડ અને બીજા હાથમાં લોટો હતો. આ તરફ રસ્તાની આસપાસ ૫૦-૬૦ મુસલમાન બાબાની હત્યા કરવા માટે અસ્ત્રાદિ સાથે સંતાઈ રહ્યા હતા. એમાંનો એક માણસ બાબાની સામે આવી ઊભો રહ્યો અને ચાલતાં ચાલતાં બાબાની સાથે વાત કરવા લાગ્યો. ધીમેધીમે આમથી તેમથી હથિયારબંધ માણસો આવી ટોળે મળવા લાગ્યાં. એકદમ આટલા બધા માણસો હથિયારબંધ આવી પહોચવાનું કારણ પૂછે, ત્યાર-પહેલાં એક માણસે બાબાને કહ્યું, કે 'ધાન્યવાળા ખેતરમાં વાંદરાને મારી કાઢવા માટે તેઓ એકઠા થયા છે.' આટલું છતાં બાબાના મનમાં સંદેહ ઉત્પન્ન થયો નહિ. તેઓ પહેલાંની માફક પ્રસન્ન ચિત્તે આગળ ચાલવા લાગ્યા. બાબાની આગળ આગળ જે મનુષ્ય ચાલતો હતો તેણે બાબાને ગામમાં પ્રવેશ કરવા કહ્યું. કોઈ પણ જાતના સંકોચ વગર બાબા તેમની સાથે આગળ ચાલવા લાગ્યા. બાબા જોઈને આશ્ચર્ય પામ્યા કે ગામમાં પણ ૬૦-૭૦ માણસો કોઈને કોઈ જાતનું હથિયાર ધારણ કરી તેમની રાહ જુએ છે. અત્યાર સુધી પણ બાબાના મનમાં તેમના તર્કટ સંબંધી લેશ પણ ખ્યાલ ન હતો. ધીમેધીમે દિવસનું અજવાળું ગયું અને સંધ્યાનો ઝાંખો પ્રકાશ પડવા લાગ્યો. આ જોઈ બાબાએ પોતાને ઠેકાણે પાછા ફરવાની ઇચ્છા જણાવી. જો કે બાબાને સર્વ સ્થાન સમાન છે; છતાં આશ્રમ પર કેટલાય માણસો તેમનાં દર્શન માટે રાહ જોતાં હશે!

કેટલીકવાર તો દૂરદૂરથી તેમનાં દર્શન માટે લોકો આવે છે. બાબાને ખ્યાલ આવ્યો, કે જો આ પ્રમાણે કોઈ માણસો દર્શન માટે આવ્યા હશે તો ક્યારના ખોટી થઈ રહ્યા હશે; અને ખરેખર તેઓ હતાશ મનના થઈ ગયા હશે. આમ વિચાર કરી, બાબા મૃદુ વચનથી તેમની વિદાય લઈ ઊભા થયા અને પોતાના આશ્રમ તરફ ચાલવા માંડ્યા; છતાં કોઈ કંઈ બોલ્યું નહિ કે હરકત કરી નહિ; પરંતુ થોડાં પગલાં ભર્યાં એટલામાં એક હથિયારબંધ માણસ તેમની સન્મુખ આવી ઊભો રહ્યો અને તેમનો રસ્તો રોકી બાબાને ઊભા રહેવા કહ્યું. બાબાએ તેમ કરવાનું કારણ પૂછતાં તેણે કહ્યું: 'એક વૃદ્ધ પુરુષ તમને મળવા ઇચ્છે છે.' બાબાએ વિચાર કર્યો કે જો તે માણસને દર્શનથી તૃપ્તિ થતી હોય તો સ્થાન પર મોડા પહોંચવામાં શી હરકત છે, એમ ધારી તેઓ ઊભા રહ્યા. પળવારમાં એક વૃદ્ધ સરદાર અને તેનો યુવાન પુત્ર બાબાની પાસે આવી ઊભા રહ્યા અને બાબાને નાનાવિધ પ્રશ્ન પૂછવાનો આરંભ કર્યો. તેમનો કર્કશ વાક્પ્રહાર અને રક્ષ ચહેરા પરથી બાબા સમજ્યા કે કંઈ કપટ છે. તેમણે પહેલો સવાલ એ પૂછ્યો: 'શું તમે ફકીરની કબ્ર પાસે જઈ બેઠા હતા?' તેના જવાબમાં સંકોચાતા અવાજે બાબાએ હા કહી. આમ જવાબ આપ્યો ત્યારે બાબાને ખબર ન હતી કે આ ઘટના માટે આ બધુ તોફાન છે. તેમના સર્વ પ્રશ્નના જવાબ, બાબાએ અચકાયા વગર કે ગભરાટ વગર આપ્યા. પછી સાધુ બાબાએ તેમને ગુસ્સે થયેલા જોઈ તેમના ક્રોધનું કારણ મૃદુ વચને મીઠાશથી પૂછ્યું. આ વખતે તેમણે આગળ કહેલી ઘટના કહી સંભળાવી અને કહ્યું, કે, એ કારણસર તેઓ તેમની હત્યા કરવા આવ્યા છે. તેમની વાત સાંભળી બાબા લેશ માત્ર યે ચલિત થયા નહિ કે ભય પામ્યા નહિ. તેમની વાત સાંભળી પ્રથમ તેઓ ખડખડાટ હસ્યા. પછી સહાસ્ય હસતા મોઢે તેમના તરફ જોઈ કહ્યું: 'એક હથિયારવગરની વ્યક્તિના વધ માટે આટલી બધી તૈયારી!' તેમણે એ પણ કહ્યું: 'હું એકલો

છું. હથિયારવગરનો છું અને તમે લગભગ સો જણ છો, અને હથિયારથી સજ્જ છો. જો તમારે હત્યા કરવી હોય, તો મારે કંઈ કરવાનું કે કહેવાનું નથી. જો હું એમ કહું કે ફકીરની ઘોર પર વિષ્ટા કરી નથી, તો તમે તે વાત માનશો નહિ. તમને એમ જ લાગશે કે પ્રાણભયથી હું અસત્ય વાત કહું છું. વારુ, તમે જ કહો કે શું કરવાથી તમારા મનનો આ ભ્રમ દૂર થાય?' બાબાનું વચન સાંભળી તે વૃદ્ધ પુરુષ બોલ્યો કે, અમે સાંભળ્યું છે કે તમે દરરોજ ડાબી તરફથી આ ઘોરવાળી જગ્યાની પ્રદક્ષિણા કરો છો અને મનમાં ને મનમાં વશીકરણ મંત્ર બોલો છો. આપ જો હમણાં જમણી તરફથી એ સ્થાનની પ્રદક્ષિણા કરો તો અમે જાણીએ કે તમે કંઈ બૂરી મતલબથી પરિક્રમણ કરતા ન હતા. આ વાક્ય સાંભળતાંની વાર બાબાએ પ્રસન્નચિત્તે, હસતા મોઢે તેમના ભ્રમનો નાશ કરવા જમણી તરફથી એ ઘોરની પ્રદક્ષિણા કરી. પ્રથમથી જ બાબાનો મિષ્ટ વ્યવહાર અને મીઠાં વચન, તે ઉપરાંત તેમનો દૃઢ ભાવ જોઈ તે ત્રાગડો રચનારા તેમની તરફ આકર્ષાયા હતા. બાબાના શુદ્ધ અને મધુર આચરણથી તેઓ તેમની તરફ વધુ આકર્ષાયા અને મુગ્ધ બન્યા. તે વખતે તેમનો ભ્રમ દૂર થયો. તેઓ ખરેખરા સાધુ છે, એવી તે વૃદ્ધ પુરુષની ખાતરી થતાં, તેણે બે હાથ જોડી બાબાની ક્ષમા માગી અને કહ્યું: 'જો અમે ભ્રમથી દુષ્કૃત્ય કર્યું હોત તો અમારે હાથે કેવો ઘોર અપરાધ થાત!' ઇત્યાદિ વાક્યો કહી પ્રણામ કરી તેઓ બે હાથ જોડી બાબાની પુનઃપુનઃ ક્ષમા માગવા લાગ્યા. તેઓએ આ બનાવ ગુપ્ત રાખવા બાબાને આગ્રહ કર્યો; કારણ કે સાધુના અપમાનથી ગામના હિંદુઓ ઉત્તેજિત થઈ જાય તો ભારે અનર્થ થાય.

# સપ્તમ તરંગ

એક દિવસ સાધુ બાબાએ નેપાલરાજ્ય સંબંધી એક વાત કહી હતી. બાબાએ કહ્યું હતું, કે સિદ્ધ મહાત્મા ગોરખનાથ રોજ એક બ્રાહ્મણને ઘેર જતા અને બ્રાહ્મણપત્ની અતિ આદરથી તેમને દરરોજ ભોજન કરાવતી હતી. સાધુ જાણી તે બ્રાહ્મણપત્ની તેમનો અતિશય સત્કાર કરતી હતી; પરંતુ તે કેવા સમર્થ પુરુષ છે, તેની તેને ખબર ન હતી. એક દિવસ તે બ્રાહ્મણીના વરે જાણ્યું કે સિદ્ધ મહાત્મા ગોરખનાથજી દરરોજ કૃપા કરીને તેને ઘેર પધારે છે અને તેની પત્નીના હાથનું ભોજન ગ્રહણ કરે છે. તેણીને–પત્નીને કહ્યું: 'કાલે જ્યારે સાધુ આવે, ત્યારે તું આપણા પુત્રને સાધુની પાસે લઈ જઈ પગે લગાડી 'તે ઐશ્વર્યવાન થાય' એવો આશીર્વાદ માગજે.' બીજે દિવસે ગોરખનાથજી બ્રાહ્મણને ત્યાં આવ્યા બ્રાહ્મણની સ્ત્રીએ પહેલાં તો તેમને જમવા બેસાડ્યા. ત્યારપછી સ્વામીના ઉપદેશ પ્રમાણે છોકરો ત્યાં આવ્યો. પગે લગાડી તેને 'રાજ્ય મળે' એવી પ્રાર્થના જણાવી તેમણે પણ તે જ ક્ષણે પ્રસન્નવદને બાળકના સામું જોયું અને પોતાના મોંમાંથી આવેલો ખાદ્યપદાર્થ બાળકના હાથમાં આપવા ગયા. સાધુ આપે છે માટે તે બાળકે અંજલિ–ખોબામાં તે લીધો; પરંતુ તે ખાવા માટે તે ઘૃણા લાગવાથી ખોબાની નીચેની ફાટમાં તે ખાદ્ય પદાર્થ બાળકના પગ ઉપર પડી ગયો. આ જોઈ સિદ્ધ મહાત્મા ગોરખનાથજીએ કહ્યું: 'જો બાળક તેને ખાઈ જાત તો અવશ્ય સમ્રાટ થાત; પરંતુ તે બાળકના પગ ઉપર પડવાથી જ્યાં જ્યાં તે બાળકનો પગ પડશે તે તે સ્થાનમાં તેનું રાજ્ય થશે.' આ આશીર્વાદથી બ્રાહ્મણદંપતીને અતિ આનંદ થયો. દિવસો જતાં પુત્ર મોટો થયો. તે ઘોડે બેસીને નેપાળ દેશનાં જે જે સ્થાનમાં ફર્યો તે તે સ્થાનનું રાજ્ય એને પ્રાપ્ત થયું. ગોરખનાથજીના આશીર્વાદથી એ વિશાળ રાજ્ય પ્રાપ્ત થયું; તેથી આ નૂતન રાજ્યનું

નામ તેણે રાખ્યું: 'ગોરખાનું રાજ્ય.' જ્યારે તે પુત્ર રાજ્ય સ્થાપન કરી રાજા થઈ સિંહાસન પર બેઠો, ત્યારે ગોરખનાથના નામની 'રાજ્યપતાકા' અને નવો સિક્કો બનાવી તે મુદ્રા પર ગોરખનાથની છાપ મારી. બાબાએ કહ્યું હતું કે આ સૂત્રમાં નેપાળ રાજ્યની પ્રતિષ્ઠા છે.

બાબાએ એક દિવસ સમજાવ્યું હતું કે જે સાધુ છે તે સઘળાને સાધુ જ જુએ છે. જે ચોર હોય છે તે જગતનાં સઘળાં પ્રાણીઓને ચોર જ દેખે છે. આ બરાબર સમજાવવા માટે તેમણે એક દૃષ્ટાંત આપ્યું હતું.

એક સમયે નદીતીરે નિર્જન સ્થાનમાં એક અરણ્યમાં એક વૃક્ષની નીચે એક સાધુ ધ્યાનમગ્ન બેઠો હતો. એક ચોર ઘેરઘેર ચોરી કરી રાત્રિ પૂરી થતાં પોતાને ઘેર પાછો ફરતાં આ સ્થાન આગળ આવી લાગ્યો. સાધુને ધ્યાનમગ્ન જોઈ તેણે મનમાં વિચાર કર્યો, કે આ માણસ અવશ્ય ચોર જ છે. આખી રાત ચોરી કરીકરી થાકી ગયો છે. તે હવે વિશ્રાંતિ લેતો હશે અને તેમ કરતાં તે ઊંઘી ગયો છે. આ માણસે (સાધુએ) કેટલા પૈસા લૂંટ્યા છે તે જાણવાનું ચોરને કુતૂહલ થયું; અને એક વૃક્ષના થડની પાછળ છુપાઈ સાધુના નિદ્રાભંગની રાહ જોવા લાગ્યો. એમ કરતાં થાકીને તે આખરે નિદ્રાવશ થઈ ગયો. રાત્રિસમયે સાધુ ધ્યાનભંગ થયા, ત્યારે તેમણે જોયું, તો થોડે દૂર એક ઝાડ તળે એક મનુષ્ય બેઠો છે. તેને જોઈ સાધુને લાગ્યું કે જરૂર આ વ્યક્તિ કોઈ જબ્બર સાધક જેવી લાગે છે. સૂર્યોદય થવા છતાં હજી તે સમાધિમગ્ન છે. કાળી રાત્રે અંધકારને લીધે હું તેમને જોઈ શકયો નહિ. પછી તે સાધુ ચોરને પ્રણામ કરી ત્યાંથી ચાલ્યા ગયા.

વાત નીકળી કે પ્રારબ્ધ એટલે શું? તેની શક્તિને ઓળંગી જવી એ શકય છે કે નહિ. બાબાએ જણાવ્યું કે કર્મ ત્રણ પ્રકારનાં છે. સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. જે કર્મ જીવ બહુ બહુ જન્મ

વિષે કરતો આવ્યો છે, તે કર્મની સમષ્ટિ, અર્થાત્ કે જે કર્મ જીવના ભોગના નિમિત્તે જમા થયેલાં છે તે. પ્રારબ્ધનો અર્થ એ કે સંચિત કર્મોમાંથી જે અંશ જીવના વર્તમાનકાળમાં અને દેહથી ભોગવવાનાં છે તે. બાબાએ કહ્યું હતું, કે પ્રારબ્ધભોગનિમિત્તે જીવ દેહધારણ-પૂર્વક જન્મ લે છે. તે સંચિત કર્મમાંથી જે અંશ જીવના ભોગ માટે ઉપસ્થિત હોય છે તે પ્રારબ્ધ. આ પ્રારબ્ધ અનેક વખતે સંપદ વા વિપદ રૂપે ઉપસ્થિત હોય છે. ઉદાહરણ આપી કહ્યું, કે કોઈ એક ભંડારમાં બહુ દ્રવ્ય સંચિત કરી રાખવામાં આવ્યું છે અને એ સંચિત દ્રવ્યમાંથી પ્રયોજન પ્રમાણે વ્યવહાર માટે લેવામાં આવે છે. તેમાંથી જે ભોગ માટે લેવામાં આવે તે પ્રારબ્ધ અને ભંડારમાં જે એકઠું કરેલું છે તે સંચિત. બાબાએ કહ્યું હતું કે, પ્રારબ્ધ બહુ જ બળવાન હોય છે.

**પ્રશ્ન:** તો શું જીવ પ્રારબ્ધના પ્રભાવમાંથી રક્ષણ મેળવી શકતો નથી?

**ઉત્તર:** જો કે પ્રત્યેક મનુષ્યને કર્મફળ તો ભોગવવું જ પડે છે; પરંતુ મધ્યાહ્નકાળના સૂર્યના પ્રખર તાપથી થતી પીડા કોઈ માથે છત્રી લઈ સહેજ ઓછી કરે છે, તેમ કોઈ મનુષ્ય ભગવાનનું શરણ ગ્રહણ કરે, તો કઠોર પ્રારબ્ધદંડ કિંચિત્ લઘુ થઈ શકે છે.

**પ્રશ્ન:** ક્રિયમાણ તે શું બાબા?

**ઉત્તર:** જીવ જે સકલ કર્મ વર્તમાનકાળમાં કરે છે તે ક્રિયમાણ. પ્રારબ્ધ અત્યંત બળવાન છે, છતાં જો કોઈ એકાગ્રભાવે ભગવાનના ચરણનો આશ્રય ગ્રહણ કરે, તો તેનો પ્રકોપ કંઈક મૃદુ થતો આવે છે, તેમ જીવના જન્માંતરનાં સંચિત–કરેલાં કર્મો સંચિત તે ક્રિયમાણ વડે ઓછાં થઈ શકે છે.

**પ્રશ્ન:** આ જીવનમાં જે કરવામાં આવે છે, તે ક્રિયમાણ કર્મફળ શી રીતે નષ્ટ થઈ શકે?

**ઉત્તર:** જ્ઞાન દ્વારા–**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा** (ગીતા ૪–૩૭)

પ્રારબ્ધ કેવું બળવાન છે તે સમજાવવા બાબાએ એક વાત કહી સંભળાવી–જો કે તે ઘટના સત્ય નથી.

પૂર્વે કાશ્મીર દેશમાં એક નૈષ્ઠિક બ્રહ્મચારી હતો. તે ભ્રમણ કરતાં કરતાં એક ધર્મપરાયણ બ્રાહ્મણને ઘેર અતિથિ થયો. ઘરમાં બ્રાહ્મણ, તેની સ્ત્રી અને એક કુંવારી કન્યા હતી. બ્રહ્મચારી તેને ઘેર અતિથિ થવાથી તે બ્રાહ્મણ ઘણો રાજી થયો અને અત્યંત યત્નથી અને ભાવથી તેની સેવા કરવા લાગ્યો. તેમની સેવાથી બ્રહ્મચારી અત્યંત પ્રસન્ન થયો અને તેમના અતિશય આગ્રહથી થોડો સમય તે ત્યાં રહ્યો. કુદરતનો રમણીય દેખાવ, સુંદર અને સ્વાસ્થ્યપ્રદ સ્થાન, વળી સાથે તે નિર્જન જેવું હતું; આથી તે પોતાની સાધનાને સંપૂર્ણ અનુકૂળ સમજી બ્રાહ્મણને ઘેર આનંદથી રહેવા લાગ્યો.

એક દિવસ એક નિર્જન સ્થાનમાં બેસી તે બ્રહ્મચારી પ્રકૃતિની શોભાનું દર્શન કરી રહ્યો હતો; એવે સમયે તે કુંવારી કન્યા ત્યાં આવીઃ તેણે બ્રહ્મચારીને કહ્યુંઃ 'મેં તમને મારા પતિ તરીકે ગ્રહણ કર્યા છે. આપ મારી સાથે લગ્ન કરી મારા ધર્મની રક્ષા કરો.'

બ્રહ્મચારીએ 'રામરામ' કહી કાને હાથ દીધા અને કુમારિકાને સમજાવ્યું: 'હું તો બ્રહ્મચારી છું. લગ્ન કરું તો ધર્મચ્યુત થાઉં. મારાથી કદાપિ લગ્ન નહિ કરી શકાય.'

તે છોકરીએ કહ્યુંઃ 'તમને ધર્મચ્યુત કરવા હું ઇચ્છતી નથી; પરંતુ હું મારા મનથી તમને વરી ચૂકી છું; તેથી તમારા સિવાય બીજાને વરનાર નથી. તમારો જો એવો અભિપ્રાય હોય તો હું લાંબો વખત કુંવારી રહીશ.'

એટલું કહી કુમારી ત્યાંથી ચાલી ગઈ. બ્રહ્મચારી વિચારમાં

પડ્યો. તે પોતાના મનમાં અનેક તર્કવિતર્ક કરવા લાગ્યો. છેવટે તેણે વિચાર કર્યો, કે વિલંબ કરવાથી વખતે કંઈ અડચણ આવે; માટે આવી આશંકાથી તેણે તે જ રાત્રે બ્રાહ્મણનો આશ્રમ ત્યાગી જવા સંકલ્પ કર્યો.

ગંભીર રાત્રિએ જ્યારે બધા ગાઢ નિદ્રામાં પડ્યા હતા, ત્યારે તે બ્રહ્મચારી તે બ્રાહ્મણનું ઘર છોડી હરિદ્વાર તરફ ચાલી નીકળ્યો. રાત્રિ વ્યતીત થતાં પ્રભાત થયું, ત્યારે બ્રાહ્મણે જોયું, કે બ્રહ્મચારી તેના ઓરડામાં નથી. તેનું આસન પણ ખાલી છે. દિવસ ચઢ્યો પણ તે બ્રહ્મચારી દેખાયો નહિ. બ્રાહ્મણના મનમાં ચિંતા થઈ અને હાહાકાર થવા લાગ્યો. તેનો સ્નેહ અને શ્રદ્ધાપાત્ર બ્રહ્મચારી એકાએક અદૃશ્ય થયો એ શું? બે ત્રણ દિવસ રાહ જોઈ પણ સાધુ પાછો ફર્યો નહિ. બ્રહ્મચારીવગરના સૂના ઘરમાં તેને રહેવું ગમ્યું નહિ. સ્ત્રી અને છોકરીને લઈ તેણે પગે હરિદ્વારની યાત્રા કરવાનો નિશ્ચય કર્યો અને તે તરફ ચાલી નીકળ્યો. તે સમયે રેલવે ન હતી. લોકો સામાન્યતઃ પગે જ મુસાફરી કરતા હતા.

રસ્તામાં યાત્રાળુઓને વિશેષ કષ્ટ પડતું નહિ. વચ્ચેવચ્ચે ધર્મશાળા, પીવાનું સ્વચ્છ પાણી અને ખાદ્યોપયોગી પદાર્થનો અભાવ ન હતો. બ્રાહ્મણ દિવસના ચાલતો અને સંધ્યાકાળ થાય, ત્યારે કોઈ ધર્મશાળામાં ઊતરી આરામ લેતો. એમ દિવસ પર દિવસ ગયા પછી તે એકદા એક ધર્મશાળામાં આવી ઊતર્યો. જોયું તો તે બ્રહ્મચારી પણ ત્યાં જ રહે છે. એકમેકના આકસ્મિક મેળાપથી ઉભય અતિશય વિસ્મય પામ્યા. બ્રાહ્મણ–બ્રાહ્મણીએ કહ્યું: કે 'અમારી સેવામાં કંઈ ત્રુટી થઈ છે, કે તમે અમને કહ્યાકારવ્યા વગર અમારું ઘર છોડી ચાલી ગયા?' બ્રહ્મચારીએ કહ્યું: 'આપે મારી ઇચ્છા મુજબ સેવા કરી છે. કોઈ પણ પ્રકારની કમીના આવવા દીધી નથી. હરિદ્વારનાં દર્શન કરવાની એકાએક ઇચ્છા થઈ આવી, તેથી હરિદ્વાર તરફ ચાલી નીકળ્યો.' આ સાંભળી બ્રાહ્મણ ખુશી

થયો અને બોલ્યો: 'અમે પણ હરિદ્વાર જઈએ છીએ, તો આપણે સાથે જ જઈશું.'

બ્રહ્મચારી શય્યામાં પડ્યોપડ્યો વિચાર કરવા લાગ્યો, કે આ શું બન્યું? જેને ત્યાગ કરવા માટે હું રાતોરાત છાનોમાનો ચાલી નીકળ્યો, તે તો મારી પાછળપાછળ આવે છે. એમનો સંગ મારે માટે ઇચ્છવા યોગ્ય નથી. હું તો ફરીથી નાસી છૂટીશ, હરિદ્વાર નહિ જાઉં. કોણ જાણે ફરીથી મેળાપ થાય માટે કાશી જાઉં એ જ ઠીક છે.

તે બ્રહ્મચારીએ ધર્મશાળાનો ત્યાગ કરી કાશીનો રસ્તો લીધો. બીજે દિવસે સવારે બ્રહ્મચારીને ન જોવાથી બ્રાહ્મણદંપતી અતિશય ખિન્ન થયાં. ગૃહિણીએ સૂચવ્યું, કે 'બ્રહ્મચારી જ્યારે આપણાથી બચી છૂટવા માટે પ્રયત્ન કરે છે, ત્યારે આપણે હવે હરિદ્વાર નથી જવું. ચલો આપણે તીર્થરાજ પ્રયાગ જઈએ; ત્યાં પ્રયાગસ્નાન કરી આપણે કાશી જઈશું અને પાછાં ફરતાં હરિદ્વાર તીર્થનાં દર્શન કરીશું.' બ્રાહ્મણને આ યુક્તિ પસંદ પડી અને તેઓએ પ્રયાગનો રસ્તો લીધો.

થોડાક દિવસ પછી એક ધર્મશાળામાં પાછો તે બ્રહ્મચારીનો અને તેમનો ભેટો થયો. બંને પક્ષને આશ્ચર્ય થયું. બ્રાહ્મણે ફરીથી તે બ્રહ્મચારીને પૂછ્યું, ત્યારે બ્રહ્મચારીએ જવાબ આપ્યો: 'શ્રી વિશ્વેશ્વરનાં દર્શન કરવાની એકાએક આકાંક્ષા થઈ આવી, તેથી તેણે કાશી જવાનો રસ્તો પકડ્યો.' બ્રાહ્મણે અતિ આનંદથી કહ્યું: 'ઠીક, અમે પણ કાશી જ જવા નીકળ્યાં છીએ; માટે આપણે સાથે જ યાત્રા કરીશું.'

બ્રહ્મચારીએ જોયું, કે આ તો મોટી પીડા છે. હું જેમજેમ તેમને ઉડાવવા અને તેમનાથી છૂટવા ઇચ્છું છું, તેમતેમ તેઓ મારી સન્મુખ આવીને ઊભાં રહે છે. હવે મારે ક્યાંય જવું નથી. એવે સ્થાને જાઉં કે જ્યાં ફરીથી તેમનો મેળાપ જ ન થાય. તીર્થયાત્રાએ

નહિ જાઉં, એથી ઊલટી જ દિશામાં પ્રયાણ કરું તો ઠીક. ચાલોને કાશ્મીર જ પાછો જાઉં. બ્રહ્મચારીએ મનમાં આવો સંકલ્પ કરી ગંભીર રાત્રીએ જ્યારે તેઓ ભરઊંઘમાં હતાં, ત્યારે તેણે ધર્મશાળા ત્યાગી પાછો કાશ્મીર જવાનો માર્ગ ગ્રહણ કર્યો.

આ તરફ સવારે જ્યારે બ્રાહ્મણદંપતીએ બ્રહ્મચારીને ન જોયો, ત્યારે તેઓ ઘણાં ખિન્ન થયા અને કંઈક રોષ પણ તેમને આવ્યો. તેઓએ એમ નિશ્ચય કર્યો, કે હવે ભવિષ્યમાં તે બ્રહ્મચારીનો મેળાપ ટાળવો. આમ વિચાર કર્યો ખરો, પણ બ્રાહ્મણ તે સ્થાન તત્કાળ ત્યાગી શક્યો નહિ. તે માંદો પડ્યો. બ્રાહ્મણી મહાચિંતામાં પડી. તેણે વિચાર કર્યો, કે તીર્થભ્રમણ કરવામાં હમણાં કંઈ સાર નથી. હમણાં તો ઘેર પાછાં પહોંચાય તો ઠીક. એટલામાં જો બ્રાહ્મણની તબિયત સારી થઈ જાય, તો હરિદ્વાર—ગંગાસ્નાન કરી ઘેર પાછાં જઈશું. આમ વિચાર કરી તેઓ કાશ્મીર જવા પાછાં ફર્યાં.

એમ કરતાં તેઓ એક રાત્રે એક ધર્મશાળા આગળ આવી પહોંચ્યાં. તે સમયે અન્ય સર્વ મુસાફરો નિદ્રામગ્ન હતા. તેઓ એક ઘરના જ માણસો હતા, તેથી એક નાના ખંડમાં કોઈને ન જોઈ તેનો જ આશ્રય લીધો. ખંડના એક ભાગમાં વસ્ત્રાચ્છાદિત વસ્તુ બરાબર અંધારામાં દેખાઈ નહિ. તેઓનું ધ્યાન તેના તરફ ગયું નહિ અને અંધારામાં એક એકની પાસે સૂઈ રહ્યા. તે કુંવારી છોકરીની બાજુમાં જ તે વસ્ત્રમાં લપટાયલી વસ્તુ પડી હતી. એ વસ્ત્રમાં ઢંકાયલી વસ્તુ તે મનુષ્યદેહ હતી—આપણો પૂર્વપરિચિત બ્રહ્મચારી હતો. ઊંઘતાંઊંઘતાં તે છોકરી તેની પાસે જઈ ચઢી અને ઊંઘમાં બંને જણ આલિંગનબદ્ધ થયાં. આમ થતાંની વાર ઉભયની નિદ્રાનો ભંગ થયો. બ્રહ્મચારી બોલ્યો: 'અરે, આ તો સ્ત્રી છે! અરે, તું કોણ છે?' બોલવાના અવાજ પરથી કુમારીએ બ્રહ્મચારીને ઓળખ્યો. તેણે જવાબમાં કહ્યું: 'એ તો હું છું. નિયત—પ્રારબ્ધ મને ખેંચી-ખેંચી તમારી પાસે ફરીફરીને લાવે છે.'

બ્રહ્મચારીએ કહ્યું: 'મેં પહેલાં કહ્યું હતું અને અત્યારે ફરીથી કહું છું, કે હું તારી સાથે લગ્નમાં જોડાઈ શકતો નથી. તારાથી બચવા ખાતર તારા બાપનું ઘર છોડયું હતું અને વારંવાર ફરી-ફરીને દૂર નાસી જવા પ્રયત્ન કરું છું, પણ દૈવ આપણને પાછાં એકઠાં કરે છે.'

બ્રાહ્મણદંપતી જાગી ઊઠયું હતું. તેઓ બ્રહ્મચારીની વાત પરથી સમજી શકયું, કે શા માટે તેણે તેમનું ઘર છોડયું હતું અને શા માટે તે નાસી છૂટવા માટે વારંવાર પ્રયત્ન કરતો હતો. તેઓ એ પણ જાણી શકયાં, કે તેમની છોકરી બ્રહ્મચારીને ચહાય છે. બ્રાહ્મણ પથારી પર બેઠો થયો. તેણે બ્રહ્મચારીને પૂછયું 'શા માટે તું મારી દીકરી સાથે લગ્ન કરવા રાજી નથી? લગ્ન કરવામાં આપત્તિ જેવું શું છે? જો તારી હજાર આપત્તિ હશે તો પણ આ લગ્ન તો થવાનું ને થવાનું; કારણ કે તેં અમારાથી નાસી છૂટવા માટે વારંવાર પ્રયત્ન કર્યો છે; છતાં તું તેમ કરવા સમર્થ થયો નથી. પ્રારબ્ધ આપણને ફરીફરીને એકઠાં કરે છે. નિયતિનું વિધાન કોઈનાથી ઉલ્લંઘન થઈ શકતું નથી.'

બ્રહ્મચારી કોઈ પણ રીતે લગ્નની દરખાસ્તમાં સંમત થયો નહિ. બ્રાહ્મણપક્ષ તરફથી એવી દરખાસ્ત રજૂ કરવામાં આવી કે આપણે સર્વ હૃષીકેશ જઈએ. ત્યાં ઘણા સાધુ પુરુષો વસે છે. તેઓ આપણા બન્નેના મતભેદની મીમાંસા કરી નિર્ણય આપશે.

અનેક જાતના તર્કવિતર્ક પછી બ્રહ્મચારીએ આ વાતનો સ્વીકાર કર્યો. કેટલાક દિવસે તેઓ હૃષીકેશ પહોંચ્યાં અને ત્યાંની સાધુમંડળી સમક્ષ તેમનો પ્રસ્તાવ રજૂ કર્યો. બ્રાહ્મણે ક્રમશઃ સમસ્ત ઘટના વર્ણવી સવાલ કર્યો, કે ભાગ્ય જેને વારંવાર બ્રહ્મચારીની સન્મુખ લાવી મૂકે છે તેનો ત્યાગ કરવો એ તેને ઉચિત છે કે નહિ, એ જ મારે પૂછવાનું છે. બ્રહ્મચારીને જે કહેવાનું હતું તે તેણે નિવેદન કર્યું. છેવટે તેણે ઉમેર્યું કે તેણે બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કર્યું

છે; તેથી તે લગ્ન કરી શકતો નથી. વિદ્વાન પુરુષોએ ઉભય પક્ષનું કહેવું સાંભળી બ્રહ્મચારીને કહ્યું: 'તું પ્રારબ્ધથી કોઈ પણ રીતે બચી છૂટવાનો નથી. હજાર પ્રયત્ન કરીશ તો પણ તું સફળ થઈશ નહિ. માટે સંતોષથી પ્રારબ્ધનું દાન માથા પર લે.' બ્રહ્મચારીની પ્રથમ અનિચ્છા હતી, છતાં તે કુમારીનો મનોભાવ સમજી અંતે તેની સાથે લગ્ન કરવા રાજી થયો. ભાગ્યનું વિધાન અલંઘ્ય લેખી તેણે ગંગાતીરે, હૃષિકેશ ક્ષેત્રે, તે યુવતી સાથે પાણિગ્રહણ કર્યું.

નિયતિ-પ્રારબ્ધ ટાળી શકાતું નથી. એનું દૃષ્ટાંત મેં એક અંગ્રેજી છાપામાં વાંચ્યું હતું. કોઈ એક અમેરિકન ભયંકર દારિદ્ર્યથી પીડાતાં તેનું મન ઘણું જ અસ્થિર થઈ ગયું. પહેલાં તેની અવસ્થા ઘણી સારી હતી; પરંતુ નસીબયોગે તેની પાસે જે કંઈ હતું, તે સર્વ તે ગુમાવી બેઠો. છેવટે તેણે આત્મહત્યા કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. બેવાર તેણે તેમ કરવા પ્રયત્ન કર્યો, પણ પોતાના કાર્યમાં તે ફાવ્યો નહિ. ત્રીજીવાર દૃઢપ્રતિજ્ઞ થઈ, તેણે આત્મહત્યા કરવા માટે જંગી તૈયારી કરી! તેણે એક પિસ્તોલ લીધી. સાથે મજબૂત દોરીનો ફાંસો લીધો અને પછી તે નદીને તીરે આવ્યો. ગંભીર રાત્રિ, ગાઢ અંધકાર અને નિર્જન નદીનો કાંઠો; ત્યાં આવી તેણે એક મજબૂત વાંસ લઈ, એ નાની હોડીમાં બેઠો અને જ્યાં પાણી ઘણું ઊંડું હતું ત્યાં ગયો. વાંસને નદીના ગર્ભમાં સ્થિર ઊભો રાખ્યો-દાટ્યો, પછી તેણે ગળે ફાંસો ખાધો. તેનો હેતુ એવો હતો, કે એક ઉપાયથી જો આત્મહત્યા ન કરી શકાય, તો ત્રણ ઉપાયથી કરવી. વખત છે ને બે ઉપાય નિષ્ફળ નીવડ્યા તો? ગળે ફાંસો ખાધો એટલામાં તે વાંસને પકડી ઝોળો ખાઈ નદીમાં પડ્યો; પણ તેમ કરવા પૂર્વે તેણે તાકીને પોતાના માથામાં પિસ્તોલ મારી. તેની ધારણા હતી કે જો પિસ્તોલની ગોળી નિષ્ફળ જશે, તો ફાંસો પોતાનું કામ કરશે. જો બન્ને નિષ્ફળ નીવડ્યાં તો નદીના પાણીમાં તો બૂડી મરાશે જ; કારણકે તેને તરતાં આવડતું ન હતું. સઘળી તૈયારી બરાબર કરી તેણે ગળામાં

ફાંસો નાખ્યો અને નદીના પાણીમાં પડતાંપડતાં તેણે માથા પર પિસ્તોલ મારી. તેના પગના ભારથી નાનું હોડકું ડોલી ઊઠ્યું, તેથી ગોળી માથામાં લાગી નહિ. ગોળી લાગી ફાંસાના દોરને, તેથી દોર તૂટી ગયો–ફાંસો કપાઈ ગયો. આમ બે ઉપાય નિષ્ફળ નીવડ્યા. ત્રીજો ઉપાય પણ નિયતિના આદેશથી નિષ્ફળ નીવડ્યો. વાંસને જળમાં નીચેના કાદવમાં બરાબર દાટ્યો ન હતો, તેથી તે છટકી તેને લઈ કમાનની માફક નૌકા પર પડ્યો. આ ગડબડથી મલ્લાહ–ખારવા ત્યાં આવી લાગ્યા અને તેને પાછા ઘેર લઈ ગયા. તે માણસે ફરી આત્મહત્યાનો પ્રયત્ન કર્યો નહિ. લોર્ડ કલાઈવની માફક તેને પણ એમ લાગ્યું હશે, કે મારા હાથે જગતમાં કંઈ ખાસ કામ થવાનું છે; થયું પણ તેમ જ. તેણે આગળ જતાં ધન અને માન મેળવી નામના પ્રાપ્ત કરી.

## અષ્ટમ તરંગ

શારદીય પૂજા પછી અમે થોડા દિવસ માટે આગ્રા ગયાં હતાં. વૃંદાવન જવાની ઇચ્છા હતી; પરંતુ અપવિત્ર હાલતમાં પવિત્ર વૃંદાવન ધામમાં જવું ઉચિત લાગ્યું નહિ.

જશિડિ પાછાં ફર્યાં પછી જ્યારે બાબાને તે કહ્યું, ત્યારે તેમણે કહ્યું કે દેવતાની પાસે શુચિઅશુચિ જેવું–પવિત્ર–અપવિત્ર જેવું કંઈ નથી. આપણું મન જ પવિત્ર કે અપવિત્ર કરે છે. એટલું કહી તેમણે સુપ્રસિદ્ધ દુહો કહ્યો :

સમરથકો નહિ દોષ ગુંસાઈ,
રવિપાવક સુરસરિ કિ નાંઈ.

બાબાએ કહ્યું, કે સમર્થ વ્યક્તિને મલિનતા વા દોષ કંઈ સ્પર્શ કરી શકતું નથી. તે કેવી રીતે? જે પ્રમાણે સૂર્ય, અગ્નિ અને ગંગાને કોઈ પણ પ્રકારનો દોષ સ્પર્શ કરી શકતો નથી તેની

માફક. એમને મલિન પદાર્થ સ્પર્શે, તોય તે પવિત્ર થઈ જાય છે. અગ્નિમાં જો કોઈ વસ્તુ નાખવામાં આવે તો તે તત્ક્ષણ બળી જાય છે. સૂર્યદેવ સકળ વસ્તુ પર પવિત્ર કે અપવિત્ર વસ્તુ પર, સમભાવે કિરણ ફેંકે છે: ગંગાનું જળ મલિન વસ્તુને પવિત્ર કરે છે.

આ પ્રસંગ નીકળવાથી ગંગાના મર્ત્યાગમન સંબંધી–(ગંગાના પૃથ્વી પર આવવા વિષે) વૃત્તાંત જાણવાની ઇચ્છા સાધુ બાબાને જણાવી તેમણે કહ્યું:

એકદા અમરાવતીમાં કોઈ એક સંગીતવિદ્યાવિશારદ ગંધર્વ સંગીત સંભળાવતો હતો. સભાસ્થાન દેવતાઓ અને ઋષિઓથી ભરપૂર હતું. ગંધર્વનું સંગીત સાંભળી સર્વ જણ મુગ્ધ થઈ ગયા; એક જ જણ મુગ્ધ થયું નહિ અને તે દેવર્ષિ નારદ. ગંધર્વે તે જોયું અને તેણે એક દિવસ એકાંતમાં નારદજીને પૂછ્યું: 'તે દિવસે દેવસભામાં મેં જે સંગીત સંભળાવ્યું, તે આપને પસંદ પડયું નહિ એમ મને લાગ્યું. એમ થવાનું કારણ શું તે આપ જણાવશો?'

દેવર્ષિએ જવાબ આપ્યો: 'તેં તે દિવસે જે ગાન કર્યું હતું તે ઉત્કૃષ્ટ ન હતું.'

ગંધર્વે વિસ્મય પામી ઉદ્‌ગાર કાઢ્યો: 'એના કરતાં સુંદર ગાયન સંભવતું નથી.'

દેવર્ષિ: 'જરૂર સંભવે છે. જો તેં દેવાધિદેવ મહાદેવના કંઠમાંથી નીકળતું સંગીત સાંભળ્યું હોત, તો તું કદાપિ આમ કહેત નહિ.'

ગંધર્વ ત્યાંથી વિદાય થયો અને તે મહાદેવની આરાધના એકાગ્ર મનથી કરવા લાગ્યો. મહાદેવે પ્રસન્ન થઈ તેને દર્શન આપ્યું. તે સમયે ગંધર્વે પ્રાર્થના કરી, કે તેની ઇચ્છા મહેશ્વરના મુખથી સંગીત સાંભળવાની છે. મહેશ્વરે કહ્યું કે મારું સંગીત સાંભળવાને તું ઉચિત પાત્ર નથી; વિષ્ણુ જ એકલા ઉચિત પાત્ર છે. જ્યારે તે

મારા સંગીતને સાંભળવાની ઇચ્છા કરશે, ત્યારે હું તારી પ્રાર્થના પૂર્ણ કરીશ.

ગંધર્વે હવે વિષ્ણુની આરાધના શરૂ કરી. વિષ્ણુએ પણ તુષ્ટ થઈ દર્શન આપ્યું. અતિ દીનપણે અને બહુ લાગણીપૂર્વક તેણે પોતાની મનોવાંછના જણાવી. વિષ્ણુએ તેની પ્રાર્થના માન્ય રાખી. વિષ્ણુની આજ્ઞાથી સુમેરુ પર્વતના શિખર પર મોટી સભા ભરવામાં આવી. સર્વ દેવતા, ઋષિ, મુનિઓ અને ગંધર્વોને આમંત્રણ આપવામાં આવ્યાં. તેઓ સર્વ ત્યાં ઉપસ્થિત થયા. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ પણ પોતપોતાનાં સ્થાને વિરાજ્યા. વિષ્ણુના આગ્રહથી ભગવાન શંકરે સંગીતનો આરંભ કર્યો. તે સંગીત એટલું તો મધુર હતું કે વિષ્ણુ તન્મય થઈ જળરૂપે વહેવા લાગ્યા. તે સમયે મહેશ્વરે અતિ ઝડપથી ઊઠી, તે વિગલિત ધારાને પોતાના કમંડલમાં ધારણ કરી. કમંડલમાંથી ઊછળી તે ધારા વહેવા લાગી, તે સમયે બ્રહ્માએ તે કમંડલુ મહાદેવના હાથમાંથી લઈ લીધું.

ત્યારપછી ભગીરથે તે પવિત્ર ધારાને આ ધરા પર આણી, તે પુણ્યકથા સઘળાને સુવિદિત છે; તેથી તેનો પુનરુલ્લેખ કરવાની જરૂર નથી.

બાબાએ કહ્યું: 'વેદ, પુરાણ વગેરે જે શાસ્ત્રગ્રંથોનું અધ્યયન કરવામાં આવે છે, તે મનના નિશ્ચય માટે. મનનો વિશ્વાસ દૃઢ થયે તેના અધ્યયનની જરૂર નથી.'

સદ્ગ્રંથ જે પ્રમાણે એક પ્રકારનો સત્સંગ છે તેમ સજ્જન પુરુષોની સાથેનો પ્રસંગ પણ સત્સંગ છે. આ સંગનો પ્રભાવ બહુ મોટો છે. એ સમજાવવા માટે બાબાએ હિરણ્યકશિપુના પુત્ર પ્રહ્લાદની બે વાતો સંભળાવી. પ્રથમ તેના બાલ્યકાળની એક વાત કહી. બાળ પ્રહ્લાદ ફરતાંફરતાં એક કુંભારના નિભાડા આગળ આવી લાગ્યો. કુંભાર તે સમયે માટીનાં કેટલાંક વાસણો નિભાડામાં મૂકી અગ્નિ પ્રકટાવી પકાવતો હતો. પકાવવાનું કામ પૂરું થયા પછી તે કુંભાર

એક વાસણને બહાર કાઢવા લાગ્યો. જોયું તો એક વાસણમાં એક બિલાડી છે. તેના દેહને જરા પણ આંચ પહોંચી નથી; અગ્નિના પ્રચંડ તાપમાં તેના શરીરને હાનિ થવાનું તો દૂર રહ્યું; પણ તેના એક વાળને સુદ્ધાં પણ ઈજા થઈ નહિ. આ જોઈ કુંભારે વિસ્મય પામી કહ્યું: 'હરિ જેની રક્ષા કરે, તેને મારવાની કોની તાકાત છે? અર્થાત્ રામ રાખે તેને કોણ ચાખે?' કુંભારનું આ કથન પ્રહ્લાદના અંતઃકરણમાં કોરાઈ ગયું. તે ઘણી વિપત્તિમાં સપડાયો, છતાં આ સત્યને તે વિસર્યો ન હતો. પછી જ્યારે તેને હાથીના પગ તળે, અગ્નિમાં અને પર્વત પરથી સમુદ્રમાં નાખી દેવામાં આવ્યો, તે સમયે પણ તે ક્ષણભર માટે પણ આ અમૂલ્ય સત્યને વિસર્યો ન હતો. શ્રીહરિની અપાર કરુણાથી મુગ્ધ થઈ તે પોતાને કૃતાર્થ માનતો હતો. તેનું ચિત્ત પણ ભગવાન પ્રતિ આકૃષ્ટ થતું હતું. આટલી મહાન વિપત્તિમાં તે કુંભારના વાક્યને વિસર્યો નહિ. તે જ તેના સત્સંગનું પરિણામ.

કુસંગનું પરિણામ કેટલી હદ સુધી વિષમય હોય છે, તે પણ પ્રહ્લાદના ચરિત્રમાં જોવામાં આવે છે. બાબાએ કહ્યું: "જ્યારે પ્રહ્લાદ સિંહાસનારૂઢ થયો, ત્યારે તેની આસપાસ ચોમેર વિષ્ણુદ્વેષી પાર્ષદો હતા. દૈત્યગુરુ શુક્રાચાર્ય રોજ નિયમિત રીતે તેને કહેતા હતા: 'વિષ્ણુ તારા વંશનો શત્રુ છે અને તેથી તેની પૂજા તારે માટે કરવા યોગ્ય નથી. પિતૃવૈરીને સજા કરવી એ પુત્રનો ધર્મ અને કર્તવ્ય છે.' તે સમયે પ્રહ્લાદના મનમાંથી હરિભક્તિ સરી ગઈ હતી, આમોદપ્રમોદમાં તેનું ચિત્ત રંગાઈ ગયું હતું, રાજકાર્યમાં પણ તેનું મન ગુંથાયેલું રહેતું હતું. તેના મનની આવી સ્થિતિ હતી, ત્યારે તેણે પોતાના કુલગુરુ શુક્રાચાર્યને પોતાને ઘેર ભોજન માટે નિમંત્રણ આપ્યું. શુક્રાચાર્યે નિમંત્રણને હડસેલી જવાબ મોકલાવ્યો: 'જે માણસ પોતાના પિતાની હત્યા કરનારને સજા આપતો નથી અને તેનો આદર કરે છે, તેનું નિમંત્રણ હું સ્વીકારી શકતો નથી.'

ગુરુએ આમંત્રણનો સ્વીકાર કર્યો નહિ, તેથી પ્રહ્લાદના મનને આઘાત પહોંચ્યો. તેણે વિચાર કરી જોયું તો જણાયું કે તેના હાથે અન્યાય થયો છે. આથી તેણે એકદમ ઉશ્કેરાઈ વિષ્ણુની સામે યુદ્ધ જાહેર કર્યું. પ્રધાન સેનાપતિને તેડી મંગાવ્યો. વિપુલ લશ્કર તૈયાર કરવા માંડયું. શુક્રાચાર્ય સલાહ આપવા લાગ્યા. રાજ્યમાં યુદ્ધ કરવાની તૈયારી થવા લાગી. આ સમયે એક વૃદ્ધ બ્રાહ્મણ હાથમાં લાકડી લઈ રાજદ્વાર આગળ આવી ઊભો. સૈનિકે તેને અંદર જતાં અટકાવ્યો. બ્રાહ્મણે કહ્યું: 'મારે રાજાનાં દર્શન કરવાં છે, તમે શા માટે મને અટકાવો છો?' સૈનિકે કહ્યું: 'રાજાના હુકમ સિવાય તમારાથી અંદર જવાશે નહિ.' બ્રાહ્મણે કહ્યું: 'જાવ, ત્યારે રાજાનો હુકમ લઈ આવો.' લાંબા તર્કવિતર્ક કરી પહેરેગીર રાજાની આજ્ઞા લેવા અંદર ગયો. રાજા પ્રહ્લાદે તેને અંદર આવવા અનુમતિ આપી. બ્રાહ્મણ રાજપ્રાસાદમાં દાખલ થયો. પોતાના હાથમાંની લાકડી જમીન પર મૂકી રાજાનું અભિવાદન કરી કહ્યું: 'મહારાજ! કવખતે આવી આપને મેં વિરક્ત કર્યા.'

પ્રહ્લાદ: હે વૃદ્ધ! આપને આવવાનું પ્રયોજન?

વૃદ્ધ: સાંભળ્યું છે કે આપે વિષ્ણુ સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો છે.

પ્રહ્લાદ: આપે સાંભળ્યું છે તે ખરું છે?

વૃદ્ધ: મારો પણ ઘણા દિવસથી તેની સાથે યુદ્ધ કરવાનો વિચાર છે; પરંતુ તેનું વાસસ્થાન ક્યાં છે, તેનો નિર્ણય નહિ કરી શકવાથી આટલા સમય સુધી મારો સંકલ્પ પાર પાડી શક્યો નથી. આજે જ્યારે સાંભળ્યું, કે આપણા મહારાજ વિષ્ણુ સામે યુદ્ધ કરવા પ્રવૃત્ત થયા છે, ત્યારે વિચાર આવ્યો કે વિષ્ણુનાં દર્શન ક્યાં થશે, તે મહારાજને જરૂર અવગત હશે. હું તે જાણવા માટે આપની પાસે આવ્યો છું.

વૃદ્ધની વાત સાંભળી પ્રહ્લાદ વિચારમાં પડ્યો. વિષ્ણુનું વાસસ્થાન ક્યાં છે, તેની તેને ખબર ન હતી. એક દિવસ તે જાણતો હતો. એક સમયે તેણે બીજાને તેનું સંધાન જણાવ્યું હતું; કિંતુ આજ! તેને પોતાને તેના સંધાનની ખબર નથી.

રાજાને ચિંતામગ્ન જોઈ તે વૃદ્ધ બોલ્યોઃ 'સમજ્યો, આપને પણ વિષ્ણુના પત્તાની ખબર નથી અને યુદ્ધ કરવા તૈયાર થયા છો! જાઉં છું, જો બીજે કોઈ ઠેકાણે તેનું સંધાન મળે તો જોઉં.'

પ્રહ્લાદઃ 'ખરેખર, બ્રાહ્મણ! મને તેના સંધાનની ખબર નથી.'

વૃદ્ધ: 'તો પછી અહીં વૃથા સમય ગાળવાનું પ્રયોજન નથી. તેથી શું વળવાનું છે? જાઉં છું–આપ કૃપા કરી કોઈને આ મારી લાકડી ઊંચકી મને આપવા કહો. વૃદ્ધ થયો છું, તેથી વાંકા વળતાં મને કષ્ટ થાય છે.'

રાજા પ્રહ્લાદે એક પહેરેગીરને તે લાકડી ઊંચકી આપવા આદેશ કર્યો. બળવાન પહેરેગીર તે લાકડી ઊંચી કરી શક્યો નહિ. રાજાના અંગરક્ષકે પ્રયત્ન કર્યો, તે પણ નિષ્ફળ નીવડ્યો એક પછી એક અનેક જણ આવ્યા, પણ કોઈથી તે લાકડી ઊંચકાઈ નહિ. જે લાકડી એક વૃદ્ધ હાથમાં રમતાંરમતાં લઈને આવ્યો હતો, તે લાકડી આવા મોટા વીર યશસ્વી યોદ્ધાથી સહેજ પણ ઊંચકાતી નથી, તે જોઈ પ્રહ્લાદ ચોંક્યો. તેને એકદમ સ્મરણ થયું, કે જેણે લોહસ્તંભમાંથી બહાર નીકળી તેની રક્ષા કરી હતી, તે જ વિશ્વંભર અત્યારે આ લાકડીમાં વાસ કરી રહ્યા છે. તેને વિચાર થયો, કે 'હું જ શ્રીહરિને આટલા બધા દિવસ વિસરી ગયો છું; પરંતુ તે કરુણાસાગર મને વિસર્યા નથી, તેમની કેવી અપાર દયા!' આટલી લાંબી અવધિએ શ્રીહરિને સ્મરણ કરતાંની વાર પ્રહ્લાદનું દિલ પીગળી ગયું. તે આંખમાં આંસુની ધારા સાથે સિંહાસન પરથી ઊતરીને વૃદ્ધના ચરણમાં ઢળી પડ્યો. તે વૃદ્ધના ચરણ અશ્રુથી ભીના થયા. અંતરના આવેશભર્યા ઉમળકાથી કહ્યું: 'આટલે દિવસે

આ દાસને સંભાર્યો!' વૃદ્ધવેષી વિષ્ણુએ કહ્યું: 'હુ તને ભૂલી ગયો નથી. પ્રહ્લાદ! તું મને ભૂલી ગયો છે.'

સત્સંગ અને કુસંગનો પ્રભાવ કેવો છે તે સમજાવી બાબાએ કહ્યું, કે જ્યાં સુધી મનુષ્યમાં અહંભાવ–હુંપણું છે, ત્યાં સુધી પોતાનાં કર્મફળ માટે તે જવાબદાર છે. અમને આ વાતની સમજણ પાડવા સારુ બાબાએ એક બીજું દૃષ્ટાંત સંભળાવ્યું: કોઈ એક ધનવાન માણસે પોતાના ઘરની નજીક એક બાગ બનાવ્યો હતો. તે ઉદ્યાનના મધ્યભાગમાં એક પુષ્કરિણી નામનું તળાવ ખોદાવી તેની પાળે બેસી આનંદઉપભોગ કરતો હતો. સરોવરનું જળ સ્વચ્છ અને ઊંડું હતું. પછી એ જળને કોઈ સ્પર્શ કરે, તો એની સ્વચ્છતા નષ્ટ થાય, માટે તેણે અંદર ઊતરવા માટે ઘાટ વા પગથિયાં કરાવ્યાં ન હતાં; પરંતુ ચોમેર પાળ એટલી ઊંચી બંધાવી હતી, કે તે પાણીમાં પડવાનો કે ઊતરવાનો કોઈ માર્ગ ન હતો.

એક સમયે એક ગાય તરસથી બહુ પિડાતી હતી અને પાણીની શોધમાં આમતેમ ફરતી હતી. દૂરથી તેણે આ જલાશય જોયું, અને તે ત્યાં આવી પહોંચી. પણ જોયું તો પાણીમાં ઊતરવાનો ઉપાય નથી. તે પાળની ચોમેર ફરી વળી અને જ્યારે પાણીમાં ઊતરવાનો ઉપાય જણાયો નહિ, ત્યારે તેણે પાણીમાં ભૂસકો માર્યો. પેટ ભરીને પાણી પીધું અને પછી ઉપર આવવાનો ઉપાય શોધવા લાગી. ઉપર આવવાનો કોઈ પણ માર્ગ જડ્યો નહિ. ચોમેર પાળ એટલી ઊંચી હતી કે પગ મૂકવાની જગ્યા પણ ન હતી. જળ એટલું ઊંડું હતું કે તળિયે પગ પણ પહોંચે નહિ. ચોમેર તરીને નીકળવાનો માર્ગ શોધવા લાગી. આખરે તે થાકી ગઈ અને ગંભીર જલમાં ડૂબી મરી.

બીજે દિવસે જ્યારે તે સરોવરનો માલિક પોતાની હમેશની જગ્યાએ આવી પૂજા કરવા બેઠો, ત્યારે ગૌવધથી લાગેલું પાપ, મૂર્તિ ધારણ કરી તેની પાસે આવ્યું અને કહ્યું: 'તારા આ

તળાવમાં એક ગાય મરી ગઈ છે. એની જવાબદારી તારા શિર પર છે. હું હવે તારો જ આશ્રય લઈશ.'

માલિક: મારા હાથે આ તળાવ ખોદવામાં આવ્યું નથી. બીજાને હાથે તે ખોદાયું છે. હસ્તનો કર્તા તો ઇંદ્ર છે; માટે આ પાપ માટે કોઈ જવાબદાર હોય તો તે ઇંદ્ર છે. આ ઉદ્યાન કે આ સરોવર મારા હાથથી તૈયાર થયું નથી; માટે એની જવાબદારી મારી નથી.

પાપ ત્યાંથી ચાલ્યું ગયું અને સ્વર્ગાધિપતિ ઇંદ્રની સન્મુખ જઈ ઊભું અને ત્યાં જઈ તેણે બનેલી ઘટના નિવેદિત કરી. ઇંદ્રે કહ્યું: 'થોડીવાર રાહ જો, હું હમણાં જ પાછો આવું છું.'

ઇંદ્ર પછી મૃત્યુલોકમાં આવ્યો. તેણે વૃદ્ધ બ્રાહ્મણનો વેષ ધારણ કર્યો અને તે તળાવની પાળ પર બેઠો. બાગનો માલિક તો ત્યાં હાજર જ હતો. તે છદ્મવેષી ઇંદ્રે બાગમાં ફરીને ત્યાંનાં વૃક્ષાદિ જોઈ તેની તારીફ કરી. તે વાડીના માલિકે ગર્વથી ફુલાઈ જઈ કહ્યું: 'આ બધાં ઝાડ મહામહેનતથી મેં મારા હાથે રોપ્યાં છે.' પછી તે વૃદ્ધ બ્રાહ્મણનો વેષધારી ઇંદ્ર પાછો તળાવની પાળ પર આવી બેઠો અને જળને જોઈ તેની પ્રશંસા કરતાં કહ્યું: 'આવું સુંદર સરોવર કોઈ જગ્યાએ જોવામાં આવતું નથી. કેવું નિર્મળ સ્ફટિક જેવું જળ છે! તળિયું સુદ્ધાં દેખાય છે!' માલિકે કહ્યું: 'આ સરોવર મેં બહુ જ ઊંડું ખોદાવ્યું છે. તેની નિર્મળતા જાળવવા માટે જળનો કોઈ સ્પર્શ કરે એવો ઉપાય પણ રાખ્યો નથી.' છદ્મવેષી ઇંદ્રે કહ્યું: 'બધું ય તેં જ કર્યું છે. માત્ર પાપ ગ્રહણ કરતી વખતે તું નહિ, તો હું શા માટે?'

વાત પૂરી કરી બાબાએ કહ્યું: 'પુણ્યની આશાથી જો કોઈ કર્મ કરવામાં આવે, તો તેમ કરતાં કદાપિ વિધિ વિરુદ્ધ કર્મ થાય કે અન્યાયભર્યું કર્મ થાય તો તેનું ફળ કર્મ કરનારને ગ્રહણ કરવું

પડે છે; પરંતુ જો કોઈ નિષ્કામ ભાવે, બ્રહ્માર્પણ કરવાની વૃત્તિથી કર્મ કરે, તો તેનું શુભાશુભ ફળ તેને ગ્રહણ કરવું પડતું નથી.'

જ્યાં સુધી મનમાં હુંપણાનો ભાવ છે, ત્યાં સુધી સર્વ કર્મની જવાબદારી તેને શિર છે; અર્થાત્ કર્મકર્તાને તેનાં ફળ ભોગવવાં પડે છે. કર્તાપણાના અભિમાન વગર બ્રહ્માર્પણ ભાવે જો કર્મ કરવામાં આવે, તો તે બંધનકર્તા નથી. એટલા માટે જ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં સકળ કર્મનું ફળ તેને અર્પણ કરી નિષ્કામભાવે કર્મ કરવાનો-બોધ કર્યો છે.

**પ્રશ્ન: શું કરવાથી શત્રુનું દમન થાય?**

**ઉત્તર: કામનું દમન વસ્તુવિચાર દ્વારા, લોભનું સંતોષ દ્વારા, હિંસાનું પ્રેમ દ્વારા, મોહનું વિવેક દ્વારા અને અહંકારનું વિચાર અને નિરભિમાન દ્વારા દમન થાય.**

ત્યારપછી બાબા આ શત્રુ સંબંધી કંઈક ઉપદેશ આપી બોલ્યા, કે ઉપદેશ સાંભળી સાધુઓ બેસી રહેતા નથી. તેઓ આ ઉપદેશનું સ્મરણ કરી તેને કાર્યમાં યોજે છે, તે પ્રમાણે વર્તે છે.

બાબાએ મધુર કંઠથી કહ્યું, કે **શિવોહમ્, શુદ્ધોહમ્, નિરંજનોહમ્, નિર્વિકારોહમ્ અને સચ્ચિદાનંદસ્વરૂપોહમ્.**

બાબાએ કહ્યું કે આ જ પરમહંસનો મૂળ મંત્ર છે.

એક દિવસ બાબા બોલ્યા હતા:

**दाक्षिण्यं स्वजने दया परजने शाठ्यं सदा दुर्जने।**
**प्रीतिः साधुजने नयो नृपजने विद्वज्जनेष्वार्जवम् ॥**
**शौर्यं शत्रुजने क्षमा गुरुजने, नारीजने सौम्यता।**
**ये चैवं पुरुषाः कलासु कुशलास्तेष्वेव लोके स्थितिः ॥**

બાબાએ એક દિવસ કહ્યું હતું, કે આત્મનિર્ભરતા મનને શક્તિ આપે છે. હું અબળા છું, શક્તિહીન છું, એમ વિચાર કરવો

નહિ. શુદ્ધ આત્મા છું, મારામાં અનંત શક્તિ છુપાઈ રહી છે, એમ વિચાર કરવો. જે માણુસ પોતાનામાં જેટલી શક્તિ જાગૃત કરે છે, તેટલી શક્તિ તેને સ્ફુરે છે કે વરે છે. વિપત્તિના સમયે ધીરજ અને વિચારની જરૂર છે, એ સમજાવવા માટે બાબાએ એક વાત કહી. પેશાવર પાસે હાથીમૈદાન નામના સ્થાનમાં લશ્કરની છાવણી હતી. અત્યારે તે છે કે નહિ તે ખબર નથી. આ છાવણીમાં એક પંજાબી હિંદુ નોકરી કરતો હતો. એકલા માટે રાંધવું એ તેને મોટી પીડા હતી. ઘેર સ્ત્રી હતી તેને લખ્યું કે તું અહીં ચાલી આવ, મને રજા મળતી નથી તેથી તને તેડવા આવી શકાશે નહિ. તે સ્ત્રી કાગળ મળતાંની વાર પેશાવર જવા નીકળી પડી. ગામથી ટિકિટ કઢાવી તે પેશાવર સ્ટેશન સુધી કોઈ પણ પ્રકારની અડચણ વગર જઈ પહોંચી. સ્ટેશનથી છાવણી ૧૫–૧૬ માઈલ દૂર હતી. સ્ટેશને ઊતરી તે યુવતીએ એક ઘોડાગાડી ભાડે કરી. તે યુવાન હતી, રૂપવતી હતી, તેના શરીરમાં શક્તિ હતી. પંજાબની સ્ત્રીઓ શરીરે દુર્બળ હોતી નથી. બાળપણમાં તેઓ કોઈ પણ પ્રકારના ભય વગર ભેંસના આંચળને મોં લગાડી દૂધ પીએ છે. તે ગમે તેમ હો, પણ તે યુવતી એકલી ભાડાની ગાડીમાં હાથીમૈદાન જવા નીકળી. સાથે કોઈ બીજો ત્યાં જનાર માણુસ ન હતો; તેથી ગાડીનું આખું ભાડું તે પોતે આપવા કબૂલ થઈ. ગાડી ચાલવા માંડી. ગાડી હાંકનાર એક પઠાણ હતો. ગાડી જોડી તે મનમાં વિચાર કરવા લાગ્યો કે છોકરી એકલી છે. સાથે કોઈ નથી. શરીર પર ઘરેણાં છે. ઉંમર પણ બહુ નથી. એમ વિચાર કરતાંકરતાં તેની દાનત બગડી. ત્યાં થોડે દૂર ગયા પછી તેણે રસ્તા પરથી ગાડીને લઈ જઈ એક ખેતરમાં ઊભી રાખી.

તે યુવતીએ પૂછ્યું: 'શા માટે ગાડી ખેતરમાં ઊભી રાખે છે?' ગાડીવાળાએ કહ્યું: 'ઘોડા માટે ચંદી નથી; પાસે જ ગામ છે, ત્યાંથી લઈ આવું છું. તમે જરા અહીં થોડીવાર ગાડીમાં

બેસી રહો.'

ગાડીવાળો ત્યાંથી ગયો. થોડીવાર પછી તેણે જોયું તો બે પઠાણ ખેતરની પેલી તરફથી ગાડી તરફ આવે છે. તેમની પાછળ ગાડી હાંકવાવાળો પણ છે. પેલા બે પઠાણો જોરાવર બાંધાના, બળવાન છે અને હાથમાં તલવાર છે. તે સ્ત્રી સમજી કે જરૂર દાળમાં કંઈ કાળું છે. તેમની દાનત સાફ નથી. તે ભય પામી તો ખરી, પણ તેની બુદ્ધિ ઠેકાણે હતી, તે તેણે ગુમાવી ન હતી. તેણે ગાડીવાળાને જોતાં જ મોટેથી રોફમાં કહ્યું: 'ગાડી જલદી ચલાવ, વખત બહુ થઈ ગયો છે.'

ગાડીવાળાએ કહ્યું: 'મારી ગાડીને લુટારુઓએ પકડી છે, તે છોડે તો ચલાવું ને!'

પેલા બે પઠાણે કહ્યું: 'પહેલાં સીધેસીધાં શરીર પરનાં ઘરેણાં કાઢી આપ, પછી બીજી વાત કર.'

તે સ્ત્રીએ જોયું કે હરકત કરવા જઈશ કે હાના કરીશ, તો તેઓ બળજબરીથી દાગીના લઈ લેશે, આમ વિચાર કરી તે ગાડી પરથી નીચે ઊતરી, શરીર પરનો દાગીના એક પછી એક ઉતારી તે લુટારુ તરફ ફેંકવા લાગી. બીજા લુટારુએ કહ્યું: 'દાગીના આપી દેવાથી તું બચી જઈશ એમ મનમાં ધારતી ના. તારે અમારી સાથે આવવું પડશે.'

આવી ઘોર વિપત્તિમાં પડવા છતાં તેણે તેની સમયસૂચકતા કે બુદ્ધિ ગુમાવી નહિ. જ્યારે પેલા ચોર જમીન પરના દાગીના વીણી લઈ એકઠા કરવામાં મશગૂલ હતા, તેવામાં પહેલા ચોર પર તે તૂટી પડી અને વીજળીના પલકારાની માફક તેના હાથમાંથી તલવાર છીનવી લઈ તેનું માથું શરીરથી જુદું કરી નાખ્યું. આંખના પલકારામાં તેણે પહેલાને કાપી નાખ્યો. પછી બીજાની સામે થઈ. તેને પણ જોતજોતામાં પૂરો કરી નાખ્યો. તે હીનભાગી આત્મરક્ષા

કરે, ત્યારે પહેલાં જ જમીન પર આળોટવા લાગ્યો. પછી તે ગાડીવાળા ભણી ફરી તેને કહ્યું: 'હવે બચ્ચા તારી વારી છે.'

ગાડીવાળો ગભરાઈ કહેવા લાગ્યો: 'મારો કોઈ પણ જાતનો અપરાધ નથી.'

રમણી: 'તું જ મુખ્ય અપરાધી છે. તું મારી સાથે છળ કરી ગામમાં જઈ આ બે લુટારુને બોલાવી લાવ્યો, નહિ વારુ? હવે તારો પણ છૂટકો નથી.'

ગાડીવાળો નાસી જવા લાગ્યો. તે સ્ત્રી તેનો રસ્તો રોકી ઊભી. જો કે તે હથિયારવગરનો હતો, છતાં તે તેને કાપી નાંખતાં ખંચાઈ નહિ. જ્યારે ગાડીવાળો પણ જમીન પર રગદોળાવા લાગ્યો, ત્યારે તેણે તેનાં સર્વ ઘરેણાં એકઠાં કરી લીધાં. ત્યારપછી ગાડીને ખેતરમાંથી રસ્તા પર લાવી. સાથે લોહીવાળી તરવાર લેવાને પણ વીસરી નહિ. બાદ તે પોતે ગાડી હાંકીને છાવણીમાં પહોંચી. ત્યાં ગયા પછી ત્યાંના તે સૈન્યવિભાગના ઉપરી કર્નલ સાહેબને મળવાનું જણાવ્યું. જ્યાં સુધી કર્નલ ન આવ્યો, ત્યાં સુધી તે ગાડીમાંથી ઊતરી નહિ કે પોતાના સ્વામીને પણ મળી નહિ. થોડીવારમાં સાહેબ ત્યાં આવી ઊભો રહ્યો, ત્યારે તે ગાડીમાંથી નીચે ઊતરી. સાહેબને સલામ કરી બધી બીના તેની આગળ નિવેદિત કરી. પછી તે લોહીથી ખરડાયલી તલવાર પણ સાહેબના ચરણ આગળ ધરી. સાહેબ અતિશય ખુશ થયો. તે રમણીનું અપૂર્વ સાહસ, સમયસૂચકતા અને શક્તિનો પરિચય પામી તેણે કહ્યું:

'તેં ધર્મની રક્ષા માટે જે કંઈ કર્યું છે, તેના બદલામાં આ તલવાર અને ગાડીઘોડો તને ઇનામ આપું છું. તારા સ્વામી પ્રત્યે પણ હું નજર રાખીશ.' નજર રાખવાનો પરિચય તેણે સત્વર આપ્યો. તેને ચઢતો હોદ્દો આપ્યો.

આ વાત પૂરી કર્યા પછી બાબાએ કહ્યું: ‘ વિપત્તિની વેળાએ ભય પામવાથી વિપત્તિ ઓછી થતી નથી; પરંતુ તેમાં વધારો થાય છે. ભક્તિ, શ્રદ્ધા, સાહસ, શક્તિ ઔર આનંદ સબકી અંદર હય–અંદરમેં નહિ રહનેસે કિધરસે આયગા? યહ સબ ચીજ જીતના બઢાવોગે ઉતનાહી વિકાસ હોગા.’

## નવમ તરંગ

એક સમયે બાબાએ અમને શત્રુજિત રાજાનું આખ્યાન કહી સંભળાવ્યું. આ રાજા મહાબળવાન અને વીરપુરુષ હતો. તેના રાજ્યની આસપાસ જે રાજાઓ હતા, તે સર્વને તેણે યુદ્ધમાં હરાવી વશ કર્યા હતા, આથી તે સર્વમાં શત્રુજિત નામથી ઓળખાતો હતો. સઘળા તેને શત્રુજિતના નામથી બોલાવતા હતા; પરંતુ તેની મા તેને કદાપિ આ નામથી બોલાવતી ન હતી. આથી તે ગુસ્સે થયો અને અભિમાનપૂર્વક તેણે તેની માતાને પ્રશ્ન કર્યો: ‘ શા માટે તું મને શત્રુજિત કહી બોલાવતી નથી.’

જનનીએ કહ્યું: ‘બેટા, બહારના શત્રુ પર જય મેળવવાના સામર્થ્યથી વાસ્તવિક રીતે શત્રુજિત થવાતું નથી. જે મનુષ્ય પોતાના અંતરમાં રહેલા શત્રુઓ પર જય મેળવવાને સમર્થ છે, તે જ ખરેખરી રીતે શત્રુજિત નામ ધરાવવાને યોગ્ય છે.’

આ આખ્યાન સંભળાવી બાબાએ શ્રીમત્ શંકરાચાર્યનો એક શ્લોક સંભળાવ્યો :

**शेते सुखं कस्तु समाधिनिष्ठो ।**
**जागर्ति को वा सदसद् विवेकी ॥**
**के शत्रवः सन्ति निजेंद्रियाणि ।**
**कान्येव मित्राणि जितानि यानि ॥**

સુખે સુએ કોણ? સમાધિનિષ્ઠ,
જાગ્રત ખરો કો? સદસદ્ વિવેકી,
છે કોણ શત્રુ? નિજ ઇંદ્રિયો તે,
જીતે બને મિત્રરૂપે ખરે તે.

બાબાએ કહ્યું હતું કે જે પ્રમાણે કેળવ્યા વગરનો, વશ નહિ કરેલો ઘોડો બેસનાર માટે આપત્તિજનક છે, તે પ્રમાણે તે જ અશ્વ કેળવીને વશ કરવામાં આવે, તો બેસનારનો તે મિત્ર થઈ રહે છે.

અસત્ય ભાષણ કેટલી હદ સુધી ભયંકર ફળ ઉત્પન્ન કરી શકે છે, તે બાબાએ એક વાત દ્વારા અમને સારી રીતે સમજાવ્યું.

એકદા એક માણસ નોકરીની ઇચ્છાથી એક ધનવાન શેઠ પાસે ગયો. શેઠે તેને પૂછ્યું: 'તું શું પગાર લઈશ?'

'હું કોઈ પણ જાતનો પગાર માગતો નથી; પરંતુ મારી એક પ્રાર્થના છે.'

'શી પ્રાર્થના છે, બોલ.'

'હું વર્ષમાં બે એક અસત્ય વાત કહું, તો તમે તેને માટે સજા કરી શકશો નહિ, કે મારો તિરસ્કાર કરી શકશો નહિ.'

શેઠે વિચાર કર્યો કે વેપારમાં અને વ્યવહારમાં ઘણીવાર મિથ્યા વાત કહેવી પડે છે. આ તો આખા વર્ષમાં માત્ર બે જ અસત્ય કથન કહીશ એમ કહે છે. એમાં તે શું ભારે દોષ છે? એમ વિચાર કરી તેણે નોકરની માગણી કબૂલ કરી અને તેને કામ કરવા રાખ્યો.

શેઠજીને કંઈ સંતાન ન હતું. ઘરમાં પતિપરાયણા સ્ત્રી હતી. નોકર ખરા મનથી તન તોડીને એ દંપતીની સેવા કરવા લાગ્યો અને થોડા જ સમયમાં ઉભયના સ્નેહને પાત્ર નીવડ્યો. જેમજેમ દિવસ જવા લાગ્યા, તેમતેમ તેઓ નોકરની એકનિષ્ઠ સેવાથી મુગ્ધ થતાં ગયાં. તે વર્ષમાં તે નોકરે એક પણ અસત્ય વાત કહી નહિ.

બીજું વર્ષ થતાં તે શ્રીમંત દંપતી નોકરના સારા આચરણથી

વિસ્મય પામ્યાં કે શા માટે નોકરે આવું સારું કામ મફત કર્યું હશે? જ્યારે બીજું વર્ષ પૂરું થવા આવ્યું, ત્યારે તે નોકર ઘણા દુઃખિત ચહેરે શેઠાણીની પાસે આવી ઊભો રહ્યો. તેનો સૂકો ચહેરો જોઈ શેઠાણીના પ્રાણ કંપી ઊઠ્યા. તેણે સ્નેહથી તેને પૂછ્યું: 'અલ્યા! તારો ચહેરો આજે કેમ ઊતરી ગયો છે? શું કંઈ થયું છે?'

'મા, એ દુઃખદ સમાચાર તમને શી રીતે જણાવું? મારી જીભ ઊપડતી નથી, મને ક્ષમા કરો.'

'નહિ, શું છે તે તું કહે.'

'મારું હૈયું ફાટી જાય છે. આવી કઠોર વાત મારાથી કહેવાતી નથી.'

નોકર જેમજેમ તે વાત છુપાવવા લાગ્યો તેમતેમ શેઠાણીનું કુતૂહલ વધતું ગયું. આખરે શેઠાણીએ બહુ ખેંચતાણ કરી, ત્યારે નોકરે કહ્યું: 'મા, મેં સાંભળ્યું છે કે શેઠે ફરીવાર લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે. બધી તૈયારી થઈ ગઈ છે. આ વાત સાંભળી ત્યારથી મારા મનને જરા પણ જંપ નથી.'

શેઠાણીએ પહેલાં તો આ વાત માની નહિ. પછી વિચાર કરતાં મનને એમ લાગ્યું કે આવી તદ્દન ખોટી વાત કહેવામાં આ છોકરાને શું સ્વાર્થ હોય? વળી તેને એમ પણ થયું કે મારે છોકરું નથી; માટે પુત્રની લાલસાથી શેઠ બીજી સ્ત્રી પરણતા હોવા જોઈએ. જ્યારે આમ તેને વાતમાં વિશ્વાસ આવ્યો, ત્યારે તે રડવા લાગી.

તે નોકર સાંત્વન આપતાં બોલ્યો: 'મા, તમે રડશો નહિ, એનો ઉપાય મને માલૂમ છે.'

'આનો તે શો ઉપાય હોઈ શકે?'

'પાસે જ એક સ્થાનમાં મેં એક સાધુને જોયા છે. તેમને માથે ભારે મોટી જટા છે. શરીર પર ભસ્મ અને એક લંગોટી ધારણ કરી તે રહે છે. તે ખરેખરા સાધુ હોવા જોઈએ. હું તેમની

પાસે જાઉં છું. જો તે કંઈ ઉપાય બતાવે તો ઠીક.'

નોકર ત્યાંથી ચાલ્યો ગયો. કેટલીકવાર પછી તે પાછો ફર્યો અને જુએ તો શેઠાણી તે જ સ્થાને બેસી રોયા કરે છે. તે બાળક નોકરને જોતાં જ તેણે દુ:ખી સ્વરે કહ્યું:

'શું થયું ? તેમણે કંઈ ઉપાય બતાવ્યો કે?'

નોકરે કહ્યું: 'ઠીક થયું છે. હવે કંઈ ચિંતા કરવાનું કારણ નથી. તેમણે જે ઉપાય બતાવ્યો છે તે ઘણો જ સહેલો છે.'

'તેમણે શો ઉપાય બતાવ્યો છે?'

'શેઠજીની મૂછો જોઈએ. તે છાનીમાની લઈ લેવી જોઈએ. તે મેળવ્યા પછી તેને મંત્રીને પાછી આપશે. તે મંત્રેલી મૂછને માદળિયામાં મૂકી ડાબા હાથ પર પહેરજો. જે વખતે તમે તે પહેરશો તે ઘડીએ જ શેઠ ફરીથી લગ્ન કરવાનો વિચાર સદાને માટે માંડી વાળશે.'

'એ તો ખરું પણ મૂછ શી રીતે મેળવવી?'

'અસ્ત્રાથી કાપી કાઢજો. શેઠજી જ્યારે ઊંઘી જાય, ત્યારે એ કામ કરી નાંખવું પડશે.'

'પણ અસ્ત્રો લાવવો ક્યાંથી?'

'હું તમને તે આણી આપીશ'

'તું તો ખરેખર મારા પુત્ર જેવો છે!'

નોકર ત્યાંથી ચાલ્યો ગયો અને સીધો દુકાને પહોંચ્યો. ત્યાં જઈ તે શેઠને એકાંતમાં મળ્યો. તેનો ઊતરેલો અને ચિંતાતુર ચહેરો જોઈ શેઠજીએ પૂછ્યું: 'શું થયું છે, ભાઈ? શું તારી માએ (શેઠાણીએ) તને ધમકાવ્યો છે કે તારું અપમાન કર્યું છે?'

નોકરે કહ્યું: 'ના.'

'ત્યારે તું આટલો બધો ઉદાસ કેમ જણાય છે?'

'તે વાત કહેતાં મારી જીભ ઊપડતી નથી.'

શેઠે બહુ જ આગ્રહ કર્યો, ત્યારે છેવટે નોકરે કહ્યું: 'શેઠાણીએ આપનો જીવ લેવાનો નિશ્ચય કર્યો છે અને આજ રાતે જ તેમણે તે કામ પાર પાડવાનો સંકલ્પ કર્યો છે.'

શેઠજીએ તે વાત હસવામાં કાઢી નાંખી; કારણ કે શેઠ જાણતા હતા કે તેમની સ્ત્રી મહાસાધ્વી અને પતિપરાયણા છે. આવું નિંદ્ય કામ પત્નીને હાથે થાય એ કદાપિ સંભવે જ કેમ? આટલું છતાં તેમના મનમાં એક પ્રકારનો સંશય ઉત્પન્ન થયો. શાસ્ત્રમાં કહ્યું છે કે સ્ત્રીચરિત્રને જાણવું સહેલું નથી. શેઠે કહ્યું: 'છોકરા! તેં આ વાત શી રીતે જાણી?'

'આ તરકટની વાત મેં ચોરીછૂપીથી જાણી છે.'

'તારી વાત મને અસંભવિત લાગે છે. મને તો જરાયે વિશ્વાસ પડતો નથી.'

'શેઠજી! આપ ઊંઘવાનો ઢોંગ કરી પથારી પર પડી રહેજો અને પછી તમને મારી વાત ખરી છે કે ખોટી તેનો અનુભવ થશે.'

શેઠજી વિચાર કરવા લાગ્યા. એટલામાં નોકર ત્યાંથી ચાલ્યો ગયો અને શેઠાણીના પિયર જઈ પહોંચ્યો. શેઠાણીનું પિયર શેઠના ઘરની નજીક હતું. ત્યાં જઈ શેઠાણીના ભાઈને એકાંતમાં મળ્યો. તેને કાનમાં કહ્યું: 'મને વહેમ છે કે કદાચ શેઠજી શેઠાણીને આજ રાત્રે મારીને ઘરની બહાર કાઢી મૂકશે; માટે આપ જાગતા રહેજો. કંઈ ગરબડ થાય તો તમે તરત જ દોડી આવજો.'

શેઠાણીના ભાઈએ એકદમ આ વાત માની નહિ. તે નોકરે કહ્યું: 'માનવી હોય તો માનો વા ન માનો, તેમાં મને કંઈ નુકસાન નથી. વાત એટલી કે આજ રાત્રે તમે જાગતા રહેજો અને હોશિયાર રહેજો.'

તે નોકર ત્યાંથી વિદાય લઈ શેઠજીના એક શુભેચ્છક મિત્રને ત્યાં ગયો. ત્યાં જઈ તેણે કહ્યું: 'આજ રાત્રે શેઠજીને મારવા અથવા

લૂંટફાટ કરવા બેચાર જણુ આવવાના છે, એમ સાંભળ્યું છે. જો કે નક્કી ખબર નથી. તે ગમે તેમ હોય, પણ આપ જરા સાવધાન રહેજો અને જરા જો ગરબડ જેવું લાગે તો દોડી આવજો.'

તે છોકરો–નોકર ઘેર પાછો ફર્યો. એક પહોર રાત થઈ એટલે શેઠ દુકાનેથી ઘેર પાછા ફર્યા. જમીપરવારીને સૂઈ ગયા. શેઠાણી રોજની માફક સ્વામીની ચાકરી કરવા લાગ્યાં. આજ બંનેનાં મન ઉદ્વિગ્ન હતાં. શેઠ આંખો મીંચી ઊંઘવાનો ઢોંગ કરી પથારી પર પડ્યા. મનમાં ચિંતા એટલે ઊંઘ આવે શાની? ઊંઘ તો તેમનાથી દૂર ભાગતી હતી. શેઠાણીએ જોયું કે શેઠને નિદ્રા આવી છે, એટલે નોકરે આપેલો અસ્ત્રો લઈ શેઠની મૂછના વાળ કાપવા- તેઓ તૈયાર થયાં. શેઠ વીજળીના ચમકારાની માફક બેઠા થયા અને શેઠાણીના હાથમાંનો અસ્ત્રો લઈ દૂર ફેંકી દીધો. પછી ધમ્માચકડી થઈ અને શેઠ શેઠાણીને મારવા ઊઠ્યા. શેઠાણીએ ચીસો પાડી. આણી તરફ શેઠાણીનો ભાઈ–શેઠનો સાળો સાવધાન હતો. પોતાની બહેનના રોવાનો અવાજ સાંભળી હાથમાં લાકડી લેતો તે દોડી આવ્યો અને પોતાના બનેવીને ગમેતેમ બોલી એનો તિરસ્કાર કરવા લાગ્યો. બંને વચ્ચે પહેલાં તો બોલાચાલી થઈ અને બોલાચાલીમાંથી મારામારી પર તેઓ આવી ગયા. આ ધોંધાટ સાંભળી શેઠજીનો મિત્ર જે જાગતો હતો અને આને માટે તૈયાર હતો, તે પણ ત્યાં આવી પહોંચ્યો. તેને લાગ્યું કે નક્કી કોઈ લુટારા કે બદમાસ શેઠ પર હુમલો કરે છે. તે શેઠનો પક્ષ લઈ મારામારી કરવા લાગ્યો. આ ધમાલથી આડોશીપાડોશી અને છેલ્લે મહોલ્લાના લોક પણ શેઠના ઘરમાં આવી પહોચ્યા. કોઈ શેઠના પક્ષનું તો કોઈ સામાના પક્ષનું, એમ બંને પક્ષ વચ્ચે રમખાણુ શરૂ થયું. સઘળા ઘર બહાર આવી આંગણામાં લડવા લાગ્યા. છેવટે સિપાઈને ખબર પડી, તે બીજા માણસો લઈ ત્યાં આવી પહોંચ્યો. અંતે શહેરનો કોટવાળ આવ્યો. તેણે શેઠજીને આ બધી ધાંધલનું કારણુ પૂછ્યું.

શેઠે કહ્યું: ' મેં મારા નોકર પાસેથી સાંભળ્યું હતું કે મારી સ્ત્રી અસ્ત્રો લઈ મારા પર હુમલો કરવાની છે, તેથી હું ઘેર આવી નિદ્રાનો ઢોંગ કરી પડ્યો. પછી જોઉં છું તો ખરેખાત તે અસ્ત્રો લઈ મારા પર હુમલો કરવા આવી. મેં અસ્ત્રો લઈ ફેંકી દીધો અને તેની ખબર લેવા લાગ્યો.'

શેઠજીને જે કહેવાનું હતું તે કહ્યું. શેઠાણીના ભાઈએ અને શેઠના મિત્રે પણ પોતાની હકીકત કહી જણાવી. સઘળાના મોંમાં નોકરનું જ નામ. બધા ય કહેવા લાગ્યા કે મને નોકરે કહ્યું હતું. આથી તે નોકરને ત્યાં બોલાવવામાં આવ્યો. નોકરે કોઈ પણ વાત છુપાવી નહિ. તેણે પોતાનો અપરાધ કબૂલ કર્યો; પરંતુ તેમ કરતાં તેણે કહ્યું: ' હું શી શરતે શેઠને ત્યાં નોકરીએ રહ્યો છું, તે શેઠજીને પૂછવાની રજા આપો.' શેઠને તે શરત યાદ ન હતી. નોકરે યાદ કરાવ્યું: ' મેં તમારે ત્યાં નોકરી પર રહેતાં એ શરત કરી હતી કે વરસ દહાડે બેએક જૂઠી વાત કરું, તો તમારે તે માટે મને સજા કરવી નહિ, કે મારો તિરસ્કાર કરવો નહિ. તમે જ કહો કે આ શરત હતી કે નહિ?'

શેઠે આ વાતનો સ્વીકાર કર્યો.

વાર્તા પૂરી કરી બાબાએ કહ્યું કે અસત્ય વાત કહેતાં લોક લેશ માત્ર પણ વિચાર કરતા નથી, કે તેનું ફળ શું આવશે, મિથ્યા ભાષણ હમેશ માટે ત્યજી દેવું.

સચ બરાબર તપ નહિ, જૂઠ બરાબર પાપ.
જાકે હૃદે સચ વસે, વાકે હૃદે આપ.

બાબાએ કહ્યું હતું કે સોબતનો રંગ માણસના સ્વભાવ પર બેસે છે. સોબતથી ચારિત્ર્ય ઘડાય છે. આ સમજાવવા સારુ બાબાએ એક વાત કહી સંભળાવી: કોઈ એક રાજા શત્રુ પર જય મેળવી, બે પોપટને લઈ પોતાને મહેલ પાછો આવ્યો. એક પોપટ સાધુને

ઘેર પળાયો હતો અને બીજો મ્લેચ્છને ત્યાં રહેલો હતો. રાજાએ સુવર્ણનાં બે પાંજરાં જુદાંજુદાં કરી એકમાં એક પોપટ અને બીજામાં બીજા પોપટને રાખી, મહેલના વરંડામાં એક બાજુએ એક અને બીજી બાજુએ બીજું પાંજરું ટિંગાડ્યું. એક દિવસ રાજા ફરતોફરતો ત્યાં આવ્યો અને પોપટને કહ્યું: 'રામનામ બોલ.' પોપટ હરિનામ બોલવા લાગ્યો. તેને છોડી તે બીજા પાંજરા પાસે ગયો અને તેમાંના પોપટને કહ્યું: 'હરિનામ બોલ.' પોપટ ન સાંભળવા યોગ્ય ભાષામાં ગાળો બોલવા લાગ્યો. આ સાંભળી રાજાને અતિશય ક્રોધ ચઢ્યો અને તેણે નોકરને આજ્ઞા કરી, કે એનો હમણાં ને હમણાં વધ કરી નાંખ. રાજાની આ આજ્ઞા સાંભળી પ્રથમનો પોપટ બોલી ઊઠ્યો:

**अहं मुनीनां वचनं शृणोमि, शृणोति एष यवनस्य वाक्यम् ।**
**न चास्य दोषो न च मे गुणो वा, संसर्गजा दोषगुणा भवन्ति ॥**

મુનિ તણાં મેં વચનો સુણ્યાં ને તેણે સુણ્યાં વાક્ય મલેચ્છ કેરાં,
ન દોષ તેનો, નથી ગુણ મારો, સંસર્ગથી દોષ જ ગુણ આવે.

બાબાએ કહ્યું કે ભગવાનની પ્રાપ્તિ માટે ચાર ઉપાય છે. જેમ કે–સત્સંગ, શાંતિ(શમ–દમ), વિચાર અને સંતોષ. આ ચારમાંથી જો એકનું કોઈ દૃઢતાથી અવલંબન કરે, તો બીજા ત્રણ વિના પ્રયાસે મળી આવે છે. જેમ એક ખાટલાના એક પૈયાને મજબૂત રીતે પકડીને ખેંચે, તો બીજા ત્રણ આપોઆપ ઘસડાઈ આવે છે. બાબા એક દિવસ એક વાર્તા વડે સમજાવતા હતા કે સાધુસંગરૂપી દુર્ગ મધ્યે હમેશ રહેવું. જ્યારે ત્યારે સૂઈ જવું નહિ, ભૂખ ન હોય ત્યારે આહાર કરવો નહિ. કોઈ એક માણસના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. તે ગૃહત્યાગ કરવાના વિચારથી પોતાની માતા પાસે વિદાય લેવા ગયો. માતાએ કહ્યું: 'વત્સ ! હરવખત તું હમેશ મજબૂત કિલ્લામાં નિવાસ કરજે, ઉત્તમ શય્યામાં શયન કરજે અને

પકવાન ખાજે.' પુત્રે જવાબ આપ્યો: 'માતા, તારી આજ્ઞા પાળી શકવા હું સમર્થ નથી; કારણ કે મારે અહીંતહીં ભટકવાનું છે, ભિક્ષાન્નનું ભોજન કરવાનું છે અને જમીન પર ધૂળમાં શયન કરવાનું છે. સાધુ લોકોનો આ જ નિયમ હોય છે.' માતાએ કહ્યું: 'વત્સ, હું તને સાધુસંગરૂપી દુર્ગમાં સતત વાસ કરવા કહું છું. જ્યારે તને એમ લાગે કે ઊંઘ વગર છૂટકો નથી, ત્યારે જ તું ઊંઘજે અને જ્યારે તીવ્ર ક્ષુધાથી પીડાય ત્યારે જ ભોજન લેજે.'

બાબાએ એક વખત ઉપદેશ આપતાં જણાવ્યું હતું કે પ્રત્યેક મનુષ્ય દૈવી અને આસુરી સંપદ એ બેમાંથી એકને આધીન હોય છે. આસુરી સંપદ–કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, મિથ્યાચાર, હિંસા, ચોરી, વ્યભિચાર ઇત્યાદિ અને દૈવી સંપદ–વિવેક, વૈરાગ્ય શમ, દમ, શ્રદ્ધા, ક્ષમા, ધૈર્ય, તિતિક્ષા વગેરે. અર્થાત્ આસુરી સંપદથી ઊલટાં જે સારાં કાર્ય તે દૈવી સંપદ. સાધના વડે દૈવી સંપદની જેમજેમ વૃદ્ધિ થતી જશે, તેમતેમ આસુરી સંપદનો નાશ થતો જશે. આસુરી સંપદની વૃદ્ધિ અટકાવવા માટે તેનો ખોરાક આપવો બંધ કરવો જોઈએ. જે વસ્તુનું જેટલું અનુશીલન વિશેષ કરવામાં આવે તેટલી તેની વૃદ્ધિ થાય.

આ વિષયમાં મારા સ્વામીએ એક દિવસ ગુરુ મહારાજને પ્રશ્ન કર્યો હતો: 'નિત્ય સત્ત્વસ્થ–બળવાન શાથી થઈ શકાય?'

ગુરુદેવે કહ્યું: 'તામસિક અને રાજસિક ભાવનો ત્યાગ કરો, રાજસિક આહાર અને વિલાસ ત્યાગો; વિલાસી દ્રવ્યના સંગથી વિલાસિતા અને રજોભાવની વૃદ્ધિ થાય છે. આસુરી સંપત્તિનો ખોરાક બંધ કરો અને દૈવી સંપદ વધારો. સાત્ત્વિક આહાર, સાત્ત્વિક વ્યવહાર અને સત્ય વાક્ય એ સર્વનો અભ્યાસ કરો. એ ઉપરાંત સત્સંગ, જપ, ધ્યાન માટે પ્રયત્ન કરો. દમ, દયા અને દાનનું અનુશીલન કરો. **कलौ नामैव केवलं, कलौ दानैव केवलं।**

નામસ્મરણથી ચિત્તનો મેલ અને રજોભાવ દૂર થશે. 'દયા ધર્મકા મૂલ હૈ પાપમૂલ અભિમાન.'

બાબા કહે છે કે જે જે વિપત્તિઓ માણસની સન્મુખ આવી ઊભી થાય છે, તે તેના કર્મફળનું પરિણામ જણાય છે. તેથી 'ઐસા કામ કરો કે પીછે દુઃખ નહિ હોય.' બુદ્ધિમાન પ્રાણી એ છે કે જે શુભ કાર્ય ત્યાગી અશુભ કાર્ય કરતો નથી.

બાબાએ સમજાવ્યું કે દુનિયામાં જેટલી આસક્તિ તેટલું બંધન છે. આસક્તિ કમતી કરો એટલે દુઃખ પણ કમતી થશે. જે જે પદાર્થમાં આસક્તિ ઉત્પન્ન થાય, તે તે પદાર્થનો દોષદષ્ટિથી વિચાર કરીને એનો ત્યાગ કરવો જોઈએ. બાબા એક દિવસ બોલ્યા હતા, કે કોઈ એક રાજા હતો. જ્યારે તે કોઈ પણ વાહન પર બેસી બહાર જવા નીકળતો, ત્યારે તેની આગળ એક ભાટ રહેતો. જે નાનારૂપે તેની સ્તુતિ કરતોકરતો સાથે ચાલતો હતો. જ્યારે પાછળ એક બીજો ભાટ રહેતો હતો, જે બોલતોબોલતો સાથે ચાલતો હતો કે–'ખબરદાર, હોશિયાર હો કે જાના. આપકા પિતા પિતામહ સબ વીર થે. વે સબ ચલે ગયે. આપકો ભી એક રોજ જાના પડેગા. આગે જો ભાટ હૈ ઉસકી બાત મત સૂનના યહ સંસારમેં જીતના પદાર્થ હૈ, વે સબ અનાત્મ હય–આપકો વિમોહિત કરને કે વાસ્તે હય. ઉસમેં મોહિત નહિ હોના. ભૂલ મત જાના. બડોત માનસે ભૂલ હો જાતી હૈ. કભી અહંકાર કરના નહિ. અહંકારસે માયામાં બદ્ધ હો જાવેગે. હોશિયાર હો કે રહના. યહ જીતની ફોજ હય, લશ્કર હય, ઉસમેસે કોઈ આપકો સહાય કરનેવાલા નહિ હૈં. યહ સબ પાર્થિવ પદાર્થ સબ યહાં પડા રહેગા. હમારી બાત હરદમ યાદ રખના, ભૂલના નહિ.'

બાબાનો ઉપદેશ છેઃ પૃથ્વીમાં ત્રણ રત્નો છે. અન્ન, જળ અને મિષ્ટ ભાષણ. અંતરમાંથી મિષ્ટ વાક્ય નીકળવું જોઈએ. બહારથી

દેખાવમાં પ્રેમ રાખવો અને તે પ્રમાણે અંતરમાં ન હોય, તો તે ખરો પ્રેમ નથી.

બાબાનો બીજો ઉપદેશ એ હતો કે મનની ઇચ્છા કે સંકલ્પ જેટલાં ઓછાં, તેટલી મનની શાંતિ વિશેષ. પાર્થિવ વસ્તુની આકાંક્ષા ત્યાગી, મનનો નિયોગ આત્મચિંતનમાં કરવાથી મન સ્થિર અને શુદ્ધ થાય છે. સ્નાન પછી શુદ્ધ વસ્ત્ર પહેરી દર્પણની સામે ઊભા રહીએ, તો પ્રતિબિંબ સુંદર દેખાય છે. હવે જો દેહ શુદ્ધ ન હોય, તો દર્પણમાં આપણી મૂર્તિ પણ શુદ્ધ ન દેખાય; માટે મનને હમેશ નિર્મળ રાખવું, જેથી જે પ્રતિબિંબ પડે તે નિર્મળ અને સુંદર દેખાય.

આ વાત સ્પષ્ટ રૂપે સમજાવવાના હેતુથી બાબાએ એક વાત કહીઃ એક દિવસે બે શિલ્પીઓ રાજા પાસે આવ્યા અને તેમણે તેમની કુશળતા બતાવવાની તેમને પ્રાર્થના કરી. રાજાએ તેને માટે પોતાની સંમતિ દર્શાવી. બન્ને જણાએ સામસામી ભીંત પર ચિત્રો ચીતરવા માંડ્યાં. એકબીજાનું કામ જોઈ ન શકે એ માટે વચ્ચે એક મોટો પડદો રાખવામાં આવ્યો હતોઃ પ્રથમ ચિત્રકારે અતિ પરિશ્રમથી ભીંત ઉપર લતા, પત્ર, ફૂલ, પક્ષી, પ્રજાપતિ વગેરે ચિત્રો સફાઈદાર રીતે દોર્યાં. બીજા ચિત્રકારે અતિશય યત્નપૂર્વક, ખરા અંતરથી ભીંતને સ્વચ્છ કરી, દર્પણની માફક સ્વચ્છ અને નિર્મળ બનાવી તેના પર કોઈ પણ જાતનું ચિત્ર દોર્યું નહિ.

સમય આવતાં રાજાને સંદેશ ગયો કે બન્ને ચિત્રકારોએ પોતપોતાનું કામ સમાપ્ત કર્યું છે. રાજા પોતાના અધિકારીઓ અને મિત્રો સહિત ચિત્રકામ જોવા આવ્યો. પ્રથમ ચિતારાનું કામ જોઈ રાજા ઘણો પ્રસન્ન થયો, બાદ બન્ને ભીંત વચ્ચે જે પડદો હતો તે લઈ લેવામાં આવ્યો. રાજાએ તે દર્પણ સમાન સ્વચ્છ ભીંત તરફ જોયું. તેણે જોયું કે પ્રથમ ચિત્રકારે જે ભીંત પર લતા, વૃક્ષ, વેલી

આદિ ચીતર્યાં છે. તે સર્વ બીજા ચિત્રકારે કરેલી દર્પણ સમી ભીંત પર પ્રતિબિંબિત થઈ કંઈ અનેરી શોભા દાખવે છે. રાજાએ બીજા ચિત્રકારના કામથી ખુશ થઈ તેને ઇનામ આપ્યું.

બાબાએ એક સમયે કહ્યું હતું, કે વિષયના દોષને જોવા એ વિષયનો સંગ કરવા બરાબર છે; કારણ કે વિષયના દોષ જોવા માટે વિષયનો વિચાર કરવો પડે છે–વિષયનું ચિંતન કરવું પડે છે. વિષયનું ચિંતન કરવા કરતાં તેને ભૂલી જવું એ વધારે ઉત્તમ છે. આ વસ્તુ વધારે સ્ફુટ કરી સમજાવવા માટે બાબાએ એક વાત કહી.

કોઈ એક રાજાને જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ. જ્ઞાન તો સાધુ પુરુષ પાસેથી જ મળી શકે, એથી તેણે સાધુની શોધમાં ચોતરફ માણસો મોકલ્યા. સાધુનાં ટોળેટોળાં આવવા લાગ્યાં; પણ રાજા તેમનો ઉપદેશ ગ્રહણ કરવા સમર્થ થયો નહિ. તે અમૂલ્ય જ્ઞાનગર્ભ ઉપદેશ વિષયમુગ્ધ રાજાના હૃદય પર અંકિત થઈ શક્યો નહિ. તેણે કંટાળી સાધુઓને કારાવાસમાં પૂર્યા. આ બનાવથી સઘળાના મનમાં ચિંતા પેદા થઈ. સાધુભક્તવૃંદ યત્ન કરવા લાગ્યું કે કોઈ પણ સાધુ રાજસભામાં જાય નહિ.

એવામાં એક મહાતેજસ્વી સાધુ રાજસભામાં આવી ઉપસ્થિત થયા. સાધુ અને ભક્તજનોની કોઈ પણ પ્રકારની સલાહને તેમણે માની નહિ, તે સાધુઓનાં દુઃખને દૂર કરવા અને રાજાના સંશયને ભાગવા રાજસભામાં આવ્યા હતા. જટાવાળા મહાતેજસ્વી સાધુને જોતાંની વાર રાજાનું મસ્તક આદરબુદ્ધિથી તેમને નમ્યું. તે સિંહાસન પરથી ઊઠી સાધુની સેવા કરવા ઊભો થયો અને મહામૂલ્યવાન આસન બેસવા માટે આપ્યું. આમતેમ બેચાર વાત કરી રાજાએ ઉપદેશ માટે પ્રાર્થના કરી. સાધુએ કહ્યું: 'જે વ્યક્તિ ઉપદેશ આપે તે ગુરુ અને જે ઉપદેશ ગ્રહણ કરે તે શિષ્ય. આપ જો મારો ગુરુ તરીકે સ્વીકાર કરતા હો, તો જ હું તમને ઉપદેશ આપી શકું, નહિ તો નહિ.' રાજા શિષ્ય થવા કબૂલ થયો. સાધુએ કહ્યું: 'હું હવે

તમારો ગુરુ છું. મારી આજ્ઞાનું પાલન કરો.'

'આપની શી આજ્ઞા છે?'

'મારી સાથે તમે ચાલો.'

રાજા કોઈ પણ પ્રકારની હરકત કર્યા વગર તેમની સાથે ચાલી નીકળ્યો. નગર બહાર જઈ ઉભયે જોયું, તો રસ્તાની બાજુમાં એક મરેલું ઊંટ પડયું છે. તે ઊંટના મુડદાનું શરીર ફૂલી ગયું છે અને ચોમેર દુર્ગંધ મારે છે. સાધુએ રાજાને ઊંટ દેખાડી પૂછયું: 'આ શું છે?'

રાજા: ઊંટનું શબ.

સાધુ: સારી રીતે તેનું નિરીક્ષણ કરી એની આકૃતિનું વર્ણન મને કરી સંભળાવો.

રાજાએ તેને જોઈ તેનું જેવું હતું તેવું વર્ણન કરી બતાવ્યું. સાધુએ કહ્યું: 'મૃતદેહ–મુડદું અપવિત્ર છે. જે ઘરમાં તે પડ્યું હોય, તે ઘરમાં આહારાદિ કાર્ય થાય નહિ: તમારા અંતઃકરણમાં આ મુડદાની છબી છે. જ્યાં સુધી તમારા અંતઃકરણમાંની આ મુડદાની છબીને દૂર નહિ કરો ત્યાં સુધી તમારાથી આહારાદિ ગ્રહણ નહિ કરી શકાય.' એટલું કહી સાધુ ત્યાંથી ચાલ્યા ગયા. રાજા જેમજેમ ઊંટના મુડદાને ભૂલવાનો પ્રયત્ન કરવા લાગ્યો, તેમતેમ પુનઃ પુનઃ ચિંતનના પરિણામે તે વધારે ને વધારે ઊંડું પેસવા લાગ્યું. દાસદાસીઓ ભોજનની સામગ્રી લઈ રાજાની આસપાસ ઊભાં રહ્યાં, પણ રાજા તે ગ્રહણ કરી શકયો નહિ. તે દુર્ગંધથી ભરેલા મૃત ઊંટના દશ્યને દૂર ન કરી શકવાથી તેનાથી આહાર ગ્રહણ કરી શકાયો નહિ. ગુરુના આદેશની અવહેલના શી રીતે થઈ શકે?

કેટલીકવાર પછી સાધુએ આવી દર્શન આપ્યું. રાજાને તે સંબંધી પૂછવામાં આવતાં તેણે સ્વીકાર્યું કે તે ઊંટના મૃત દેહને

મનમાંથી દૂર કરી શકતો નથી. સાધુએ કહ્યું: 'ત્યારે શા માટે સાધુઓને બંદીખાનામાં બંધ કરી નિરર્થક તેમને દુ:ખ આપે છે? તેઓ જ્ઞાની પુરુષો છે. તારા હિત માટે તેઓએ માંગલિક ઉપદેશ આપ્યો છે; કિંતુ તારું ચિત્ત મલિન હોવાથી તું તે ગ્રહણ કરી શકયો નથી. જ્યાં સુધી મનમાં રાગ, દ્વેષ, અસ્મિતા, માત્સર્ય અને હઠાગ્રહ એ પાંચ છે, ત્યાં સુધી ઉપદેશ માટે તું યોગ્ય નથી. આ સર્વનો ત્યાગ કરીશ, ત્યારે તારાથી ઉપદેશ ગ્રહણ કરી શકાશે.'

'અસ્મિતા વગેરે શું બાબા?'

અસ્મિતાનો અર્થ સૂક્ષ્મ અહંકાર. માત્સર્ય એટલે પારકાની લક્ષ્મીપરની અદેખાઈ, બીજાનાં સુખ અને ઐશ્વર્ય જોઈ બળવું તે. અવિદ્યા* એટલે અજ્ઞાન, અસત્ય વસ્તુને સત્ય સમજવી તે. આપણે સ્વતંત્ર હોવા છતાં ભાવરૂપ ભ્રાંત સંસ્કારને હમેશ સત્ય માનીએ છીએ, એ અવિદ્યાનાં લક્ષણ છે. જ્યાં સુધી આ ભ્રમ દૂર ન થાય ત્યાં સુધી જ્ઞાનપ્રાપ્તિની આશા ફોકટ વા અસંભવિત છે.

તેથી બાબા કહે છે: 'સતત આત્મચિંતન કરો. સકળ ફાલતુ કર્મ, ફાલતુ વિચાર અને સ્વાર્થ—કામનાદિથી મનને હઠાવી પરમાત્મામાં મનને એકાગ્ર અને સ્થિર કરવાનો નિશ્ચય કરો. મનના પ્રવાહને તે તરફ વાળો. આ ઉપાયથી જ વિષયવાસના દૂર થશે. વિષયને ઝાટકવાનો જેટલો પ્રયત્ન કરશો તેટલો તે જોરથી ઊંડો ઊતરશે.

વિષયચિંતન વિપરીત ફળ, સ્વરૂપચિંતન સુખદાય.'

* અવિદ્યા: (૧) દુ:ખ વિષે સુખબુદ્ધિ, (૨) અનાત્મા વિષે આત્મબુદ્ધિ, (૩) અનિત્ય વિષે નિત્યબુદ્ધિ, (૪) અશુચિ વિષે શુચિબુદ્ધિ. આ ચાર પ્રકારનાં કાર્ય તે અવિદ્યા છે. —અનુવાદક

# દશમ તરંગ

એક દિવસ કૈલાસ પહાડ પર અમે બેઠાં હતાં, ત્યારે અમે બાબાને એક વાર્તા કહી સંભળાવવા પ્રાર્થના કરી. સદાનંદ બાબાએ નીચે પ્રમાણે વાત કહી સંભળાવીઃ

એક સ્થળે મણિરામ નામનો એક શેઠ રહેતો હતો. એક દિવસ તેણે વિવેક નામના તેના વાણોતરને બોલાવી તેની અમુક બાબતમાં સલાહ પૂછી. તેણે તેને પૂછ્યુંઃ 'એવો શો વેપાર કરીએ કે જેમાં લાભ વધારે થાય?' વિવેકે સલાહ આપીઃ 'આપ કસ્તૂરી, કેસર અને ચંદનનો વેપાર કરો. તેમાં આપને ઘણો લાભ થશે. આ સર્વ વસ્તુઓ મોંઘી છે અને તેનો ખપ પણ માણસોને પડે છે.' આ સલાહ સાંભળી મણિરામ શેઠ બહુ ખુશ થયા. જે સ્થળમાં આ સર્વ પદાર્થ સસ્તા મળતા હતા, ત્યાં જઈ તેમણે આ સર્વ વસ્તુઓ ખરીદ કરી અને જહાજમાં ભરી. શેઠનો હેતુ એવો હતો કે આ મૂલ્યવાન વસ્તુઓ દેશમાં લાવી તેમને સારા ભાવે વેચવી; પરંતુ પાંચ ઠગોને આ વાતની ખબર પડી અને તેમણે તે સર્વ ઝૂંટવી લેવા માટે એક કાવતરું રચ્યું. તેઓએ સાધુનો વેષ ધારણ કરી, ધૂણી જગાવી, ચાર દિશામાં તેઓ બેસી ગયા. જે કોઈ આવે તેને ગાંજો પિવડાવે વગેરે આદરસત્કાર કરે. આથી તેમની નામના વધી અને ચોમેરથી માણસોની મેદની સાધુનાં દર્શન માટે આવવા લાગી. જ્યારે શેઠનું જહાજ એ બંદરે આવી નાંગર્યું, ત્યારે આ પાંચ ઠગ સાધુઓની કીર્તિ ચોમેર પ્રસરી હતી. જ્યારે મણિરામ શેઠે તેમની ખ્યાતિ સાંભળી, ત્યારે તેઓ પણ સાધુનાં દર્શન કરવા ઊપડ્યા. સાધુને ભેટ ધરવા તેઓ કેટલાક તોલા કસ્તૂરી, કેસર અને ચંદન સાથે લઈ ગયા. એ સ્થાન પર આવી તેમણે તે મૂલ્યવાન સામગ્રી તે સાધુઓના આગળ મૂકી તેમને પ્રણામ કર્યાં. તે સાધુઓએ તે મૂલ્યવાન સામગ્રીને પાસે જલતા અગ્નિમાં પધરાવી દીધી અને

અતિઆનંદથી આંજો ફૂંકવા લાગ્યા. આ જોઈ મણિરામ શેઠ બહુ દિલગીર થયા.

તેઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે જરૂર આ માણસો આ મૂલ્યવાન વસ્તુની કિંમત સમજતા નથી. જો તેઓ એનું યથાર્થ મૂલ્ય સમજતા હોત, તો આવા કિંમતી પદાર્થને તુચ્છ ગણી નષ્ટ કરત નહિ. જ્યારે મ્લાન મુખે શેઠ આ પ્રમાણે વિચાર કરે છે, ત્યારે સાધુવેષધારી ઠગ બોલ્યો: 'શેઠ, આ સામાન્ય પદાર્થ અગ્નિમાં નાંખવાથી તમે આટલો ખેદ પામો છો, પણ અમે તો દરરોજ એવા કેટલા યે પદાર્થ અગ્નિમાં નાંખી બાળી નાંખીએ છીએ. આ સર્વ પદાર્થોનું અહીં કંઈ મૂલ્ય નથી. એ તો પાણીને મૂલ્યે અહીં મળે છે.' આ વાત સાંભળી શેઠે કપાળે હાથ દીધા અને તેઓ હતાશ થઈ પડ્યા. તેમણે તો આ સર્વ પદાર્થ વિવેકવાણોતરની સલાહથી જે કંઈ નાણું હતું તે બધું ખર્ચી, આમાં રોકી જહાજ ભર્યું હતું. હવે જો આટલા દિવસમાં તેનું મૂલ્ય આ પ્રમાણે ઘટી જાય તો પછી કરવું શું? એનું ઊપજે પણ શું? આ સાંભળી તેઓના તો ટાંટિયા જ ભાગી ગયા. તેઓ એટલા તો શોકાતુર થઈ ગયા, કે શું કરવું, તેની તેમને સમજ પડી નહિ અને તેમણે તે સાધુવેષધારી ઠગની સલાહ પૂછી. તેમણે કહ્યું: 'આ જહાજ અમને આપી જાવ.' મણિરામે પૂછ્યું: 'એના બદલામાં મને શું આપશો?' 'અમારી પાસે બહુ મૂલ્યવાન વસ્તુઓ છે.' એટલું કહી તે ઠગોએ પોતાની પાસેથી સોનારૂપાના રંગ જેવી ચકચકતી કેટલીક વસ્તુઓ બતાવી અને કહ્યું કે આમાંથી જેટલી એક માણસ ઊચકી શકે તેટલી જહાજના બદલામાં આપીશું. શેઠ તે વખતે તેમાંનું કંઈ લેવાને સંમત થયા નહિ. શેઠે કહ્યું કે હમણાં તો હું દેશમાં જાઉં છું. ત્યાં જઈ મારા વિવેક નામના વાણોતરની સલાહ લઈ, જે નક્કી થશે તે પ્રમાણે હું કરીશ. તેઓએ આ કબૂલ કર્યું; પણ શેઠ પાસેથી લખાણુપત્ર કરી લીધું. એ લખાણુમાં એમ હતું કે જહાજના

બદલામાં શેઠ જે કંઈ વસ્તુઓ માગે, તે વસ્તુઓનો ભરેલો એક થેલો તેમને આપવામાં આવે અને જો તેઓ (ઠગસાધુઓ)તે ન આપી શકે તો જહાજ શેઠને પાછું આપે, તે સિવાય તેમની ભૂલ માટે કે કરારભંગ કરવા માટે દ્રવ્યથી ભરેલો એક થેલો તેમને આપે. તે ઠગોએ આ વાત મંજૂર રાખી અને તે પ્રમાણે દસ્તાવેજ કર્યો. આમ કર્યાં પછી મણિરામ શેઠ મ્લાન મુખે, વિષાદપૂર્ણ ચિત્તે અને ખાલી હાથે ઘેર પાછા ફર્યા. શેઠ ઘેર પાછા ફરે છે એવા સમાચાર મળતાંની વાર વિવેકવરણોતર શહેરના કેટલાક સંભાવિત માણસોને લઈ શેઠને સામો મળવા ગયો. રસ્તામાં શેઠનો મેળાપ થતાંની વાર શેઠે ગુસ્સે થઈ વિવેકને નહિ કહેવાનાં વેણ સંભળાવ્યાં. શેઠને ગુસ્સામાં જોઈ વિવેકે અતિ વિનયથી કહ્યું: 'આપ મારા શેઠ છો એટલે માબાપની બરાબર છો, માટે આપ ઠપકો આપવાને યોગ્ય છો અને હું સાંભળવાને યોગ્ય છું; પરંતુ શેઠસાહેબ, આપ પહેલાં એ તો જણાવો કે આ સેવકને હાથે શો ગુનો થયો છે?' પછી મણિરામ શેઠે બનેલી સઘળી બીના જણાવી કહ્યું: 'તારા કહેવા પર ભરોસો રાખવાથી મેં સર્વસ્વ ગુમાવ્યું છે.' શેઠની વાત સાંભળી રહ્યા પછી ગુમાસ્તાએ કહ્યું: 'શેઠજી, એ લોક ઠગારા છે. આપને છેતરીને આપનો માલ લખાવી લઈ આપને ધૂતી લીધા છે; કારણ કે એ ચીજોનો ભાવ તો અહીં ઘણો જ વધી ગયો છે.'

પોતાના ગુમાસ્તા વિવેકની વાત સાંભળી શેઠ હાહાકાર કરવા લાગ્યા અને તે ગુમાવેલો માલ શી રીતે પાછો મેળવવો તેનો ઉપાય ફરીફરી પૂછવા લાગ્યા. વિવેકે શેઠને સલાહ આપી: 'જે જગ્યાએ એ ઢોંગીઓનો ગુરુ રહે છે, ત્યાં તમે જાવ અને એક ગાંડા માણસનો ઢોંગ કરી ત્યાં પડી રહેજો; કારણ કે હવે તેઓ તેમના ગુરુ પાસે જશે અને ત્યાં જઈ તેઓ તેની સાથે મસલત કરશે. તમે તરત જ ત્યાં જઈ પહોંચો અને તેઓ વચ્ચે શી વાતચીત થાય છે, તે સાંભળી લો. તેઓ તમને ત્યાંથી કાઢી મૂકવાને યત્ન કરશે; પણ

તમે કોઈ પણ પ્રકારે ત્યાંથી ખસતા ના. તેમની વાતચીત સાંભળી અહીં આવ્યા પછી આપણે શું કરવું તેનો વિચાર કરીશું.'

વિવેકની સલાહ પ્રમાણે મણિરામ શેઠ કંગાલ જેવો વેષ ધારણ કરી, ગાંડાનો ઢોંગ કરી, તે ઠગનો ગુરુ રહેતો હતો ત્યાં ગયા અને બાજુમાં પડી રહેવા લાગ્યા. પેલા ઢોંગી સાધુઓ પણ ત્યાં આવ્યા અને તે ગાંડાને હાંકી કાઢવા યત્ન કરવા લાગ્યા; પણ જ્યારે જોયું કે તે ત્યાંથી ખસતો નથી, ત્યારે તેમણે તેને ખરેખર ગાંડો સમજી ત્યાં પડી રહેવા દીધો બાદ તેઓએ કેવી રીતે શેઠજીને ધૂતી લીધા હતા તે વાત ગુરુને જણાવી. ગુરુએ જ્યારે તેમાંથી ભાગ માગ્યો, ત્યારે તે વાત ઠગોને ગમી નહિ અને કહ્યું: 'અમે અમારી બુદ્ધિના બળથી શેઠજીનું સર્વસ્વ હરી લીધું છે. શા માટે તેમાંથી અમે તમને ભાગ આપીએ?' ગુરુએ કહ્યું: 'જો તમે મને તેમાંથી ભાગ નહિ આપો તો તે માલ પાછો કેમ લઈ લેવો તે શેઠને હું શીખવીશ.' એક ઠગે કહ્યું: 'તમારાથી તે થઈ શકશે નહિ; કારણ કે શેઠની સાથે તે બાબતમાં લખાણપત્ર થઈ ગયું છે. એ જહાજને બદલે એક માણસ ઊંચકી શકે એટલી સામગ્રીપૂર્ણ એક ગાંસડી શેઠને આપીશું એટલે ચાલશે.'

ઠગોના ગુરુએ કહ્યું: 'હું શેઠને શિખવાડીશ કે તમે મચ્છરનાં હાડકાંની એક ગાંસડી માગજો. જરૂર તમારાથી તે નહિ આપી શકાય. પછી તમારી શરત પ્રમાણે શેઠ તેનાં વહાણ તમારી પાસેથી પાછાં લઈ લેશે.'

ગાંડાનો વેષ ધારણ કરેલા શેઠજી આ બધી વાત સાંભળતા હતા. તેઓ આ વાત સાંભળી ત્યાંથી ચાલી નીકળ્યા. થોડા સમય પછી તેઓ પોતાનો પહેલાંનો પહેરવેશ પહેરી તે સાધુવેશધારી ઠગો પાસે આવી પહોંચ્યા અને તેમની વચ્ચે થયેલા લખાણપત્ર પ્રમાણે ગાંસડીઓ માગી. તે ઠગોએ પણ જણાવ્યું કે તેઓ પણ ગાંસડીઓ આપવા તૈયાર છે. શેઠજીએ જણાવ્યું કે તેમના પિતા

બીમાર છે અને તેમના રોગના ઉપચાર માટે એક વૈદ્યને રોકવામાં આવ્યો છે. વૈદ્યરાજનું કહેવું છે, કે ઉપચાર માટે કેટલીક ગાંસડી મચ્છરનાં હાડકાંની જરૂર છે અને તે લેવા માટે આવવું પડ્યું છે. ઠગ લોકોએ મચ્છરનાં હાડકાંની ગાંસડીઓ આપવા માટે પોતાની અશક્તિ જણાવી. આથી તેઓ વચ્ચે થયેલા કરાર મુજબ કસ્તૂરી, કેસર અને ચંદન વગેરેનાં જહાજ શેઠને પાછાં મળ્યાં. એટલું જ નહિ પણ દંડરૂપે દરેક જહાજ દીઠ એક ગાંસડી બીજા પદાર્થની આપવી પડી. આ સર્વ લઈ શેઠ પ્રસન્નચિત્તે સ્વદેશ પાછા ફર્યા. વિવેક–વાણોતરને પહેલેથી ખબર મળી હતી, તેથી કેટલાંક માણસોને લઈ શેઠને સામો લેવા ગયો હતો, તે શેઠને ધામધૂમથી ઘેર લઈ આવ્યો.

બાબાએ અમને આ વાતનો સાર સમજાવ્યો કે મણિ શબ્દનો અર્થ છે માનવમન. એ મન તે પ્રભુ, અને વિવેક તે વાણોતર કિંવા મંત્રી. મને જ્યારે વિવેકને પ્રશ્ન કર્યો કે, 'કયો વેપાર કરવાથી લાભ છે?' ત્યારે વિવેકે જવાબ આપ્યો: 'કસ્તૂરી, કેસર અને ચંદન' એ પદાર્થોનો વેપાર કરો. 'કસ્તૂરી' તે ભગવાનની ભક્તિ, 'કેસર' તે વૈરાગ્ય, અને 'ચંદન' તે મનનો સંતોષ–અર્થાત્ કે સર્વ અવસ્થામાં ચિત્તની પ્રસન્નતા. વૈરાગ્ય એટલે ઐશ્વર્યભોગાદિ વાસનાનું શૂન્યત્વ. પરંતુ કામ, ક્રોધ, લોભ, મોહ અને અહંકારરૂપી પાંચ ઠગ એનો વિનાશ કરવા તત્પર થયા. મન એ સુંદર વસ્તુ ગ્રહણ ન કરે–એ સારી વસ્તુનો વેપાર ન કરે–તે માટે મનને તેમાંથી નિવૃત્ત કરવા, તેને ભૂલથાપ આપવા સાધુ બની બેસી ગયા. મનને (મણિરામને) આ ઢોંગી સાધુનો પરિચય ન હતો. તેમને ખરા સાધુ જાણી જ્યારે તેમણે ભક્તિ, વૈરાગ્ય, સંતોષ વગેરેની ભેટ ધરી, ત્યારે તે ઠગ સાધુઓએ તેને અગ્નિમાં નાખી ભસ્મીભૂત કરી. આ જોઈ મન (મણિરામ) દુઃખી થયું. પછી તેઓએ સાધુભાવે ઉપદેશ દીધો કે આ સર્વ દ્રવ્ય તો તેઓ રોજ અગ્નિમાં ફૂંકી દે છે; અર્થાત્ કે ભક્તિ, વૈરાગ્ય અને ચિત્તની પ્રસન્નતા આ સંસારમાં આ પ્રમાણે

રોજ નાશ પામે છે. સંસારમાં આ પદાર્થનું મૂલ્ય નથી; તે તૃણવત્ વેચાય છે. આ સાંભળી મનને એમ થયું કે ખરેખર આ સર્વ પદાર્થો પાણીના મૂલ્યના છે અને તે ઠગાયું છે એમ જાણી મન હાયહાય કરવા લાગ્યું. વધારામાં એમ પણ થયું કે વિવેકની સલાહથી જ તેનો સર્વનાશ થયો છે. આથી જ્યારે વિવેકની સાથે પ્રથમ ફરીથી મુલાકાત થઈ, ત્યારે તેણે તેનો તિરસ્કાર કર્યો, પછી જ્યારે વિવેકે ઉત્તમરૂપે સઘળી વાત સમજાવી, ત્યારે તે સ્થિર થયું અને ભક્તિ, વૈરાગ્ય અને સંતોષ માટે વ્યાકુળ બન્યું. તે સમયે વિવેકે સલાહ આપીઃ 'તમે પાગલ બનો.' અર્થાત્ કે દીનહીન કંગાલ જેવા નિરભિમાન થઈ રહો. વિવેકની સલાહથી એ પ્રમાણે કરવાથી સમજાયું કે વિષયથી ક્ષણિક સુખ પ્રાપ્ત થઈ શકે છે; પરંતુ આત્માનંદ મળતો નથી. તેથી મન કહે છે કે 'મને મચ્છરનાં હાડકાંની ગાંસડી જોઈએ.' અર્થાત્ કે મચ્છરનાં હાડકાં જેમ દુષ્પ્રાપ્ય છે, તેવો દુષ્પ્રાપ્ય આત્માનંદ જોઈએ છીએ. પંચરિપુની પ્રેરણા પ્રમાણે ચાલવાથી વિષયાનંદરૂપી અકિંચિત્કર સુખ મળી શકે; પરંતુ આત્માનંદ મેળવવા માટે તો ભક્તિ, વૈરાગ્ય, તિતિક્ષાની સહાય અને આત્મધ્યાન વડે જ તે મેળવી શકાય. દીનહીન કંગાળપણે પડી રહેતાં આ વાત તેના હૃદયમાં સારી રીતે ઊતરી, ત્યારે તેનું મન આત્માનંદ પ્રાપ્ત કરવા માટે વ્યાકુળ બન્યું. કામ, ક્રોધ આદિ પાંચ રિપુઓ પાસેથી તે મળવાની સંભાવના નથી, એમ સમજીને કેસર, કસ્તૂરી વગેરે તૃણતુલ્ય નથી એમ સારી રીતે સમજી રિપુઓની સેવા છોડી દઈ છેવટે મને ભક્તિસંતોષરૂપ અમૂલ્ય સંપત્તિ ગ્રહણ કરી. તેથી જ બાબાએ કહ્યું છે કે મણિરામ શેઠે કસ્તૂરી અને ચંદનનાં ભરેલાં જહાજ પાછાં મેળવ્યાં અને તેના વડે અંતે આત્માનંદરૂપી દુષ્પ્રાપ્ય સંપત્તિ મેળવવા તેઓ ભાગ્યશાળી થયા. જે એમ કહેવામાં આવ્યું કે, વિવેક કેટલાક સંભાવિત માણસોને લઈ શેઠને સામો લેવા ગયો, એનો અર્થ એ કે જ્યારે મનમાં ભક્તિ

અને વૈરાગ્યનો આવિર્ભાવ થાય, ત્યારે કરુણા, મૈત્રી, મુદિતા, અપેક્ષા અને વસ્તુવિચાર તેની સાથે જ ઉદય પામે છે. આ પ્રમાણે આ વાર્તાનો સાર સમજાવી સાધુ બાબાએ કહ્યું, કે આ સર્વનું મૂળ ભક્તિ અને વિશ્વાસ છે. ભક્તિરૂપી ધન અને સાથે વિવેકની સહાયથી જીવ મુક્તિને માર્ગે આગળ વધી શકે છે.

શ્રી ગુરુમહારાજે એક દિવસ અમને ઉપદેશ આપતાં કહ્યું હતું, કે બોધ અને ઉપદેશ માટે નાના ઉપાયો છે, એ સત્ય વાત છે; છતાં જે અગ્નિ વગર પાક સિદ્ધ થતો નથી, અર્થાત્ જેમ અગ્નિ વગર રસોઈ થઈ શકતી નથી, તેમ જ્ઞાન વગર મોક્ષની પ્રાપ્તિ થતી નથી. તેમણે એમ પણ કહ્યું હતું, કે જે પ્રમાણે ફૂલની અંદર સૂક્ષ્મ અવસ્થામાં ફળ રહે છે, તે પ્રમાણે જ્ઞાન પણ ભક્તિની અંદર ગુપ્ત ભાવે રહે છે. જો જ્ઞાન જ ન હોય, તો ભક્તિ આવે ક્યાંથી? હા જ્ઞાન! હા ભક્તિ! શું કરવાથી તમારું સંધાન મળી શકે? શું શરણાગત પર દયા નહિ કરો?

સાધુબાબા જે પ્રમાણે ઉપદેશપૂર્ણ વાતો કહી સંભળાવતા હતા, તે જ પ્રમાણે તેઓ વચ્ચેવચ્ચે સુંદર નાનાનાના દુહા પણ કહી સંભળાવતા હતા.

એક દિવસ તેમણે કહ્યું હતું:

કરુણા, મૈત્રી, મુદિતા, ઔર ઉપેક્ષા જ્ઞાન,
ચાર બહિન હય જીવકી, સદા કરે મલહાન.

અર્થાત્ કરુણા, મૈત્રી, મુદિતા અને ઉપેક્ષા એ ચાર જીવની બહેનો છે, (તે હમેશાં જીવના કલ્યાણ માટે રત રહે છે) તે મળનો નાશ કરે છે. મોહનો નાશ કરવા માટે આ જ ઉપાય છે. સાધુ બાબાએ બીજો એક દુહો કહી સંભળાવ્યો હતો:

જાગ જાગ નર જાગ તું, તવ ન સ્વપ્ન કો સંગ,
શુદ્ધ સનાતન રૂપમેં, ચઢે ન દૂજો રંગ;

જ્યસે નિદ્રા દોષકર, સ્વપ્ન પુરુષ બહુ ભાન,
ભોક્તા ભોગ્યાકાર સો જાગે દ્વૈત ન શાન.

હે નર! તું જાગૃત થા. તને સ્વપ્નનો સંગ શોભતો નથી. એક 'શુદ્ધ સનાતન રૂપમેં' બીજો કોઈ રંગ ચઢી શકતો નથી; અર્થાત્ હે મનુષ્ય, તું માયાથી મુક્ત થા, મોહરૂપી નિદ્રામાંથી જાગૃત થા. આ સંસાર, પરિદૃશ્યમાન જગત્ સ્વપ્ન સમાન છે. જે પ્રમાણે મનુષ્ય નિદ્રાસમયે બહુ જાતનાં સ્વપ્નાં જુએ, તે પ્રમાણે ભોક્તા, ભોગ્ય ઇત્યાદિ જે પ્રતીતિ થાય છે તે મિથ્યા છે. જેમ નિદ્રાનો ભંગ થતાં સ્વપ્નું મિથ્યા જણાય છે, તે પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત થતાં ભોક્તા અને ભોગ્ય એ પ્રમાણેનો દ્વૈતભાવ નાશ પામે છે. મોહનિદ્રામાંથી જીવ જ્યારે ઊઠે છે, ત્યારે એક જ ચૈતન્ય સર્વવ્યાપી છે. એ જ્ઞાન સ્થિર અને દૃઢ સ્વરૂપે થાય છે.

ભટક ના, સ્થિર રહે મન!
માયાબદ્ધ ક્યાં સુધી તું રહેશે અચેતન?
કોણ તું? શા કાજે આવ્યો?
નિજને તું ભૂલી ચાલ્યો;
આંખો ખોલી જો તું હવે, ત્યજ કુસ્વપન—
રત તું અનિત્ય ધ્યાને,
નિત્યાનંદ અંતર સ્થાને;
તમઃ પરિહર જો તું કરુણ તપન—

સાધુબાબાએ એક દિવસ સુંદર કથા કહી સંભળાવી હતી. જ્યાં સુધી તેનું સ્મરણ છે તે પ્રમાણે યથાસાધ્ય લખું છું. વાર્તા આ પ્રમાણે છે:

ઈશ્વરની સહધર્મિણી માયા અને માયાનો પુત્ર મન. મનની બે સ્ત્રીઓ: એક પ્રવૃત્તિ અને બીજી નિવૃત્તિ. પ્રવૃત્તિનો પુત્ર મોહ અર્થાત્ મમત્વબુદ્ધિ વા આસુરી સંપત્તિ. નિવૃત્તિનો પુત્ર વિવેક અર્થાત્ દૈવિ સંપત્તિ-વિચારબુદ્ધિ. વિવેકની બે સ્ત્રીઓઃ સુબુદ્ધિ અને

શ્રુતિ. વિવેકે સુબુદ્ધિ સાથે વિચાર કર્યો, ત્યારે તેને જણાયું કે દુષ્ટ મોહે પોતાના પિતા ભગવાનને પોતાને આધીન કરી લીધા છે; અર્થાત્ ભગવાને માયા વડે જીવસૃષ્ટિ રચી છે, મોહ તેનો રાજા થઈ બેઠો છે. આ મોહના હાથમાંથી આ જગત્પ્રપંચનો ઉદ્ધાર કરવો જોઈએ. મોહ આ સંસારરૂપી ચક્રને ચકડોળે ચડાવે છે; માટે મોહનો—અજ્ઞાનતાનો બોધરૂપી શક્તિ વડે ધ્વંસ કરવો જોઈએ, કે જેથી જીવમાં પરમ જ્ઞાનનો સંચાર થાય. મોહનો નાશ થતાંની વાર સંસારબંધનનો પણ નાશ થાય. વિવેકે આ પ્રમાણે વસ્તુવિચાર કરી શ્રુતિ*ની સાથે મળી, જેથી બોધરૂપી પુત્ર ઉત્પન્ન થાય અને મોહનો નાશ થાય એ માટે યત્ન કરવા લાગ્યો. પરમાત્મા પ્રત્યે જે સાત્ત્વિક શ્રદ્ધા, તે તેની પુત્રી શાંતિ. પ્રબોધ અથવા પરમજ્ઞાનની સહાયથી શાંતિ પ્રાપ્ત થાય. બ્રહ્મવિદ્યા એ જ ઉપનિષદ. જ્યારે મોહરાજાને આ વાતની ખબર પડી, ત્યારે તે પોતાની સ્ત્રી તથા મંત્રી કુબુદ્ધિ સાથે શાંતિલાભ ન થાય અર્થાત્ શાંતિનો નાશ થાય તે માટે વિચાર કરવા નિશ્ચય કર્યો. કુબુદ્ધિ આવીને હાજર થઈ અને પૂછ્યું: 'મહારાજ શી આજ્ઞા છે?' આ સાંભળી મોહે સર્વ હકીકત જણાવી, તેને પૂછ્યું: 'એવો શો ઉપાય કરીએ કે શાંતિનો નાશ થાય? એ કરવા માટે જે કરવાની જરૂર પડે તે જણાવ.' કુબુદ્ધિએ કહ્યું: 'એનો ઉપાય હું હમણાં જ કહું છું. મારો સેનાપતિ ક્રોધ છે, તેને તેડી મંગાવો અને તે કેવાં પરાક્રમ કરી શકે છે તે તેને પૂછો.' તરત જ ક્રોધને બોલાવવામાં આવ્યો. તેણે આવતાંની વાર શી આજ્ઞા છે તે જણાવવા વિનતિ કરી. મોહે તેને કહ્યું: 'તારું સામર્થ્ય કેટલું છે તે તું મને જણાવ.' તેના જવાબમાં ક્રોધે કહ્યું: 'મારા સામર્થ્યનું વર્ણન હું કરી શકવા શક્તિમાન નથી; છતાં હું થોડુંક તે જણાવું છું. જે મનુષ્યમાં મારો આવિર્ભાવ થાય છે, તે માણસની અવસ્થા કેવી થાય છે તે સાંભળો. જે

* શ્રુતિ અર્થાત્ ઉપનિષદ.

મનુષ્યમાં હું દેખા દઉં છું, તેનું મોં વિકૃત આકાર ધારણ કરે છે. જે વિદ્વાન હોય, તેની વિદ્યા તે સમયે નાશ પામે છે. જે ચક્ષુમાન છે, તેને હું આંધળો બનાવી દઉં છું. જેનામાં તીવ્ર શ્રવણશક્તિ છે, તે બહેરો બની જાય છે. જે બુદ્ધિમાન અને ચતુર હોય છે, તેની બુદ્ધિ અને ચતુરાઈ ચાલ્યાં જાય છે. ધૈર્યશીલના ધૈર્યનું ઠેકાણું રહેતું નથી. જ્યારે મારું આગમન થાય, ત્યારે તે હિતકારી મનુષ્યનું હિતવાક્ય સાંભળતો નથી. જેની આ પ્રમાણે દુર્ગતિ થાય તેને શાંતિની સંભાવના હોય જ ક્યાંથી?' સાધુબાબા આ વિષય પરત્વે સુલલિત કંઠે કેટલીક પંક્તિઓ બોલ્યા :

અંધ કરું દગવંતનકો, શ્રુતવંતનકો બધિર કર ડારું;
ધૃતવંતનકો અધિર કરું, પુનઃ ચાતુરકી મતિ દૂર નિવારું.

ક્રોધની આવી ઉત્સાહભરી વાણી સાંભળી મોહે કહ્યું: 'શાબાશ, ત્યારે તું સત્વર રવાના થા અને જે રીતે બને તે રીતે શાંતિનો નાશ કર.'

આ તરફ વિવેકને આ સર્વ સમાચાર મળ્યા અને તે ભારે ચિંતામાં પડ્યો. પછી તેણે સુબુદ્ધિને બોલાવી શાંતિનો બચાવ શી રીતે થાય તે પૂછ્યું: 'મોહે દુષ્ટ ક્રોધને સેનાપતિ નીમી શાંતિનો નાશ કરવા વિચાર કર્યો છે. બોલ, આને અટકાવવા માટે શો ઉપાય કરીશું?' સુબુદ્ધિએ કહ્યું: 'આપણી પાસે એક જણ એવું છે, કે જે ક્રોધનું દમન કરી શકે. ક્ષમા તે કામ કરી શકશે.' તરત જ ક્ષમાને બોલાવવામાં આવી. ક્ષમાએ આવી વિવેકને પ્રણામ કરી હાથ જોડી કહ્યું: 'મહારાજ, આપની શી આજ્ઞા છે?' વિવેકે બનેલી સઘળી હકીકત તેને કહી સંભળાવી અને કહ્યું: 'શાંતિની રક્ષા થાય–તે બચી જાય તેવો ઉપાય કર.' ક્ષમાએ કહ્યું: 'જરૂર હું તેનું (ક્રોધનું) દમન કરી શકીશ.' આ સાંભળી વિવેકે સામો સવાલ પૂછ્યો: 'તારી પાસે એવું શું હથિયાર છે, તે મને જણાવ.' તેના જવાબમાં શાંતિએ કહ્યું: 'જો કોઈ ક્રોધ કરે તો મૌન ગ્રહણ

કરવું, જો ગાળો દે તો મીઠાં વચન કહેવાં, ધિક્કારે તો પગે લાગવું, જો મારવા આવે તો મનમાં એમ સમજી લેવું કે મારાં પૂર્વનાં પાપ હશે.' અર્થાત્ કે જ્યારે કોઈ ક્રોધ કરી આપણને ગાળો દે, ત્યારે આપણે મૌન રહેવું. આથી પણ જો તે માણસનો ક્રોધ ન જાય તો તેને મીઠાં વાક્ય કહેવાં. તેની સાથે ઘણી જ નરમાશથી વાત કરવી. આટલું કરવા છતાં પણ જો તેનો ક્રોધ શાંત ન થાય તો તેને પગે પડી આપણે ભૂલ કબૂલ કરવી; આટલાથી જો તેના ક્રોધનો ઉપશમ ન થાય અને તે મારવા તૈયાર થાય, તો એમ સમજી લેવું કે પૂર્વનાં પાપનો નાશ થાય છે. ક્રોધી માણસ પ્રત્યે ક્રોધ કરવો નહિ; પરંતુ નમ્ર વ્યવહાર કરવો. ઈશ્વર પ્રતિ પ્રાર્થના કરવી કે 'હે પ્રભો! એના શરીરમાંના ક્રોધરૂપી ચંડાળને શાંત કરો.' આમ કરવાથી સામા આદમીનો ક્રોધ ઊતરી જશે અને તેના અંતરમાં શાંતિનો ઉદય થશે. સાધુબાબા કહે છેઃ 'કેવળ ધૈર્ય અને ક્ષમા દ્વારા ક્રોધનો નાશ કરી શકાય છે.' આ પ્રમાણે જેનામાં સહિષ્ણુતા અને ક્ષમા હોય, તેને શાંતિ અવશ્ય પ્રાપ્ત થાય છે. આવી જ રીતે વસ્તુવિચાર અને વૈરાગ્ય વડે કામ, સંતોષ વડે લોભ અને પ્રેમ વડે દ્વેષ અને હિંસા પર જય મેળવી શકાય છે. ત્યારપછી સાધના અને બ્રહ્મવિદ્યાની સહાયથી પ્રબોધ વા પરમજ્ઞાન પ્રાપ્ત થતાં અજ્ઞાનરૂપી મોહનો નાશ થાય છે અને જ્ઞાન વડે શાંતિ મળે છે.

**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥** ગી. ૪,૩૯

(જ્ઞાન પ્રાપ્ત કરીને તે તરત પરમ શાંતિ પ્રાપ્ત કરે છે.)

સાધુબાબાને એક દિવસ પ્રશ્ન કર્યો હતો કે 'નામ' લેવાથી શું ક્રોધ કમી થાય છે? તેના જવાબમાં સાધુબાબાએ કહ્યું હતું, કે 'નામ' લેવાથી ક્રોધ કમી થતો નથી, પણ અગ્નિની સાથે સંયોગ થવાથી તેના તેજમાં વૃદ્ધિ થાય છે; માટે ક્ષમા અને સંતોષ(વા ક્ષમા અને સહિષ્ણુતા)નો દઢરૂપે આશ્રય લેવાથી ક્રોધનો નાશ કરી શકાય છે. સંતોષ બહુ સુંદર અને મૂલ્યવાન સામગ્રી છે, તેથી પ્રત્યેક

સાધકને તેની પ્રથમ આવશ્યકતા છે. ઇચ્છાનો ત્યાગ કર્યો એટલે ક્રોધ પર જય પ્રાપ્ત થાય છે અને સંતોષ મળે છે. સાધકે એમ નિશ્ચય કરવો જોઈએ–દૃઢ સંકલ્પ કરવો જોઈએ–કે હું કોઈ પણ પ્રકારે મનમાં અસંતોષ આવવા દઈશ નહિ. મનમાં કોઈ સદિચ્છા જાગૃત થાય, તો તે પૂર્ણ કરવામાં ભગવાન સહાયતા કરે છે. મલિન ઇચ્છા કે વાસનાનો સદા ત્યાગ કરવો જોઈએ.

સાધુબાબાએ એક દિવસ સન્મુખસ્થ દિગ્રિયા પહાડ બતાવી કહ્યું હતું, કે આ પહાડનું નામ 'દેવગિરિ' છે. દેવગિરિને અહીંના લોક દિગ્રિયા કહે છે. આ 'દેવગિરિ', આ 'ત્રિકૂટ', પેલી તરફ 'તપોવન' આ સર્વ એક સમયે સાધનક્ષેત્ર હતાં. કાળના વહેવા સાથે પાછાં ફરીથી તેઓ તેવાં થશે. સાધુબાબા જ્યારે હાથ ઊંચો કરી ચોતરફ પહાડો બતાવતા આ પ્રમાણે વાત કરતા હતા, ત્યારે તેમનાં વાક્યો સાંભળી અમે અપૂર્વ આનંદ અનુભવતાં હતાં.

સાધુબાબાને 'તપસ્યા'નો અર્થ પૂછતાં તેમણે જણાવ્યું કે તપસ્યા એટલે મન અને ઇંદ્રિયનું દમન. વસ્તુવિચાર અને વૈરાગ્ય વડે ઇંદ્રિયનું દમન થઈ શકે છે. માત્ર અગ્નિ પ્રકટાવી તેની સામે બેસી રહેવું એ તમોગુણનું લક્ષણ છે.

'શિવ' શબ્દનો અર્થ પૂછતાં તેમણે કહ્યું હતું કે 'શિવ' એટલે 'કલ્યાણસ્વરૂપ આત્મા.'

## એકાદશ તરંગ

બંગાબ્દ ૧૩૩૫ની વિજયાદશમીને બીજે દિવસે સવારે સાધુબાબાને પ્રણામ કરવા અમે કૈલાસ પહાડ તરફ ચાલી નીકળ્યાં. જ્યારે અમે પહોંચ્યાં ત્યારે ત્યાં જોયું, કે બાબા એક ગરીબ રોગીને ઔષધ આપી રહ્યા છે; કારણ કે નીચેના એક ભાગમાં તેમને એકલાને જોયા. અમે બાબાને પ્રણામ કર્યા અને કહ્યું: 'કેટલાક

દિવસથી અહીં આવી શકાયું નથી.' આ સાંભળી તેમણે કહ્યું: 'મને પણ મનમાં તે જ વિચાર આવતો હતો, પરંતુ એમ ધાર્યું કે માઈ લોક કંઈ બીજી તરફ ચાલ્યાં ગયાં હશે.' અમે કહ્યું: 'આજ કેટલાક દિવસ થયાં, શ્રી ગુરુમહારાજના આશ્રમે જતાં હતાં. વાસ્તવિક રીતે પૂજાની આ સાતમ, આઠમ, નોમ અને દશમને રોજ સવારે આશ્રમે જઈ જગજ્જનની પૂજાઉત્સવનું કામકાજ અને દર્શન તે ઉપરાંત શ્રી ગુરુ મહારાજનો અમૃતોપમ ઉપદેશ સાંભળી અંતર આનંદથી પરિપૂર્ણ થઈ ગયું છે.'

સાધુબાબા ઉપર જઈ તેમના નિશ્ચિત સ્થાને મૃગચર્મ ઉપર વિરાજ્યા. અમે પણ તેમની પાછળ જઈ તેમની પાસે બેઠાં. પ્રથમ આમતેમ થોડી વાત કર્યા બાદ મારા સ્વામીએ સાધુબાબાને પ્રશ્ન કર્યો: 'સંતોષની પ્રાપ્તિ શી રીતે થાય? મન વાસનાશૂન્ય થવાથી શું સંતોષનો ઉદય થઈ શકે છે?' બાબાએ જવાબ આપ્યો: 'જન્મજન્માંતર થયાં માનવીના મનનો પ્રવાહ એક જ દિશામાં વહે છે; અર્થાત્ જીવના ચિત્તની ગતિ સ્વાભાવિક રીતે વિષય તરફ વહે છે. નદીનો પ્રવાહ જો એક દિશામાં વહેતો હોય અને તેને બીજી દિશામાં વાળવો હોય, તો તે માટે બંધ બાંધવાથી જોઈતું કામ સરતું નથી. તે પ્રવાહને અન્ય દિશામાં વાળવા માટે એક નહેર ખોદવી જોઈએ. તેમ કરવાથી નદીનો પ્રવાહ તે નવીન નહેરમાં વહેવા માંડશે. જો નહેર ખોદતાં પહેલાં બંધ બાંધવામાં આવે, તો તે પ્રવાહ ચોમેર રેલાઈ જશે. આ જ પ્રમાણે મનરૂપી નદી માટે નિર્વાસનારૂપી બંધ પૂરતો નથી. મનનો પ્રવાહ બીજી દિશામાં વાળવા માટે એક નહેર ખોદવી જોઈએ; અર્થાત્ તેને ભગવતકાર્ય તરફ વાળવા માટે પહેલાં કંઈ આશ્રય જોઈએ; કારણ કે આશ્રય કે આધાર વગર મન એકલું રહેતું નથી. નવીન નહેર ખોદાવી એટલે તે જ મનનું આશ્રયસ્થાન થશે.' તેથી જ સાધુબાબા બોલ્યા: 'એક ખાત બનાની હોગી, તબ મનકો ઘુમા શકેગા.' તેમણે

એ પણ જણાવ્યું હતું, કે મનને અંતરમુખી કરવાથી, બ્રહ્મ-અભ્યાસ વા આત્મધ્યાનના અભ્યાસથી એ નહેર બનાવવી જોઈએ. આમ થાય ત્યારે જ મનનો અભ્યાસ ભગવન્મુખી થશે અને અભ્યાસના ફળરૂપે મન સ્થિર થશે.

સાધુબાબાએ એમ પણ દર્શાવ્યું હતું, કે જ્યાં સુધી મન ચંચળ છે ત્યાં સુધી સુખ કે શાંતિ નથી. વિક્ષેપયુક્ત મનથી કોઈ પણ વિષયની સારી રીતે ઉપલબ્ધિ થતી નથી કે રસાસ્વાદન પણ થતું નથી. મન જ્યારે સંપૂર્ણ નિષ્તરંગ હોય–સ્થિર હોય ત્યારે જ શાંતિ કે પ્રકૃત સુખ મળે છે. તેમણે વિશેષમાં જણાવ્યું હતું: 'આત્મા ચંદ્રમાસ્વરૂપ છે. મન જળસ્વરૂપ છે. તૃષ્ણા એ વાયુના જેવી છે અને તે મનને હંમેશાં ચંચળ કરે છે. ચંચળ મનને ખરું સુખ પ્રાપ્ત થતું નથી. જ્યારે સર્વ પ્રકારની તૃષ્ણા દૂર થાય, મનને ભગવત્-ધ્યાનમાં એકાગ્ર કરી સ્થિર અને નિષ્તરંગ કરી શકાય, ત્યારે જ મન પ્રકૃત શાંતિ અનુભવે છે અને નિષ્તરંગ ચિત્તમાં આત્મરૂપ ચંદ્રમાનો પ્રકાશ થતાં અજ્ઞાનતારૂપી અંધકાર નષ્ટ થાય છે. જેમ બને તેમ મનને પરમાત્મામાં એકાગ્ર અને અચંચલ (સ્થિર) કરવું જોઈએ, એનું નામ સાધના. એનો અભ્યાસ કરવો જોઈએ. એટલા માટે તૃષ્ણા અને અહંકારનો પરિહાર કરી સતત આત્મધ્યાનપરાયણ થવાના અભ્યાસની આવશ્યકતા છે.

બાબાએ કહ્યું:

'સતત બ્રહ્મઅભ્યાસસે, મલવિક્ષેપકા નાશ;
જ્ઞાનદૃઢ નિર્વાસના, જીવન્મુક્તિ પ્રતિભાસ.'

અર્થાત્ સતત બ્રહ્મઅભ્યાસથી અંતઃકરણના બે દોષ–મળ અને વિક્ષેપનો નાશ થાય છે. દૃઢ જ્ઞાન અને મન વાસનાશૂન્ય થવાથી જીવન્મુક્ત અવસ્થા પ્રાપ્ત કરી શકાય છે.

# દ્વાદશ તરંગ

**સ્વાધીન** કોણ? પરાધીન કોણ? ખરેખરો સમ્રાટ કોણ? અને વાસ્તવિક રીતે પ્રજા કોણ? તે સમજાવવા માટે બાબાએ એક વાત કહી સંભળાવી હતી.

એક દિવસ કોઈ એક દેશનો રાજા પાસેના અરણ્યમાં શિકાર ખેલવા ગયો હતો. આ અરણ્યમાં એક વૃક્ષ તળે એક મહાત્મા બેઠા હતા. આ સાધુનાં દર્શન કરી રાજાએ કહ્યું: 'આપ કોણ છો?' સાધુએ સામો પ્રશ્ન કર્યો: 'તું કોણ છે?' રાજાએ ઉત્તર આપ્યો: 'હું બાદશાહ છું.' આ સાંભળી સાધુએ કહ્યું: 'હું શહેનશાહ છું.' તે સાંભળી રાજાએ કહ્યું: 'તમે શી રીતે શહેનશાહ હોઈ શકો? તમે જો શહેનશાહ હોત, તો તમારી પાસે માણસો, નોકરો, ફોજ વગેરે હોત. તમારા શરીર પર ઉત્તમ પોશાક પણ નથી. તમારી પાસે દ્રવ્યાદિ હોય તેમ પણ જણાતું નથી, તો પછી તમે શહેનશાહ શાના?' તેના જવાબમાં મહાત્માએ કહ્યું: 'લશ્કર કે ફોજની જરૂર શત્રુના દમન માટે છે; મારે કોઈ શત્રુ જ નથી. લોકો ઉત્તમ પોશાક, ઇજ્જત કે મિત્રતા માટે ધારણ કરે છે; મારે ઇજ્જત કે મિત્રની જરૂર નથી. વળી મારે અર્થનું પણ શું પ્રયોજન છે? મારે કોઈ પણ જાતનું ખરચ નથી; કિંવા કોઈ પ્રકારની સામગ્રીની જરૂર નથી; કારણ કે મને તેનો અભાવ જણાતો નથી.' મહાત્માનાં આ પ્રમાણે વચનો સાંભળી તે રાજા બોલી ઊઠ્યો: 'જેને કોઈ શત્રુ નથી, જેને કોઈ સખા નથી, જેને કોઈ પણ પ્રકારનું ખરચ નથી, તે જ ખરેખરો શહેનશાહ છે.' બાબાએ કહ્યું:

ચાહ ગઈ ચિંતા ગઈ, મનમેં નહિ પ્રવાહ;
જીસ મનમેં સંતોષ હય, વો હે શહેનશાહ.

તે દિવસે બાબાએ એક બીજી વાત કહી હતી:

એક રાત્રે બે ચોરનો પરસ્પર મેળાપ થયો. એકમેકની પરસ્પર

ઓળખાણ આપ્યા પછી, પહેલા ચોરે બીજા ચોરને પૂછયું: 'તમે કેવા પ્રકારના દ્રવ્યની ચોરી કરો છો?' તેના જવાબમાં તેણે કહ્યું: 'ખેડૂતો દિવસના કામ કરવા આવે અને જે કંઈ જણસ તેઓ ખેતરમાં ભૂલી જાય તે સર્વ હું ચોરી લઉં છું.' આ પ્રમાણે સામાન્ય દ્રવ્યની ચોરી કરતો સાંભળી બીજા ચોરે કહ્યું: 'મને તો તમે મૂર્ખ લાગો છો. આવા નકામા જેવા પદાર્થોમાં તમારી આટલી બધી આસક્તિ! તમે મારી સાથે રાજાના મહેલમાં ચાલો. ત્યાં બહુ મૂલ્યવાન અને અપૂર્વ પદાર્થ તમારા જોવામાં આવશે. તમે એ પદાર્થો જોશો તો ફરી જિંદગીમાં એવા તુચ્છ પદાર્થમાં તમારું મન નહીં લાગે.' આજે આ બે ચોરની વાત લખતાં શ્રી ગુરુદેવ સાથેના એક કથાપ્રસંગનું સ્મરણ થાય છે. શ્રી ગુરુમહારાજે કહ્યું હતું: 'જેને રોજ રસગુલ્લાં ખાવા મળે છે, તે શું ગોળની રસી ખાવાની ઇચ્છા કરશે કે?' વારુ, તે વાત જવા દો. પહેલો ચોર બીજા ચોરની વાત સાંભળી પ્રસન્ન થયો અને તેની સાથે રાજમહેલમાં જવા તૈયાર થયો. જોતજોતામાં તેઓ રાજમહેલ આગળ આવી પહોંચ્યા. પછી ચાલાકીથી તેઓ અંદર ગયા. રાજમહેલના એક ઓરડા તરફ તેઓ આગળ વધવા લાગ્યા. ત્યાં તેમને પૈસાનો ઢગ જણાયો. આ જોતાંની વાર બીજો ચોર કપડું બિછાવી તે લેવા માટે તૈયાર થયો. આ જોઈ પહેલા ચોરે કહ્યું: 'છી: આ કંઈ લેવા જેવો પદાર્થ છે? એ તો સામાન્ય તાંબાનાં પતરાંના ટુકડા છે. મારી સાથે આગળ ચાલ.' તેઓ બન્ને આગળ ચાલ્યા. થોડે દૂર ગયા, ત્યાં તેમને રૂપિયાનો એક મોટો ઢગ જણાયો. આ જોતાંની વાર બીજો ચોર હતો, તે લેવા માટે વ્યાકુળ થઈ ગયો અને કપડું કાઢી ગાંસડી બાંધવા તૈયાર થયો. પહેલા ચોરે કહ્યું: 'ભાઈ, આ તો રૂપાનાં ચકતાં છે. એમાં શું બળ્યું છે? એ લેવામાં શા માટે નાહક વખત ગુમાવે છે? તું મારી સાથે આગળ ચાલ, તને ત્યાં એથી પણ વધારે સુંદર અને મૂલ્યવાન વસ્તુ જણાશે.'

પેલો ચોર તે લેવાનું રહેવા દઈ તેની સાથે ચાલવા લાગ્યો. જ્યાં આગળ વધ્યા, કે ત્યાં સોનામહોરોનો સ્તૂપ તેમની નજરે પડ્યો. આ જોતાંની વાર બીજો ચોર પોતાના લોભને રોકી શક્યો નહિ. તે અતિ આનંદથી ત્યાં બેસી ગયો અને કપડું કાઢી સોનામહોર બાંધી લેવા લાગ્યો. આનાથી હજી વધારે મૂલ્યવાન પદાર્થ આગળ છે, તેના હિસાબમાં આ સર્વ કોડી તુલ્ય છે, એમ પહેલો ચોર વારંવાર તેને સમજાવવા લાગ્યો; છતાં તે ચોરે ત્યાંથી ઊઠવાની સાફ ના પાડી. પહેલો ચોર આથી તેને ત્યાં છોડી દઈ, રાજાના અંતઃપુર ભણી ચાલ્યો. તેણે રાજાના શયનગૃહમાં પ્રવેશ કર્યો અને રાજાના કંઠમાંનો મણિરત્નખચિત હાર કાઢી લીધો; તેને ખિસ્સામાં મૂકી ત્યાંથી પલાયન કરી ગયો.

આ તરફ કંઈ ખડખડાટ થતાં પ્રહરીઓ જાગી ઊઠ્યા અને બૂમ પડી કે કોઈ ચોર રાજમહેલમાં ભરાયા છે. આ બૂમ પડતાંની વાર મુખ્ય પ્રહરીએ ભેરી ફૂંકી અને સઘળા પ્રહરીઓ એકઠા થઈ ગયા. મુખ્ય પ્રહરીએ તે દુષ્ટ ચોરને પકડી લાવવા આજ્ઞા કરી. ચોરને શોધવા માણસો છૂટ્યા. સુવર્ણના બોજાથી હાંફતો બીજો ચોર રસ્તામાં પકડાઈ ગયો. તેને પકડીને સિપાઈઓએ પહેલાં તો ખૂબ માર માર્યો. પછી તેને બાંધી રાજા આગળ ઊભો કર્યો. રાજાએ તેને કારાવાસમાં નાખ્યો. પહેલો ચોર જે મણિરત્નખચિત હાર ખિસ્સામાં નાખી નાસી ગયો હતો તે પકડાયો નહિ.

આ બે ચોરની વાત પરથી સાધુબાબાએ સાર સમજાવ્યો, કે સુવર્ણનો બોજો એટલે ઐશ્વર્ય, વૈભવ, યશ, પ્રતિષ્ઠા, સ્ત્રી, પુત્ર, કુટુંબાદિ અનાત્મ વસ્તુઓઃ જેમને સંસારી લોકો બહુ જ કિંમતી માને છે તે. આ પદાર્થોની પ્રાપ્તિ માટે તેઓ અતિશય મહેનત કરે છે અને જેમને માટે તેઓને ભારે અભિલાષા હોય છે; પણ આ સર્વ પદાર્થ બંધનના હેતુરૂપ છે. આ સર્વ ભોગવિલાસની સામગ્રી મનુષ્યને કર્મબંધનમાં નાખે છે અને તેના ફળરૂપે આ સંસારરૂપી

કારાવાસમાં ફરીફરીને આવવું પડે છે, તથા જાતજાતની યંત્રણા ભોગવવી પડે છે. હવે જે માણસ રત્નહાર લઈ ખિસ્સામાં મૂકી ચાલ્યો ગયો, તેનો રત્નહાર તે પરમ જ્ઞાન. એને મેળવવાથી બંધન નહિ પણ મોક્ષની પ્રાપ્તિ થાય છે. પહેલો ચોર જો ઐશ્વર્ય, વૈભવ ઇત્યાદિમાં લોભાત નહિ, તો તેને મણિરત્નખચિત હારરૂપ પરમ જ્ઞાન પ્રાપ્ત થાત; પરંતુ મનુષ્ય સહજમાં તે સમજી શકતો નથી અને પોતાની સન્મુખ માયાની સામગ્રીના ચળકાટથી અંજાઈ જઈ તેમાં લુબ્ધ બની સ્વેચ્છાથી બંધનદશાને વરે છે.

બાબાએ આવીજ જાતની એક બીજી વાત કહી હતી. તે વાતનું નામ હતું: 'આગે બઢો.' વાત આ પ્રમાણે હતી: એક માણસ રોજ જંગલમાં જતો. ત્યાં જઈ લાકડાં કાપી લાકડાંની ભારી વેચી જે મળે તેનાથી દિવસ ગુજારતો હતો. એક સમયે એક મહાત્માની સાથે તેને મુલાકાત થઈ. મહાત્માએ તેને કહ્યું: 'બચ્ચા! આગે બઢો.' અર્થાત્ કે તું છે ત્યાંથી આગળ વધ. તે મહાત્માના વચન પ્રમાણે તે જંગલમાં આઁગળ વધ્યો, તો તેને આગળ જતાં ચંદનના ઝાડનું વન દેખાયું. તે ચંદનનાં લાકડાં કાપી બજારમાં વેચવા લાગ્યો, તો તેને પહેલાંના કરતાં વધારે પૈસા મળવા લાગ્યા. આવકમાં વૃદ્ધિ થવાથી તેનો વ્યવહાર ઠીક ચાલ્યો. ત્યાર પછી તેણે વિચાર કર્યો કે મહાત્માએ તો આગળ વધવાની આજ્ઞા કરી છે, આથી તે એટલાથી સંતોષ ન માનતાં આગળ વધવા લાગ્યો. આગળ જતાં તેને એક ત્રાંબાની ખાણ મળી આવી. આથી તેને ઘણો લાભ થયો અને તે થોડો સમય સંતુષ્ટ રહ્યો; પણ તેને પાછી મહાત્માની આજ્ઞાનું સ્મરણ થયું. હવે તે સીધો આગળ વધવા લાગ્યો. આગળ વધતાં તેને રૂપાની ખાણ લાધી. આથી તેને પહેલાં કરતાં અતિશય લાભ થવા લાગ્યો; પરંતુ તે તેમાં દીર્ઘકાળ સુધી આસક્ત કે આબદ્ધ રહ્યો નહિ. 'આગે બઢો'ની આજ્ઞા સ્મરણમાં રાખી તે આગળ ચાલવા લાગ્યો; આથી ક્રમશઃ તેને સોનાની ખાણ

અને પછી મણિમાણેકની ખાણુ મળી આવી. આમ થવાથી તે મહાત્માની આજ્ઞાને વિસર્યો નહિ અને સીધો આગળ વધવા લાગ્યો; આથી તે અંતે અખંડની સાથે મળી ગયો. આ પરથી સાધુ-બાબાએ સમજાવ્યું કે સાધનાનો માર્ગ ક્રમણુ કરનાર સાધક માટે પણુ એ જ નિયમ છે. પંથે આગળ જતાં જો કંઈ લાભ થાય, તો તેમાં આસક્ત ન થતાં આગળ વધવાથી ઉન્નતિ થશે અને અંતે બ્રહ્મલાભ પણુ મળશે. સાધનાના માર્ગમાં જેમજેમ આગળ વધાય તેમતેમ અધિક આનંદ મળે છે અને જળના તરંગવત્ જળમાં મળી જવાય છે. આસક્તિને લીધે જ બંધન છે. આપણે સામાન્ય માયિક સુખમાં વિમોહિત અને આસક્ત ન થતાં આગળ વધીએ તેમ ક્રમેક્રમે અધિક આનંદ પ્રાપ્ત કરી શકીએ છીએ. બાબાએ કહ્યું છે, કે અખંડ અર્થાત્ ખંડરહિત, સર્વવ્યાપી. અક્ષય એટલે ક્ષયરહિત બ્રહ્મ. માયિક પદાર્થમાં જેનું મન લપટાયલું છે, તેને માટે તે વસ્તુનું જોડાણુ મેળવવું એ કઠિન કાર્ય છે; પરંતુ જે જગતના ક્ષણિક પદાર્થના સુખમાં આસક્તિ રાખ્યા વગર તે માર્ગે અગ્રેસર થવા માટે દૃઢ પ્રયત્ન કરે છે, તે જ મેળવી શકે છે.

લોભ અને કલ્પનારૂપ આકાશકુસુમની આશા સેવવાથી શું પરિણામ આવે છે, તે સમજાવવા માટે બાબાએ શેખચલ્લીની એક વાત કહી સંભળાવી હતી. વાત આ પ્રમાણે છે:

એક વખત શેખચલ્લી નામનો એક ઓલિયો માણુસ ઝાડ પર ચઢી, એક ડાળ પર બેસી, ડાળને ઝાડના થડ પાસેથી કાપતો હતો. એ સમયે એક પથિક ત્યાં થઈ જતો હતો. આ માણુસને ડાળ કાપતો જોઈ તેણે કહ્યું: 'અરે! તું આ શું કરે છે? હમણાં જ આ ડાળ તૂટશે અને તું ભોંય પર પડીશ.' તે ઓલિયાએ તેને કહ્યું: 'મને શિખામણુ આપનાર તું કોણુ છે? તું તારે રસ્તે ચાલ્યો જા.' તે માણુસ ત્યાંથી ચાલ્યો ગયો. થોડીવાર થઈ નહિ હોય એટલામાં તે ઓલિયો ઝાડની ડાળી સાથે ભટ લઈને ભોંય

પર પટકાયો; આથી તે અતિશય આશ્ચર્ય પામ્યો અને તેણે મનમાં વિચાર કર્યો કે જરૂર તે માણસ મહાન જ્યોતિષી હોવો જોઈએ, નહિ તો હું થોડીવારમાં જમીન પર પડીશ, એ વાતની એને પહેલેથી શી રીતે ખબર પડે? આમ વિચાર કરી તે ત્યાંથી ઊઠી પેલો માણસ ગયો હતો, તે રસ્તે ગયો અને તેને ઝટ પકડી કાઢ્યો. તેણે પૂછ્યું: મારું મોત ક્યારે થશે તે કહે જોઈએ? તે પથિકે વિચાર કર્યો કે જરૂર આ માણસ ભોળો લાગે છે. જો તેને હું જવાબ નહિ આપું તો તે ગુસ્સે થશે અને મને ગાળો આપશે; તેથી એને કંઈ કહ્યું હોય તો ઠીક. એમ વિચાર કરી તેણે કહ્યું: 'આઠ દિવસ પછી તારું મૃત્યુ થશે.' આ વાતનો શેખચલ્લીને દૃઢ વિશ્વાસ બેઠો. તે સીધો ઘેર ગયો અને જઈને પોતાની માતાને કહ્યું: 'મા! અમુક તારીખે તારે મને મોટો જાડો ભાખરો કરી આપવો પડશે.' માને એમ લાગ્યું કે છોકરાને ભાખરો ખાવાની ઇચ્છા થઈ હશે, તેથી તેણે તે વાતની હા કહી. ચલ્લીનો વિચાર એવો હતો કે આઠમે દિવસે તો તે કબરમાં હશે અને કબરમાં તેને કોણ ખાવાનું આપશે? આ વિચારથી તેણે ભાખરો સાથે રાખવાનો વિચાર કર્યો હતો; કારણ કે ભૂખ લાગતાં તેમાંનો થોડોથોડો ખવાશે, આથી તેણે તેની માને ભાખરો કરી આપવા કહ્યું હતું. આમ એક વાત પતાવ્યા પછી તે ગામથી દૂર જંગલમાં રસ્તાની બાજુમાં એક ઝાડ નીચે જઈ કબર ખોદવા લાગ્યો. પછી બરાબર આઠમે દિવસે સવારના ભાખરો લઈ તે ઘેરથી નીકળ્યો અને કબર પાસે આવી તેને મોઢા પર બાંધી, તે કબરમાં ખોદેલા ખાડામાં દાખલ થઈ પોતાના બે હાથ વડે માટીથી તે પૂરવા લાગ્યો. આમ ગળા સુધી તે પોતે દટાઈ ગયો.

તે જ સમયે એક સોદાગર ઘીના ગાડવા લઈ વેચવા માટે તે રસ્તેથી જતો હતો. જે માણસો તેના ઘીના ગાડવા લઈ સાથે ચાલતા હતા તેમાંનો એક જણ માંદો પડી ગયો હતો. જે ઝાડની

નીચે ચલ્લી પોતે કબરમાં દટાયો હતો તેનાથી સહેજ દૂર તે સોદાગર ગાડવો માથેથી ઉતારી વિશ્રાંતિ લેતો હતો અને પોતે બોલતો હતોઃ 'જો કોઈ આ ગાડવાને ઊંચકનાર મળે તો તેને એક રૂપિયો આપું.' ગળા સુધી ખાડામાં દટાયલા ચલ્લીએ આ વાત સાંભળી અને તે બોલી ઊઠ્યો: 'હું તમારો ગાડવો ઊંચકી સાથે આવત પણ આજ સવારે હું મરણ પામ્યો છું.' સોદાગરે કહ્યું: 'જે માણસ મરી ગયું હોય, તે બોલે શી રીતે?' આ સાંભળી ચલ્લીએ કહ્યું: 'હું થોડીવાર થયાં જ મરણ પામ્યો છું.' આ સાંભળી તે સોદાગરે મનમાં વિચાર કર્યો કે જરૂર આ કોઈ મૂર્ખ કે ઓલિયો લાગે છે; ગમે તેમ પણ જો તે મારો ગાડવો ઊંચકવા કબૂલ થાય તો ઘણું સારું. સોદાગર ચલ્લીની પાસે ગયો અને તેના શરીર પરની માટી કાઢી નાખી તેને બહાર કાઢ્યો. ઘીનો ગાડવો તેના માથા પર મૂકી, તેણે તેને કહ્યું: 'જો તું આ માથે લઈ અમુક સ્થાન સુધી મારી સાથે આવીશ તો તને હું એક રૂપિયો આપીશ.' ચલ્લી આ સાંભળી મનમાં બહુ રાજી થયો અને ગાડવો લઈ ચાલતાંચાલતાં મનમાં કલ્પનાના ઘોડા દોડાવવા લાગ્યો—કહોને કે મનોરાજ્યમાં આકાશકુસુમ રચવા લાગ્યો. તેણે વિચાર કર્યો, કે આજે એક રૂપિયો મળશે તેનું શું કરીશું? રૂપિયાનાં એક જોડ મરઘાં લઈશ. તેનાથી એકવીસ ઈંડાં થશે અને એ ઈંડાં ફૂટશે ત્યારે—એકવીસ મરઘાંનો પરિવાર વધશે, ત્યારે બેસુમાર મરઘાં થશે. એને વેચીને એક બકરી લઈશ. એ બકરીનાં ત્રણ બચ્ચાં થશે. એટલે મારી પાસે કુલ ચાર બકરીઓ થશે. ચાર બકરીઓ વિયાશે એટલે સોળ બચ્ચાં થશે. એનો પરિવાર વધશે એટલે એક હજાર બકરાં થશે. એમાંનાં થોડાં વેચીને હું એક ઘોડો લઈશ. પછી રહેવા માટે એક મોટું ઘર અને બાગ ખરીદ કરીશ. પછી હું એક સુંદર સ્ત્રીની સાથે લગ્ન કરીશ. નોકરચાકર રાખીશ. બચ્ચાં માટે ઉછેરનાર નોકરાણી રાખીશ. આમ જ્યારે હું બહુ મોટો માણસ થઈશ, ત્યારે

ગાદીતકિયા પર બેસી આરામ કરતો હુક્કો પીશ. જ્યારે હું હુક્કો ગગડાવતો હોઈશ, ત્યારે નોકર આવી ખબર આપશે: 'હજૂર! ખાના તૈયાર હૈ, દસ્તરખાન પર ચલો.' ત્યારે હું માથું ધુણાવી કહીશ: 'અભી હમ નહિ ખાયગા' એમ કહી જાણે ખરેખર ના કહેતો હોય તેમ તેણે જોરથી માથું ધુણાવ્યું. તેમ કરતાંની સાથે માથા પરનો ગાડવો ધડ લઈને નીચે પડ્યો અને તે ફૂટી જતાં, ઘી જમીન પર ઢોળાઈ ગયું. આથી તે સોદાગર ગુસ્સામાં આવી તેને મારવા અને ગાળો દેવા લાગ્યો. ત્યારે શેખચલ્લીએ કહ્યું: 'તારે તો માત્ર ઘીના ગાડવાનું જ નુકસાન થયું છે; પરંતુ મારે તો મારી મરઘી, બકરી, ઘોડો, ઘર, બાગ, બૈરી અને છોકરાંનો નાશ થઈ ગયો છે. મારું સર્વસ્વ નાશ પામ્યું છે.'

આ વાત કહી બાબાએ સમજણ પાડી કે જે પ્રમાણે મળનાર એક રૂપિયા પરથી ચલ્લીએ મનોરાજ્યની સૃષ્ટિ રચી, તે પ્રમાણે માનવમન પણ આ પ્રપંચજગતની રચના કરે છે. અજ્ઞાન વડે આ દશ્યમાન જગત સત્ય ભાસે છે; પરંતુ જ્ઞાની જનને તે આકાશકુસુમવત્ મિથ્યા જ લાગે છે. જેમ કોઈ માણસ નિદ્રાકાળે સ્વપ્ન જુએ, પરંતુ નિદ્રાભંગ થતાંની વાર તે મિથ્યા ઠરે છે, તેમ જ્ઞાનીના મતે, આપણને જે આ જગત પ્રતીયમાન થાય છે, તે શેખચલ્લીના ઘર–બાગ અને સ્ત્રીછોકરાંની માફક મિથ્યા છે. આપણા પૂર્વના સંસ્કાર પ્રમાણે સર્વ માત્ર કલ્પના છે. બાબાએ પણ તે જ કહ્યું: 'વસ્તુ તો કુચ્છ નહિ થા, મનકા સંકલ્પ માત્ર હય.'

બાબાની વાત સાંભળી ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનના શોકનિવારણ માટે શાંતિગીતામાં જે ઉપદેશ કર્યો છે તેનું સ્મરણ થયું:

**दृष्ट्वा शुक्तिं तु रजतं लोभाद् ग्रहीतुमुद्यतः ।**
**प्राक् च बोधोदयात् द्रष्टा स्थानांतरं गतस्ततः ॥ १५ ॥**
**पुनरागत्य तत्रैव रजतं स प्रपश्यति ।**

पूर्वदृष्टं मन्यमानो रजतं हर्षमोदितः ।
बुद्धेः प्रत्ययसंस्कारात् नास्ति रौप्यं त्रिकालके ॥ १६ ॥
देहो भार्या धनं पुत्रस्तरुराजिर्निकेतनम् ।
शुक्तिरजतवत् सर्वं न किञ्चित् सत्यमस्ति तत् ॥ १७ ॥

અર્થાત્ હે મહાબાહો, ભ્રાંતિવશાત્ જે પ્રમાણે શુક્તિમાં મિથ્યા રજત-રૂપું દેખાય છે, તે પ્રમાણે આ સમસ્ત જગત શુક્તિમાં ભાસમાન રજતની માફક મિથ્યા છે. કેવળ બુદ્ધિના પ્રત્યયથી પૂર્વે દૃષ્ટ સંસ્કારવશ તે પ્રતીત થાય છે. જે પ્રમાણે શુક્તિમાં પ્રતિભાસિત રજત-રૂપાને જોઈને ભ્રાંત મનુષ્ય લોભવશ થઈ તે લેવા જાય અને તેની આ ભ્રાંતિનો નાશ થાય ત્યાર પહેલાં-દ્રષ્ટા (એ મનુષ્ય) કાર્યાનુરોધથી સ્થાનાંતરમાં જાય અને ફરી પાછો તે જ સ્થાને આવે અને શુક્તિમાં રૂપું-જે ત્રણે કાળમાં-ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં છે નહિ, પૂર્વે જોયેલું રજત પુનઃ જોઈ તે હર્ષ પામે છે. જ્યાં સુધી શુક્તિતત્ત્વ માલૂમ પડતું નથી, ત્યાં સુધી રૂપાનો ભ્રમ નાશ પામતો નથી. બુદ્ધિના સંસ્કારના યોગે તે વારંવાર રજતરૂપ જણાય છે, એ જ પ્રમાણે આ દેહ, ભાર્યા, ધન, પુત્ર, નિકેતન ઇત્યાદિ શુક્તિરજત પ્રમાણે કલ્પિત કે મિથ્યા છે. તે સત્ય છે જ નહિ. સત્ય તો એક માત્ર બ્રહ્મ છે. એ જ નિત્ય છે, માયા દ્વારા જીવ જગતનાં નાનાં રૂપ ધારણ કરી લીલા કરે છે. આ માયિક જગતની સામયિક પ્રતિભાસિત સત્તા છે; પરંતુ તે નિત્ય નથી.

એક દિવસ બાબાએ એક બીજી વાત કહી સંભળાવી હતી. તે આ પ્રમાણે છે: એક છાણના કીડા સાથે ભમરાને મિત્રતા હતી. એક દિવસ ભમરાએ તેને પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપ્યું. તે છાણના કીડાને લાગ્યું, કે મિત્ર કદાચ સારું ખાવાનું ન આપે તો શું કરીશ? આ વિચાર આવતાં તેણે છાણનો કણ પોતાના મોંમાં રાખ્યો અને તે લઈ પોતાના મિત્રને ત્યાં

ગયો. મિત્રે તેનો સારી રીતે આદરસત્કાર કર્યો. રાજઉદ્યાનમાં જે સુગંધથી પુષ્પોના મધુનું પાન કરવાથી પોતાને તૃપ્તિ થતી હતી, તે ઉદ્યાનમાં તેને લઈ ગયો અને પુષ્પોના મધુનું પાન કરાવ્યું. ત્યારપછી ભમરાએ પોતાના બંધુને પૂછ્યું: 'કેમ મિત્ર! આનો સ્વાદ કેવો છે?' જવાબમાં તે કીડાએ કહ્યું: 'આ પુષ્પોમાં કંઈ સ્વાદ જેવું બચ્યું જ નથી.' ભમરાને એમ લાગ્યું કે કદાચ મારો મિત્ર રોજ આના કરતાં ઉત્તમ વસ્તુનો આહાર કરતો હશે; તેથી તે તેને ખુશ કરવા રાજઉદ્યાનના સર્વશ્રેષ્ઠ ભાગમાં લઈ ગયો અને તેને તુષ્ટ કરવા માટે એક ઉત્કૃષ્ટ પુષ્પ પર બેસાડ્યો. કેટલીક વાર પછી તેણે તેને પૂછ્યું: 'કેમ ભાઈ! હવે તો સ્વાદ આવે છે ને?' છાણના કીડાએ કહ્યું: 'કંઈ વિશેષ સ્વાદ નથી.' આ જવાબથી ભમરો અતિશય આશ્ચર્ય પામ્યો અને તેનું કારણ શોધવા લાગ્યો. જોતાં જણાયું કે કીડાના મુખમાં છાણનો કણ છે. આને લીધે જ એને ઉત્તમ મધુનો સ્વાદ આવતો નથી, એમ તેણે અનુમાન કર્યું. આથી તે પાસેના એક સરોવર પર પોતાના મિત્રને લઈ ગયો. ત્યાં જઈ તેણે તેનું મોં ધોવરાવ્યું. પછી તેને એક કમળમાં બેસાડી ભ્રમર ત્યાંથી ચાલ્યો ગયો. નવા ખીલેલા કમળની અપૂર્વ ગંધ અને તેના મધુપાનથી તે છાણનો કીડો તન્મય બની ત્યાં જ બેસી રહ્યો. સંધ્યાકાળ થતાં કમળ બિડાઈ ગયું અને તે છાણનો કીડો તેમાં જ રહી ગયો.

બીજે દિવસે સૂર્યોદય પૂર્વે શંકરમંદિરનો પૂજારી કમળ તોડવા આવ્યો. જેમાં છાણનો કીડો પુરાયો હતો, તે કમળ તેણે તોડી લીધું અને પૂજાસમયે મહાદેવના શિર પર ચઢાવ્યું. ત્યારપછી એક ભક્તે આવી એક લોટો ગંગાજળ લાવી મહાદેવના મસ્તક પર અભિષેક કર્યો. તે કમળ પાણીની ધારથી કૂંડીમાં, કૂંડીમાંથી નળામાં અને નળામાંથી ગંગાના પ્રવાહમાં વહેવા લાગ્યું. ક્રમે સૂર્યોદય થયો પણ તે છાણનો કીડો વિમળ સુગંધ અને મકરંદથી એટલો પ્રમત્ત બન્યો

હતો કે કમળને છોડી જવાનું મન તેને થયું નહિ.

આ તરફ ભમરો પોતાના મિત્રને તેની જગ્યાએ ન જોતાં તેની શોધ કરવા લાગ્યો. તે કમળને ત્યાં ન જોતાં તે શંકરના મંદિરમાં આવ્યો; કારણ કે શિવપૂજા માટે કમળો ચૂંટાતાં હતાં, તેની તેને ખબર હતી. ત્યાં તેનો પત્તો મળ્યો નહિ; પરંતુ કૂંડીમાંથી નળામાં થઈ પુષ્પોને ગંગાના પ્રવાહમાં વહેતાં જોયાં, આથી ગંગામાં વહેતાં પુષ્પોને જોતાંજોતાં તેને પેલું કમળ મળી આવ્યું. તેણે પોતાના મિત્રને ફરીફરીને હાક મારી. ત્યારે તે છાણના કીડાએ કહ્યું :

સત્સંગસે તર ગયે, ચઢ્યો ઈશ કે શિષ;
ભ્રમરા ! મુજકો જાને દે જલધારા કી બીચ.

અર્થાત્ સત્સંગથી હું તરી ગયો. મહેશને શિરે વિરાજ્યો. હે બંધુવર ભ્રમર ! તું મને આ ગંગાધારામાં છોડી દે. હું તો તેમાં જ વહ્યો જઈશ.

બાબાની વાતનો સાર એ છે કે જેવી રીતે છાણનો કીડો મોંમાં છાણ રાખીને આવ્યો હતો, તેથી તેને પુષ્પના મકરંદનો સ્વાદ આવ્યો નહિ; તે જ પ્રમાણે જે વિષયાસક્ત જીવ અંતરમાં વિષય પોષીને સાધુ પાસે જાય, તો સાધુના ઉપદેશનો મર્માર્થ ગ્રહણ કરી શકે નહિ. જો સાધુપુરુષના ઉપદેશની ઇચ્છા હોય, તો અભિમાનરૂપી છાણને ધોઈ નાંખીએ તો જ ફળ મળે. એટલું જ નહિ, પરંતુ પ્રેમરૂપી ગંગામાં વહેવાનું અને શ્રી ભગવાનના સ્પર્શસુખનું સૌભાગ્ય પ્રાપ્ત થાય. બાબાએ કહ્યું : કિંચિત્ વિષયની ગંધ જો અંતરમાં હોય, તો આનંદનો આસ્વાદ કદાપિ મળતો નથી.



# પ્રથમ તરંગ

તીર્થરાજ પ્રયાગમાં પૂર્ણ કુંભનો મેળો છે. મેળા પહેલાં ઘણા વખત અગાઉ ઝુંસીમાં મુન્સીબાગની નીચે ગંગાના ચઢાવ પર બાબાએ છાવણી નાખી છે. ત્યાં છાવણી નાખ્યા પછી બાબાએ અમને ત્યાં બોલાવ્યાં હતાં. અમે પણ જવાનો સંકલ્પ પ્રથમથી જ કર્યો હતો. વ્યાકુળ અંતઃકરણે અમે પ્રયાગ તરફ પ્રયાણ કર્યું અને શહેરમાં 'બુલબુલ' બાગ નામના મકાન તરફ ચાલ્યાં.

મેળા તરફ નજર નાખતાં અમે ઘણાં આશ્ચર્ય પામ્યાં. જ્યાં નજર કરીએ ત્યાં કેવળ નરમુંડ. આ જોઈ એમ થઈ આવ્યું કે શું સમગ્ર ભારતવર્ષના હિંદુઓ અહીં એકત્ર થયા છે કે શું? કેટલા યુગયુગાંતર થયાં આ મેળો ચાલ્યો આવે છે, એનો નિર્ણય આજે પણ કોઈ કરી શકતું નથી. અમારી પૂર્વે કેટલા કોટી કોટી હિંદુઓ આ ત્રિવેણીસંગમમાં સ્નાન કરી ગયા છે તેનો સુમાર નથી. તટ પર ઊભાં રહેતાં વિચાર આવ્યો કે જ્યાં લાખો વર્ષ પૂર્વે શ્રી રામચંદ્રજીએ જાનકી સાથે ભરદ્વાજ ઋષિનું આતિથ્ય ગ્રહણ કર્યું હતું, તે જ આ ત્રિવેણી કે? જેના તટ પર બેસી શ્રી ચૈતન્યદેવે×

× શ્રી. ચૈતન્યદેવ: બંગાળામાં વૈષ્ણવ સંપ્રદાયના પ્રધાન પ્રવર્તક. વૈષ્ણવો તેમને પૂર્ણ બ્રહ્મ અને સ્વયં શ્રીકૃષ્ણનો અવતાર માને છે. આ મહાપુરુષનો જન્મ બંગાળની છેવટની રાજધાની નવદ્વીપમાં ઇ. સ. ૧૪૮૫માં થયો હતો. તેમના પિતાનું નામ જગન્નાથ મિશ્ર હતું અને માતાનું નામ શચીદેવી હતું. નાનપણમાં તેમનાં ઘણાં નામ હતાં: નિમાઈ, વિશ્વંભર તે ઉપરાંત તેમના ઉજ્જ્વલ ગૌર વર્ણને લીધે તેમને ગૌરાંગ પણ કહેતા. ઉત્તરકાળમાં સંન્યાસ ગ્રહણ કર્યા પછી તેઓ ચૈતન્ય કહેવાવા લાગ્યા. બાલ્યકાળમાં જ તેમણે તેમની અસામાન્ય પ્રતિભાનો પરિચય આપ્યો હતો. નાની વયમાં વ્યાકરણ, સાહિત્ય, અલંકાર, પુરાણ, સ્મૃતિ, ન્યાય, વેદાંત વગેરે શાસ્ત્રો સારી રીતે ભણ્યા હતા. તેમના

મહાભક્ત શ્રી રૂપગોસ્વામી*ને દીક્ષા અને શિક્ષાદાન આપ્યું તે જ
મોટા ભાઈના ગૃહત્યાગ અને સંન્યાસથી તેમના હૃદયને સખત આઘાત થયો હતો. આ પછી થોડે જ સમયે તેમને પિતૃવિયોગ થયો. તેઓ એકલા પોતાની માતાનો આધાર હતા. માતાના પ્રયત્નથી તેમનાં લગ્ન શ્રી વલ્લભાચાર્યની કન્યા લક્ષ્મી સાથે થયાં; પરંતુ થોડા સમય બાદ તેનું મૃત્યુ થયું. બાદ વિષ્ણુપ્રિયા નામની સુશીલ કન્યા સાથે પુનઃલગ્ન થયાં. તેમની વિદ્વત્તાની ખ્યાતિ સારા દેશમાં વ્યાપી હતી. પંડિતો તેમના સૌજન્યથી મુગ્ધ થતા હતા. એક સમયે તેઓ પિતૃક્રિયા માટે પ્રયાગ ગયા. ત્યાં મંદિરમાં પૂજા અને ભાવ જોઈ તેમના હૃદયમાં ભક્તિભાવ જાગૃત થયો અને ઈશ્વરપુરી નામના વૈષ્ણવ બ્રહ્મચારી સાથે મેળાપ થતાં વૈષ્ણવધર્મની દીક્ષા ગ્રહણ કરી. પછી તેઓ હરિનામનો જપ કરવા લાગ્યા.

નવજીવન પ્રાપ્ત કરી તેઓ નવદ્વીપ પાછા ફર્યા. હરિધ્યાન સિવાય બીજામાં તેમનું ચિત્ત લાગતું નહિ. ભક્તિપ્રેમમાં તેઓ મસ્ત રહેતા હતા. તેમને સર્વત્યાગી થવાની ઇચ્છા હતી. અંતે તેઓ સંસારનાં બંધન, કુટુંબીજનોની મમતા એક રાત્રીએ ગૌતમ બુદ્ધની માફક વૃદ્ધ જનની, યુવતી ભાર્યા અને સહચર વર્ગનો પચીસ વર્ષની ઉંમરે તેઓએ ગૃહત્યાગ કર્યો. અને દંડી કેશવ ભારતી પાસે સંન્યાસ ગ્રહણ કર્યો. બાદ તેઓ કેટલાક ભક્તજનો સાથે જગન્નાથપુરી ગયા. તેઓ કાશી–વૃંદાવનની યાત્રા કરી આવ્યા. ત્યાં તેમને રામાનંદ સાથે મેળાપ થયો હતો. યાત્રા કરી દેશમાં ફરી પધાર્યા અને ભક્તજનોની વાંછના પૂર્ણ કરી. પછી પાછા તેઓ નીલાચલ પધાર્યા. ત્યાં પુરીના રાજાના સભાપંડિત સાથે તેમને મિત્રાચારી હતી, પણ પંડિતની ધારણા એવી હતી, કે શ્રી ચૈતન્ય જોઈએ તેવા વિદ્વાન નથી. એક દિવસ ચૈતન્ય ભાગવત સંભળાવતા હતા, ત્યાં એક શ્લોકની તે પંડિતે નવ પ્રકારે વ્યાખ્યા કરી સંભળાવી. શ્રી. ચૈતન્યે તે જ શ્લોકની અઢાર પ્રકારે વ્યાખ્યા કરી સંભળાવી. અંતમાં પંડિત તેમના મતના અનુયાયી થયા. નીલાચલમાં રહેતાં એક સમયે સાગરના નીલ તરંગ જોઈ ભાવાતિશયમાં તેઓ શ્રીકૃષ્ણના રૂપરાશિને આલિંગન કરવા દોડ્યા. અને સુડતાળીશ વર્ષની વયે સાગરના ગર્ભમાં અદૃશ્ય થયા. આ મહાપુરુષનું જીવનચરિત્ર ગુજરાતીમાં છપાયું છે. —અનુવાદક

* રૂપ ગોસ્વામી : બંગાળના વિખ્યાત વિષ્ણુભક્ત. એમના ભાઈનું નામ

આ ત્રિવેણી કે? જેના તટ પર ત્રેતાયુગમાં વેણીમાધવે ચતુર્ભુજ ધારણ કરી ડરપોક જનને અભયદાન આપ્યું હતું. તે જ આ ત્રિવેણી કે? સ્તબ્ધચિત્તે થંભી જવાયું. વીતેલા સમયની સ્મૃતિ એક પછી એક મનમાં તરી આવવા લાગી. શ્વેતતરંગા જાહ્નવી જોઈ, વાદળી વસ્ત્રવાળી યમુના દીઠી; કિંતુ લાલ વસ્ત્રવાળી સરસ્વતી કઈ? જ્યારે શ્રી રામચંદ્રે તમારી ભક્તિથી તરબોળ થયેલા પાણીમાં પોતાના ચરણ ધોયા હતા, શ્રી રૂપ ગોસ્વામીએ નવજીવન પ્રાપ્ત કરી તમારા પાણીમાં પ્રવેશ કર્યો હતો, ત્યારે તો મા! તમે હતાં, અત્યારે જ શા માટે છુપાઈ રહ્યાં છો? શું અમે જ્ઞાનહીન છીએ તે માટે? જ્ઞાનનો વિસ્તાર કરવા આજે પણ હજારો પુણ્યશ્લોક સાધુ-મહાત્મા આ ત્રિવેણીસંગમ પર સ્નાન કરવા આવે છે. તે દિવસે મહાત્મા દયાલદાસ, ભોલાનંદગિરિ, કાઠિયાબાબા, કરણદાસ, ગંભીરનાથ, અર્જુનદાસ, જટિયાબાબા વગેરે મહાજ્ઞાની અને મહાપ્રેમી સાધુઓ આવતા હતા. આજે પણ સંતદાસ, હંસદેવ, પ્રણવાનંદ વગેરે જ્ઞાની મહાપુરુષો પધારે છે; છતાં મા, તારાં દર્શન શા માટે થતાં નથી?

કાંઠે દૃષ્ટિ નાખી તો વિશાળ દુર્ગ જોયો. હિંદુ, મુસલમાન અને

---

સનાતન હતું અને ઉભય રૂપ તેમ જ સનાતન નામથી ઓળખાતા હતા. એમના પિતાનું નામ કુમારદેવ અને માતાનું નામ રેવતી હતું. ગોડિયા મુસલમાન રાજા હુસેનખાંને ત્યાં બંને ભાઈ ઉચ્ચ પદ પર હતા અને અત્યંત અત્યાચારી હતા. શ્રી. ચૈતન્યદેવની ભક્તિથી મુગ્ધ થઈ તેઓ તેમના શિષ્ય થયા અને સંસારત્યાગ કરી બાકીનું જીવન વૃંદાવનમાં ગાળવા લાગ્યા. તેઓ સંસ્કૃતના સમર્થ વિદ્વાન હતા; પરંતુ તેમને વિદ્યાનું અભિમાન ન હતું. એક સમયે એક દિગ્વિજયી પંડિત ચર્ચા કરવા તેમની પાસે આવ્યો. રૂપે તેમને જયપત્ર લખી આપ્યું. પછી તે પંડિત રૂપના શિષ્ય જીવ ગોસ્વામી પાસે ગયો, તેણે તે પંડિતને વાદવિવાદમાં હરાવ્યો. આ જાણી રૂપ પોતાના શિષ્ય પ્રતિ અસંતુષ્ટ થયા હતા. જન્મ ઇ. સ. ૧૪૮૯, અવસાન ઇ. સ. ૧૫૬૩. —અનુવાદક

અંગ્રેજની કીર્તિ છાતીમાં ધારણ કરી આ વિશાળ દુર્ગ વર્ષો થયાં આ ત્રિવેણીસંગમને કાંઠે ઊભો છે! દુર્ગની દીવાલો–કોટ ઇસ્લામના ગત ગૌરવની ઘોષણા કરે છે. દુર્ગની અંદર હિંદુઓનો અક્ષયવડ અને અશોકસ્તંભ આજે પણ ઊભા છે. દુર્ગના શિરોભાગે અંગ્રેજોની પતાકા ગર્વથી ઊડી રહી છે. રેતાળ કાંઠા પર નજર કરી, તો ત્યાં કેવળ સાધુસંન્યાસી કોઈ આકાશ નીચે, કોઈ છત્તર નીચે, કોઈ કુટિરમાં, તો કોઈ વસ્ત્રાવાસમાં વાસ કરી રહ્યા છે. કોઈએ માત્ર કૌપીન ધારણ કર્યું છે, તો કોઈના શરીર પર ગેરુઆં વસ્ત્ર છે. કોઈ માળા–તિલકથી ભૂષિત છે, તો કોઈ વિભૂતિ અને જટાથી વિભૂષિત છે. કોઈને સંપત્તિમાં માત્ર દંડ છે, તો કોઈના હાથ ખાલી છે. આ પ્રમાણે સેંકડો, હજારો, લાખો સંન્યાસી જોયા.

## દ્વિતીય તરંગ

**તીર્થ**રાજ પ્રયાગમાં પહોંચ્યા પછી બીજે દિવસે માગશર માસની વદ ચૌદશની બપોરે અમે સાધુબાબાને પ્રણામ કરવા નીકળ્યાં. તેમણે જો કે અમને તેમની પાસે પહોંચવાનો માર્ગ સારી રીતે બતાવ્યો હતો; છતાં જળમાર્ગે હોડીમાં બેસી ચકરાવો ખાઈ જવો પડશે, એવા વિચારથી અમે મોટરને માર્ગે રવાના થયાં. અલ્હાબાદના પ્રશસ્ત રસ્તા ઓળંગી યમુનાપરના લોખંડના ભૂંગળાવાળા પુલપરથી પસાર થયાં; પરંતુ આ પાર નહિ દેખાતા માર્ગ એકબીજાને મળી જતા જોયા, ત્યારે અમે ચિંતામાં પડ્યાં. ઘણીવાર સુધી આમતેમ ફર્યાં, પછી ગંગાને વહેતી જોઈ, તે સ્થળે અમે મોટરમાંથી નીચે ઊતર્યાં. ત્યાં આગળ એક ભોમિયાને સાથે લઈ બહુ ફરી ઝુંસીના મુન્સીબાગની નીચેના રેતીના ટેકરા પર સાધુબાબાની છાવણીમાં સૂર્યાસ્તને વાર હતી તે સમયે ત્યાં પહોંચ્યાં. બાબાની છાવણીના મધ્ય ભાગમાં એક અષ્ટકોણ ઘરની ઉપર ગેરુવી પતાકા ઊડતી

હતી. તેની નજીકમાં જમીનની રેતી પર ખુલ્લા સ્થાનમાં સાધુબાબા કેટલાક સંન્યાસીઓ અને પાર્ષદ સાથે બેઠા હતા. મહામહેનતે અંતે બાબાનાં દર્શનનો લાભ મેળવવા સમર્થ થવાથી અમે સર્વ એકઠાં મળી 'કૈલાસપતિકી જય' અને 'હરિહર' શબ્દોનો ઉચ્ચાર કરતાં તેમની પાસે ગયાં. એ કહેવાની જરૂર નથી, કે બાબા પણ અમને જોઈને ખુશ થયા અને પાસે જ એક બાંકડા પર બેસવાનું કહી થોડો પ્રસાદ આપ્યો. થોડીવારની વાતચીત પછી બાબા અમને સાથે લઈ તેમનો શયનતંબૂ, સભામંડપ, અન્નપૂર્ણા ભંડાર, પાઠશાળા વગેરે ફરીને બતાવ્યું. સાધુ અને ગૃહસ્થ અતિથિઓ માટે કુશની નાનીનાની કુટિરો બંધાવતા હતા, તે પણ બાબાએ અમને બતાવી. બીજે દિવસે પ્રથમ પોષની પૂર્ણિમા હતી. પૂર્ણિમા નિમિત્તે બાબા લગભગ દોઢહજાર સાધુને માલપૂડાનું ભોજન આપવાના હતા, તેની તૈયારી કરાવતા હતા. તે દિવસે [પૂર્ણિમાને રોજ] બપોરે ભોજન માટે બાબાએ અમને નિમંત્રણ આપ્યું. રસોઈ કરવાનો આરંભ બરાબર વખતે થાય અને તૈયાર પણ યોગ્ય સમયે થાય, તે માટે રસોડામાં ઘડિયાળ રાખી હતી, એમ મેં જોયું; તે દિવસે સંધ્યાકાળ થવા આવી જોઈ અમે બાબાને પ્રણામ કરી વિદાય લીધી.

પહેલા પોષની પૂર્ણિમાની સવારે સાધુ ભોજનનાં દર્શન કરવા માટે અમે બાબાની છાવણી તરફ રવાના થયાં. પ્રથમ મોટરમાં બેસી બંધની પાર થઈ લગભગ દોઢ માઈલ જઈ કોર્ટની પાસે યમુનાઘાટ પર એક નૌકામાં બેઠાં. યમુનાના આસમાની જળ પર થોડે દૂર ગયા બાદ ત્રિવેણીસંગમ આગળ આવી પહોંચતાં ગંગાનું ધૂસર જળ જણાવા માંડ્યું, ઉભય નદીના સંગમસ્થાનની રેખા બહુ દૂર સુધી સ્પષ્ટ દેખાય છે. સંગમસ્થાન આગળ તરંગભંગમાંથી પસાર થતાં બહુ આનંદ થયો. સંગમ છોડી લગભગ અડધા કલાક પછી સાડાદશને સુમારે અમે સાધુબાબાની છાવણીમાં પહોંચ્યાં. પ્રથમ

દિવસની માફક અષ્ટકોણ ગૃહ પર ગેરુવી પતાકા વાયુમાં ફરફરે છે. આ ઘર બાબાના ધર્મનું સભામંડપસ્થાન છે. આ ગૃહમાં બેસી બાબા આવનારને તથા દર્શનની ઇચ્છા કરનારને મળે છે. આ સભાગૃહમાં શ્રી. સ્વરૂપાનંદ સ્વામીજી નામના એક પંડિત દરરોજ ૯થી ૧૦ વાગ્યા સુધી પુરાણ સંભળાવે છે. અને બપોરના ૪થી ૫ સુધી ભગવદ્ગીતા સંભળાવે છે. અમે જે સમયે ત્યાં પહોંચ્યાં તે સમયે બાબા આ સભાગૃહમાં બેઠા હતા.

થોડીવારમાં ભોજનસામગ્રી તૈયાર છે, એવો સંદેશો આવતાં, બાબાએ પ્રશ્ન કર્યો: 'ગંગા માઈને ભોગ ધરાવ્યો છે કે?' અનુકૂળ જવાબ મળતાં બાબા ઊભા થયા, આ સમયે ગેરુઆં વસ્ત્રધારી અસંખ્ય સાધુઓ હારબંધ બાબાની છાવણી તરફ આવવા લાગ્યા; આવેલામાંથી કેટલાક ગંગામાં જઈ સ્નાન કરી આવ્યા, કેટલાક હાથમોં ધોઈ, કમંડલમાં ગંગાજળ લઈ, રસોડા ભણી ગયા. અમે પણ બાબાની પાછળ ગયાં. જોયું તો માલૂમ પડયું કે જમવાની જગ્યા કુશળતાથી બનાવી છે. રાંધણશાળાના આંગણાને વાડથી ઘેરી તેના ઉત્તરપશ્ચિમ ખૂણાની બે બાજુએ બે ઊંચા માંચડા કર્યા છે. તેના પર બે માણસો બેઠા છે. નીચે રાંધણશાળામાંથી કેટલાક જણ માલપૂડા અને કોબીબટાટાનું શાક તેમના હાથમાં આપે છે. માંચડા પર બેઠેલા માણસો સાધુવૃંદને આવાહન કરે છે. તે અમને સુંદર લાગે છે. તેઓ માલપૂડાના થોકડા હાથમાં લઈ અતિઆદરથી સાધુઓને બોલાવે છે: 'દીનાનાથ આવો,' 'ભગવાન આવો,' 'દીનદયાલ આવો,' 'આવો મેરે આત્મા,' 'આવો મેરે સ્વામી' વગેરે.

આ તરફ આ અગણિત હારબંધ સાધુ હાથ ઊંચા કરી માલપૂડા અને શાક તેમના ભિક્ષાપાત્રમાં લઈ તરત તે સ્થળેથી ચાલ્યા જાય છે. કેટલાક સાધુ પાસે જ ગંગાતીર પર જઈ ત્યાં બેસી જમે છે. કેટલાક ત્યાં ઊભાઊભા તે ખાઈ લે છે. સાધુબાબા આ બન્ને માંચડાની પાસે ઊભા રહી તેમનો ફતેહજંગ નામનો દંડ

(લાકડી) લઈ, આ મહાન યજ્ઞકાર્યનું નિરીક્ષણ કરે છે. સાધુઓને ભોજનસામગ્રી મળતાં જ તેઓ તે સ્થાન છોડી ચાલ્યા જાય છે, કે તરત જ બીજા સાધુઓથી તે સ્થાન ભરાઈ જાય છે. આ સાધુઓમાં કેવળ કૌપીનધારી (લંગોટી ધારણ કરેલ) નગ્નકાય, સુદૃઢ મૂંગા સાધુને જોઈ બાબા બોલી ઊઠ્યા: 'તેઓ અવધૂત છે.' સાધુઓમાં કોઈ ઉચ્ચ અવસ્થાને પ્રાપ્ત થયેલ સાધુ છે, એમ કહી બાબાએ એ પણ જણાવ્યું, કે એક સમય તેમની માફક તેઓ પણ એ પ્રમાણે ક્ષેત્રમાં ભોજન લેતા અને જમતા.

ભોજન વહેંચાયા પછી સાધુ બાબાએ પોતે કેટલાક અંતરંગ સાધુઓ સાથે ગંગાની પવિત્ર વેળુમાં બેસી ભોજન ગ્રહણ કર્યું. સાથે અમને પણ ભોજન લેવા બેસાડ્યાં. ભોજનાંતે અમે પાછાં ધર્મસભામાં જઈ બેઠાં. તે દિવસે પણ બાબાએ બેચાર ધર્મકથા કહી સંભળાવી. કોઈ એક ભક્તબાઈએ બાબા પાસે ઔષધની પ્રાર્થના કરી. બાબાએ કહ્યું: 'માઈ, કયું ઔષધ જોઈએ છે—શરીરનું કે મનનું?' બાબાનું આ કથન સાંભળી હું હસી પડી અને કહ્યું કે હાં, અમારા ગુરુ મહારાજ કહેતા હતા કે માનવને 'આધિ' અને 'વ્યાધિ' બે પ્રકારનાં દર્દ છે, શારીરિક વ્યાધિ માટે દાક્તર કે વૈદ્યના ઉપચારથી આરોગ્યની સંભાવના છે; પરંતુ માનસિક આધિનું તો કેવળ સાધના અને સત્સંગથી નિવારણ થાય છે.

## તૃતીય તરંગ

બુલબુલ બાગમાંથી અમે વખતોવખત સાધુબાબાની છાવણીમાં ફરવા જતાં. જ્યારે જોયું કે, ત્યાં જે કારણથી મનુષ્યો આવ્યાં હતાં, તે પૂર્ણ થવાથી તેઓ ધીમેધીમે એક પછી એક ઓછાં થવા લાગ્યાં. ત્યારે અમને પણ બાબાના સ્થાનમાં જઈ રહેવાની ઇચ્છા થઈ. સાધુબાબાએ પહેલેથી જ પોતાની છાવણીમાં

બેએક ઘર અને એક નાનો તંબૂ ઠોકી દીધો છે. તેની આસપાસ ફરતી વાડ કરી લઈ આ જગ્યામાં રહેવા માટે બાબાએ આવાહન કર્યું. પોષ માસમાં અમે ત્યાં રવાના થયાં. જ્યારે બાબા પાસે પહોંચ્યાં, ત્યારે બે વાગ્યાનો સમય થયો હતો. ત્યાં પહોંચતાની વાર બાબાએ અતિઆદરથી અમારો સત્કાર કર્યો. તેમણે બંને શયનગૃહમાં પરાળ નાખી તેના પર ચટાઈ પાથરી છે. જો કે અમારી સાથે માણસો હતાં; છતાં બાબાએ અમારા માણસોને સામાન ઉપાડવા દીધો નહિ; અને આંગણાના વચમાં મૂકેલો બાંકડો ઘરના છાંયડા આગળ રખાવી તે પર અમને બેસવા કહ્યું. આ સમયે ગંગાના ટાપુ પરની રેતી પવનથી ઊડતી હતી; તેથી ગાગરભરી ગંગાજળથી તે રેતીને ભીંજવવાનો આદેશ કર્યો. અમે ઘેરથી ભોજન કરીને નીકળ્યાં હતાં; છતાં બાબાના સ્નેહભર્યા આગ્રહથી અમારે સઘળાંએ પ્રસાદ લેવો પડ્યો. બાબાનાં મિષ્ટ વચન, સદય અને સ્નેહભર્યો વ્યવહાર અમારે માટે નવો ન હતો; છતાં આ સમયે તેમની છાવણીમાં અનેક સાધુ, કેટલાક ગૃહસ્થ અતિથિઓની દેખરેખ રાખવી, હજારહજાર સાધુઓને ભોજન આપવું, એ ઉપરાંત આ કાર્યોમાં પૂરેપૂરી રીતે રચ્યાપચ્યા રહેવા છતાં દરેક વખતે પ્રત્યેકની સાથે તેમનો કોમળ મધુર વ્યવહાર જોઈ અમને આનંદ અને આશ્ચર્ય થયાં.

બાબાની સાથે નૌકામાં બેસી, ત્રિવેણીના રેતાળ કિનારા પર આવી લાખો સાધુવૃંદનાં દર્શન, ઝુંસિના સુવિસ્તીર્ણ રેતાળ કાંઠા પર નક્ષત્રખચિત ગગન તળે ભ્રમણ અને ત્યાંથી ત્રિવેણીના રેતાળ ટાપુ ને ટેકરીઓ પર વીજળીના પ્રકાશથી ઝગમગી રહેલ સુંદર દશ્ય, વગેરેનું વિસ્તૃત વર્ણન 'કુંભ× મેળા ઓ સાધુસંગ'માં આપ્યું છે, એટલે એનો અહીં પુનરુલ્લેખ કરવો નિષ્પ્રયોજન છે; આટલું છતાં

× આ બંગાળી પુસ્તકની લેખિકા શ્રી. હેમલતા રાયનું એ નામનું બંગાળી પુસ્તક.

બાબાના ભંડારની વાતનું સ્મરણ થતાં આજ પણ અતિશય આનંદ થાય છે, જ્યારે અમે પૂર્ણિમાને દિવસે બાબાએ ભંડારો કર્યો તે જોઈ એમ સમજ્યાં હતાં કે આજે કોઈ વિશેષ શુભદિનના કારણે બાબા તેમ કરે છે; પરંતુ પાછળથી માલૂમ પડયું કે માગશર માસના પ્રથમ દિવસથી ભંડારો ચાલુ કર્યો છે. ૧૯મી માઘે સરસ્વતીપૂજાના દિવસ સુધી તેમણે આ યજ્ઞ ચાલુ રાખ્યો હતો. જ્યારે માઘ માસમાં કુંભમેળો પૂરો જામ્યો હતો, ત્યારે સાધુઓની સંખ્યા ૧૫૦૦ જેટલી બીજી વધી હતી. સાંભળ્યું છે કે છ વર્ષ પહેલાં અર્ધ કુંભમેળા વખતે બાબાએ આથી અધિક સંખ્યામાં સાધુઓને ભંડારો આપ્યો હતો. તે સમયે પણ ત્રણ માસ સુધી ભંડારો ચાલુ હતો.

ઝુંસિના રેતાળ કાંઠા પર બાબાએ જે ભંડારો આપ્યો હતો, તે એક ઉલ્લેખનીય ઘટના છે અને તે જોવાજેવો પ્રસંગ હતો. સો સો ને હજારો માણસો દિનપ્રતિદિન આવતા હતા. ભોજન લેતા હતા, પરંતુ આ સર્વ કાર્ય ચૂપચાપ ઘણી જ શાંતિથી થતું હતું. કોઈ સ્થળે ગરબડ નહિ, ક્રોધનો નિશ્વાસ સુદ્ધાં નહિ, કે અભિમાનની ગર્જના પણ નહિ. અમને જે પ્રદાન કરે છે તે અમે જમીએ છીએ અને જે નિરભિમાની મહાપુરુષ ભોજન આપે છે તે કહે છે:

> સાંઈયા સબકો દેત હય, પોખત હય દિન રૈન;
> લોક નામ મેરો કહે, યાતે નીચે નૈન. *

અર્થાત્ સર્વને આપનાર તે ઈશ્વર છે, જે નિશદિન સર્વનું

---

* નવાબ ખાનખાના, જે 'રહિમ' નામે હિંદી કાવ્યપ્રેમીઓને પરિચિત છે, તેનો દુહો નીચે મુજબ છે:

> દેનહાર કોઉ ઓર હૈ ભેજત સો દિન રૈન;
> લોક ભરમ હમપેં ધરેં યાતેં નીચે નૈન.

પોષણ કરે છે. લોકો મારું નામ લે છે કે હું દાન કરું છું તેથી લજ્જાથી ચક્ષુ નીચાં કરું છું.

બાબાએ જે કેટલાક દુહા સંભળાવ્યા હતા તે નીચે આપ્યા છેઃ

(૧) બહુત બીતી થોડી રહી, ક્ષીણ ક્ષીણ આયુ બિહાય,
થોડે દિનકે કારણે મત કલંક લગ જાય;

અર્થાત્ બહુ સમય થઈ ગયો. ક્ષણે ક્ષણે આયુષ્ય ઓછું થતું જાય છે. ધ્યાન રાખ કે થોડા સમય માટે કંઈ કલંક ન લાગે.

(૨) જળમાં બસે કુમુદિની, ચંદ્ર બસે આકાશ,
જો જાહુકે મન બસે, સો તાહુકે પાસ.

અર્થાત્ કુમુદિની પૃથ્વી પર જળમાં વસે છે અને ચંદ્ર ઘણે ઊંચે ગગનમાં વસે છે; પણ જ્યારે ચંદ્ર ઉદય થાય છે, ત્યારે કુમુદિની ખીલી નીકળે છે. બહારનું દૂરત્વ મિથ્યા છે. જેના હૃદયમાં જે વાસ કરે છે તે તેની પાસે જ છે.

(૩) બિના ભાગ જગ સુખ કહાં, મોક્ષ કહાં નર હોય;
ભોગ મોક્ષ જો નર ચહે, પુણ્ય કમાવે સોય.

અર્થાત્ ભાગ્ય વગર જગતમાં સુખની પ્રાપ્તિ નથી. તો મોક્ષની તો શી વાત કરવી? હે મનુષ્ય! મોક્ષ શી રીતે મળે? ઇહલોકમાં સુખભોગની અને મોક્ષની જે માણસને ઇચ્છા છે, તેણે સત્કર્મ કરી પુણ્ય પ્રાપ્ત કરવું જોઈએ; કારણ કે પુણ્ય વગર સુખપ્રાપ્તિની સંભાવના નથી.

(૪) ચાહ ગઈ ચિંતા ગઈ, મનમેં નહીં પ્રવાહ;
જીસ મનમેં સંતોષ હૈ, વો શાહનકો શાહ.

ચાહ અર્થાત્ કામના. જેના મનમાં ઇચ્છાનો લોપ છે, કોઈ પણ પ્રકારની ચિંતા નથી, કોઈ પણ જાતની મનમાં સ્ફુરણા નથી

અને જેના મનમાં સંતોષ છે તે શાહનો પણ શાહ છે.

(૫) ફિકર સબકો ખા ગઈ, ફિકર જગતકા પીર,
જો ફિકરકો ફાકી કરે, ઉસકા નામ ફકીર.

અર્થાત્ સર્વ જણને ફિકર ખાઈ ગઈ છે. ફિકર જ જગતનો પીર કહેતાં ગુરુ કે ઉપદેશક છે. ખરો ફકીર તો તે જ છે કે જે ફિકરને ખાઈ જાય છે; અર્થાત્ તેનો–ફિકરનો નાશ કરે છે.

(૬) જીવ ઈશકો ભેખ ધર સબમેં વર્તે આપ,
મેં એક દુસરા ઈશ તું યહિ દ્વૈત સંતાપ.

અર્થાત્ જીવ અને ઈશ્વર જુદા નથીઃ સર્વમાં તે જ પરમાત્મા વ્યાપક છે. હું એક અને ઇશ્વર બીજો કોઈ પૃથક્ છે, એવો જે દ્વૈતભાવ તે સંતાપનું કારણ છે.

(૭) રામકૃપા સદ્‌ગુરુદયા, સાધુસંગ જબ હોય,
તબ પ્રાની જાને કછુ, રહે વિષય રસ ભોય.

અર્થાત્ શ્રી રામની કૃપાથી, સદ્‌ગુરુની દયાથી જ્યારે સાધુસંગ થાય છે, ત્યારે જ જીવ જાણવા સમર્થ થાય છે, કે હું કેવો વિષયરસમાં મગ્ન હતો.

(૮) પરમાત્માસે આતમા, જુદા રહે બહુ કાલ;
સુંદર મેલા કર દિયા, સદ્‌ગુરુ મિલે દલાલ.

અર્થાત્ આત્મા અને પરમાત્મા બહુ વખત સુધી જુદા રહ્યા. જ્યારે સદ્‌ગુરુરૂપી દલાલ મળ્યા, ત્યારે જીવની ઉપાધિ દૂર કરી અને જીવાત્મા તથા પરમાત્માનો મેળાપ કરી આપ્યો.

(૯) **शान्तितुल्यं तपो नास्ति न संतोषात्परं सुखम् ।**
**न तृष्णायाः परो व्याधिर्न च धर्मो दयासमः ॥**

અર્થાત્ શાંતિ તુલ્ય તપ નથી, સંતોષ કરતાં બીજું વધારે

સુખ નથી, તૃષ્ણા કરતાં બીજો વ્યાધિ નથી અને દયા સમાન બીજો ધર્મ નથી.

(૧૦) યદ્યપિ અવલંબન વિના મન મુષા મુરઝાય;
વિષયાવલંબન વિપરીત ફળ સ્વરૂપાવલંબન સુખદાય.

(યદ્યપિ અવલંબન વિના મન મુષા મુરઝાય,
વિષય ગહે વિપરીત ફળ નિજરૂપ ગહે સુખદાય.)

(આ દુહામાં માત્રાઓ વધી જાય છે. પિંગળના નિયમનો ભંગ છે. એને સુધારીને કૌંસમાં મૂક્યો છે. આપણા સાધુઓ હિંદુસ્તાનના સર્વ સ્થળે વિચરે છે. તેમની ભાષામાં પંજાબી, મારવાડી, બિહારી શબ્દો દેખા દે છે; તેથી કાવ્યની દૃષ્ટિએ આ દુહાની રચના હોતી નથી. આશય માત્ર ઉપદેશનો જ હોય છે.)

અર્થાત્ અવલંબન વગર–આધાર વગર મનરૂપી મૂષક સુકાય છે. તેને ચેન પડતું નથી, તેને કંઈ આધાર જોઈએ છે. મનને જો વિષયનું અવલંબન મળે તો તેથી વિપરીત ફળ આવે છે; પરંતુ જો તેને નિજાત્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે તો તે સુખકારક નીવડે છે.

(૧૧) જો પરકાશે સર્વસેં તાકો લખે ન કોય,
દીપક ઘટહીં કો લખે, ઘટ દીપે નહિ જોય.

અર્થાત્ જે સર્વને પ્રકાશે છે, તેને કોણ પ્રકાશવાનું છે? દીપક ઘટને પ્રકાશે છે, પરંતુ ઘટ દીપકને પ્રકાશતો નથી.

(૧૨) ચા' ચુહડી, ચા' ચામ્હારી, ચા' નીચનકી નીચ,
ચા' ના હોતી બિચમેં (તો) સાક્ષાત્ થે ઈશ.

અર્થાત્ ચાહ–ઇચ્છા વા વાસના એ જ ભંગિણી, ચમારણ છે. મહાનીચની નીચ છે. જો વાસના ન હોત, તો કેવળ શિવસ્વરૂપ બ્રહ્મસ્વરૂપ હોત.

(૧૩) કર્તા ભોક્તા દેહ હું, યહિ જીવકો રૂપ,
જબ કર્તા આપે નહિ કેવળ શિવસ્વરૂપ.

અર્થાત હું જ કર્તા છું, હું જ ભોક્તા છું. આ મારો દેહ છે, આ બધાં જીવનાં લક્ષણુ છે. જ્યારે આવી ભાવના સંપૂર્ણરૂપે નષ્ટ થાય છે અર્થાત્ કે કર્તાભોક્તાપણું જતું રહે છે, ત્યારે શિવસ્વરૂપ થવાય છે.

(૧૪) યહ જગત્ હરિકા રૂપ હૈ, હરિરૂપ નજરે આય,
જો દૂજો મનમાં લખે, તહીં ભય વેદ બતાય.

અર્થાત્ આ જગત હરિરૂપ છે. પ્રાજ્ઞ જનોને હરિરૂપ જ તે, જે મનુષ્ય મનમાં દ્વૈતભાવ ધારણુ કરે છે તેને જ ભયકારક છે, એમ વેદ પુકારે છે.

(૧૫) અંતરમુખ વૃત્તિ વિના હોત ના અંતરસુખ,
બાહ્ય વૃત્તિસે જાત નાહીં, અંતરમનકો દુઃખ.

અંતરમુખી વૃત્તિ વગર અંતરસુખ કદાપિ થતું નથી; વળી બાહ્ય વૃત્તિથી (વિષયભોગાદિ દ્વારા) અંતરનું દુઃખ નાશ પામતું નથી.

(૧૬) ફૂલ કારન ફૂલી વનરાય,
ફલ ભયા તે ફૂલ વિલાય;
જ્ઞાને કારન કર્મ અભ્યાસ,
જ્ઞાન ભયે તે કર્મ નાશ.

અર્થાત્ વૃક્ષને ફૂલ થાય છે તેનું પ્રયોજન ફળ છે, ફળ માટે જ ફૂલ થાય છે. જ્યારે વૃક્ષ પર ફળ આવે છે, ત્યારે ફૂલનો નાશ થાય છે. એ પ્રમાણે જ્ઞાનની પ્રાપ્તિ માટે કર્મ, ઉપાસના અને અભ્યાસનું પ્રયોજન છે. જ્યારે જ્ઞાનરૂપી ફળ વિકસિત થાય, ત્યારે

કર્મનું પ્રયોજન રહેતું નથી. આપોઆપ જ કર્મનો ત્યાગ થાય છે.*

(૧૭) યહ તો ગતિ હય અટપટી, ઝટપટ લખે ન કોય,
જો મનકી ખટપટ મિટે તો ચટપટ દર્શન હોય.

અર્થાત્ આ ગતિ તો ખરેખર અટપટી છે. ઝટપટ સમજમાં આવતી નથી. જીવોના મનની ગતિ પરમેશ્વર તરફ દોડતી નથી—વળતી નથી. નાનાવિધ વાસનાથી મન ચંચલ રહે છે. જો મનની ખટપટ મટી જાય, વાસનાનો નાશ થાય, મન નિસ્તરંગ થાય, ત્યારે ઝટપટ—ત્વરાથી દર્શન થાય છે.

(૧૮) સતત બ્રહ્મઅભ્યાસસે, મલ વિક્ષેપકો નાશ,
જ્ઞાનદૃઢ નિર્વાસના જીવન્મુક્તિ પ્રતિભાસ.

અર્થાત્ સતત બ્રહ્મઅભ્યાસથી અંતઃકરણના બે દોષ—મલ અને વિક્ષેપનો નાશ થાય છે. ચિત્ત નિર્મળ થાય છે. દૃઢ જ્ઞાન અને નિર્વાસનાથી જીવનમુક્ત અવસ્થાને પ્રાપ્ત કરી શકાય છે.

(૧૯) કો કહે દુઃખ દરિયાવ, કો કહે સુખ સંસારમેં,
નહિ કટુ મધુર સ્વાદ, મૃગતૃષ્ણાકે નીરમેં૧.

અર્થાત્ કોઈ કહે છે, કે આ સંસારમાં અનેક પ્રકારનાં સુખ છે; કોઈ કહે છે, કે સંસાર દુઃખનો દરિયો છે. ખરી વાત તો એ છે, કે જેમ મૃગતૃષ્ણાના નીરમાં કટુમધુર સ્વાદ જેવું કંઈ છે નહિ, તેની માફક સંસારમાં સુખ અને દુઃખ ભ્રાંતિરૂપ છે.

---

* सर्वकर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ।

હે પાર્થ! અખિલ કર્મનો જ્ઞાનમાં સમાવેશ થાય છે; અર્થાત્ જ્ઞાન એની પરાકાષ્ઠા છે.

'ऋते ज्ञानान्न मुक्तिः' જ્ઞાન સિવાય મુક્તિ થતી જ નથી—અનુવાદક.

૧ મૂળના દુહાને સોરઠામાં અનુવાદકે ફેરવી નાંખ્યો છે. અસલમાં પ્રાસ મળતા ન હતા.

(૨૦) ભોગ આશ મરુભૂમિવત્ તૃપ્તિ કિન્તુ ન પાય;
શાંતિ સુખ ગમાયકે ભવમેં ફિરે ભવાય.

અર્થાત્ સુખ અને ભોગની આશા મરુભૂમિ તુલ્ય છે. ભોગથી મનુષ્યને કદાપિ તૃપ્તિ નથી. જીવ શાંતિરૂપી સુખને ગુમાવી પૃથ્વીમાં પુનઃ પુનઃ આવજા કરે છે.

(૨૧) કર્તા ભોક્તા દેહ હૈ, યહી જીવકો રૂપ;
જબ કર્તા આપે નહિ, કેવલ શિવસ્વરૂપ.

જીવનું લક્ષણ એ છે, કે તે પોતાને કર્તા અને ભોક્તા લેખે છે. જ્યારે તેનું આ કર્તા અને ભોક્તાપણું નષ્ટ થાય છે, ત્યારે તે શિવરૂપ બની જાય છે; પછી જીવશિવ વચ્ચેનો ભેદ રહેતો નથી.

(૨૨) કહાં ઈશિતા, જીવતા પૂરણુ ચિદ્દઘન ભાન;
છોટી મોટી લહર જલ સતત બનતે આન.

અર્થાત્ કહાં ઈશિતા અને કહાં જીવતા? આ બન્ને વચ્ચે વાસ્તવિક ભેદ નથી. તે પૂરણુ ચિદ્દઘન ભાન છે—જેમ સમુદ્રમાં નાનીમોટી લહેરો—તરંગો હમેશ ઉત્પન્ન થાય છે.

(૨૩) મનપક્ષી તબ લગ ઊડે વિષયવાસના માંય.
જ્ઞાનબાજકી ઝપટમેં જબ લગ આવત નાંય.

અર્થાત્ મનરૂપી પક્ષી ત્યાં સુધી વિષયવાસનામાં ઊડે છે, કે જ્યાં સુધી જ્ઞાનરૂપી બાજના સપાટામાં તે આવતું નથી.

(૨૪) બ્રહ્મજ્ઞાની સદા નિર્લેપ,
જૈસે જલમેં કમલ અલેપ;

અર્થાત્ જેમ જળમાં વસવા છતાં કમળ જળથી અલિપ્ત રહે છે, તેમ બ્રહ્મજ્ઞાની મનુષ્ય સંસારમાં રહેવા છતાં સંસારથી લિપ્ત થતો નથી.

(૨૫) નહિ જ્ઞાનકી ગાંઠડી, નહિ ચાતુરકો ચોજ,
મનકી કલ્પના મિટની યહી અનુભવકો ઓજ.

અર્થાત્ જ્ઞાનની ગાંઠડી કે પોટલું હોતું નથી. ચતુર મનુષ્ય જે કરે છે, તે કરી દેખાડવાની વસ્તુ કે પદાર્થ નથી, જ્યારે મનની કલ્પના ને કામના મટી જાય છે, ત્યારે જ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. એ જ અનુભવનો સાર છે.

બાબાએ એક દિવસ ભક્ત કબીરનો દુહો અમને કહી સંભળાવ્યો હતો. તેઓએ જણાવ્યું હતું, કે ભક્ત કબીર ઝૂંપડીમાં રહેતા હતા, તેનાથી થોડે દૂર કસાઈખાનું હતું, જ્યાં પ્રાણીઓની કતલ કરવામાં આવતી હતી. ભક્ત કબીરે મનની આ પ્રમાણે સમજૂતી કરી હતીઃ

(૨૬) કબીરા તેરા ઝોંપડા, ગલકટોંકે પાસ;
જો કરેગા સો ભરેગા, તું કયોં ભયે ઉદાસ ?

અર્થાત્ હે કબીર! તારું ઝૂંપડું ગળું કાપનારની પાસે છે– ખાટકીની નજીકમાં છે; તેથી તું શા માટે ઉદાસ થાય છે? જે જેવું કરશે તેવું ભરશે, જેનાં જેવાં કર્મ છે, તે પ્રમાણે તેમને ફળ મળશે. એમાં તારે દુઃખી થવાનું કારણ નથી.

★

# પ્રથમ તરંગ

ભક્તોની ઇચ્છા એવી હોય છે, કે બાબાને ઘેર બોલાવવા; પરંતુ તેમ બની શકતું નથી. આખરે ભક્તોની માગણી સ્વીકારી બાબા બંગાળામાં જવા માટે સંમત થયા. બંગાબ્દ ૧૩૩૭ પૂરું થવા આવતાં ફાલ્ગુનની સુદ એકમને દિવસે બાબાએ કૈલાસ છોડી બંગાળા તરફની યાત્રા શરૂ કરી.

કલકત્તા રહેવાનું બાબા પસંદ કરતા ન હતા. તેઓનું કહેવું એમ હતું, કે તે અતિ પ્રવૃત્તિવાળું સ્થાન છે, આથી કલકત્તાની પાસે લીલુવા બાબાના વાસસ્થાન માટે નક્કી કરવામાં આવ્યું. બાબાના ભક્ત, સર હુકમીચંદ સ્વરૂપચંદ નામના મારવાડીના મહેલ જેવા ઘરમાં બાબા આવી પહોંચ્યા.

બાબા આવ્યા ન આવ્યા એટલામાં તો કલકત્તા ને તેની પાસેના સ્થાનમાંથી ભક્તો ત્યાં આવવા માંડ્યા. તે સ્થળમાં પણ બાબાને નિરાંત નથી. સતત જનપ્રવાહ તેમની તરફ ઢળે છે. બાબા થોડા દિવસ ત્યાં રહી ત્રિપુરા પધાર્યા. ગત વર્ષના કુંભમેળા સમયે ઝુન્સીના રેતાળ ટેકરા પર બાબાની છાવણીમાં ત્રિપુરાના રાજપરિવાર સાથે બાબાનો પ્રથમ પરિચય થયો હતો. ત્યારબાદ રાજપરિવારના ઘણા માણસો બાબાનાં દર્શન કરવા કૈલાસ આવ્યા હતા. કેટલાક દિવસ જશિડિ રહી બાબાને ત્રિપુરા પધારવા માટે આગ્રહપૂર્વક નિમંત્રણ કર્યું હતું. બાદ ત્રિપુરાના મહારાજે પત્ર લખીને બાબાની યાત્રા માટે સર્વ વ્યવસ્થા કરી આપી હતી.

રાજધાનીમાં રાજમહેલમાં બાબાને રહેવા માટે સુસજ્જિત ઓરડો તૈયાર કરવામાં આવ્યો છે. બાબાને ત્યાં રહેવું પસંદ પડ્યું નહિ અને ચાના બગીચામાં એક નાના બંગલામાં તેઓ રહેવા લાગ્યા.

ત્રિપુરાથી બાબા સુસંગ ગયા. સુસંગ માયમનસિંગ જિલ્લામાં આવ્યું છે. સુસંગ અતિ પ્રાચીન રાજ્ય છે અને ગારો નામનો પહાડ આ રાજ્યની સીમામાં છે. હમણાં આ પહાડ અને જંગલ બ્રિટિશ અધિકારમાં છે. રાજ્યેશ્વરને વંશાનુક્રમે મહારાજની ઉપાધિ મળી છે. આ પદવી પૂર્વે રાજા માનસિંહે આપી હતી.

આ મહારાજના ભ્રાતા અને તેમનાં પત્ની બાબાનાં મંત્રશિષ્ય છે. તેમના આમંત્રણથી બાબા સુસંગ પધાર્યા હતા. તેમને રજવાડામાં રહેવું પસંદ ન હતું. થોડે દૂર આંબાવાડિયાની પાસે ખુલ્લી જગ્યામાં તંબૂ ઠોકાવી બાબા ત્યાં રહેવા લાગ્યા. તેમની સાથે એક જ સહચર હતા અને તે શ્રી હજૂરાનંદજી અવધૂત. તેઓ બાબાની પાસે કૈલાસમાં રહેતા હતા અને કોઈ કોઈ વાર તેઓ બન્ને સાથે દેશમાં ભ્રમણ કરતા હતા. કોઈ દહાડો બાબા ત્રીજા માણસને સાથે લઈ ભ્રમણ કરતા નથી.

આ ખુલ્લા સ્થાનમાં અતિસુંદર પ્રાકૃતિક દશ્યો વચ્ચે રહી બાબા આનંદ અનુભવતા હતા. દૂરમાં શૈલમાળા, પાસે જ નદી અને સેવામાં સેવાભાવી ભક્તિમતી રાણી સુરમાદેવી અને તેમના સુપુત્રો હતા.

ઘણું કરીને એક સ્થાનમાં એક પખવાડિયાથી વધારે બાબા રહેતા નથી. સુસંગમાં બાબા એક પખવાડિયું રહ્યા અને પછી રાજશાહી તરફ રવાના થયા. બાબાના સમાચાર પત્રો અને તારથી આવતાજતા હતો. અમારી આકુળ પ્રાર્થના સ્વીકારી રાજશાહીમાં અમારે ઘેર પધારતા હતા, એ વાત ચોમેર પ્રસિદ્ધિ પામી હતી.

વૈશાખ માસની ચોથને દિવસે સવારે બાબા પધાર્યા.

પદ્મા નદીમાં સ્નાન કરી આવી, બાર વાગતાં પહેલાં ભોજન વગેરે સમાપ્ત કર્યું. શ્રી. હજૂરાનંદજી બાર વાગ્યા પછી ભોજન કરતા નથી. ફુરસદે બાબાએ અમને ત્રિપુરા અને સુસંગની કેટલીક વાતો કરી. સુસંગનું પ્રાકૃતિક દશ્ય ત્રિપુરા કરતાં ઘણું જ સુંદર

છે. આ સ્થાનમાં ઠંડક વધારે છે. નદીમાં ઘણાં માછલાં, ખેતરમાં ધાન્ય અને જંગલમાં હરિણાદિ સુખથી ફરે છે.

બપોરના બાબાને લઈ અમે પદ્મા નદીને કાંઠે ફરવા ગયાં. પાસે જ એક વૃદ્ધ સ્ત્રી એક ઝૂંપડીમાં એકલી રહેતી હતી.

કોઈ કોઈ વખત અમે તેને મળવા જતાં હતાં. આજ બાબાને લઈ અમે ત્યાં ગયાં. બાબાને જોઈને તે વૃદ્ધ સ્ત્રીને અતિશય આનંદ થયો અને તેણે કહ્યું: 'આજ પરમહંસ બાબા આવ્યા છે.' બાબાએ કહ્યું: 'સીતારામ કહો.'

તે વૃદ્ધ સ્ત્રીએ કહ્યું: 'રામનું નામ તો લઈ શકું છું, પણ સીતાનું શા માટે? સીતામાં અને મારામાં શો ભેદ છે?'

બાબા હસ્યા. તે વૃદ્ધાએ અમારા સર્વના હાથમાં, એટલું જ નહિ પણ, બાબાના હાથમાં સુદ્ધાં બે પતાસાં મૂકયાં. બાબાએ તે અતિઆદરથી ગ્રહણ કર્યાં.

તે દિવસે સંધ્યાસમયે જ્યારે બાબાને ચરણે સભા ભરી બેઠાં હતાં, ત્યારે બાબાએ અમને અમૂલ્ય ઉપદેશ આપ્યો. બાબાએ કહ્યું હતું કે તપ એ મનનો વ્યાપાર છે. મન અને પ્રવૃત્તિની ગતિનો રોધ કરવો એનું નામ તપસ્યા. તપસ્યાનો અર્થ છે દમન. મનના અશુભ સંકલ્પ, પ્રવૃત્તિ અને ઈંદ્રિયાદિનો દમનપૂર્વક ચિત્તશુદ્ધિ માટે જે પ્રયત્ન, તેને જ તપ કહેવામાં આવે છે. એને માટે મન ઉપર ગફલત વગર પહેરો રાખવો જોઈએ. જો કોઈ પણ પ્રકારનો અશુદ્ધ ભાવ મનમાં પેદા થાય, તો તે જ ક્ષણે તેને શિક્ષા કરવી જોઈએ–તેને મારી હટાવવો જોઈએ. મનનો એવો સ્વભાવ છે કે એક જ સમયે બે વિષયને તે સાથે રાખી શકતું નથી; એથી જો મનને સત્સંગમાં યોજવામાં આવે, તો પોતાની મેળે મનના ખરાબ ભાવ આપોઆપ સરી જાય છે.

મનનું દમન કરવા માટે બાબાએ બે ઉપાય બતાવ્યા હતા: એક 'હઠસે', દુસરા 'પ્રેમસે' અર્થાત્ મનને પટાવીને. આ બીજા

ઉપાયથી જ સારાં ફળ પ્રાપ્ત કરી શકાય છે; કારણ કે વિચારપૂર્વક જે કરવામાં આવે તેનું ફળ સ્થાયી હોય છે. તરંગમાં કે જોસમાં જો એકાદ કામ કરવામાં આવે, તો તેનું ફળ સ્થાયી થતું નથી.

બાબા બોલ્યા હતા: 'કાર્ય કરવા પહેલાં તેનો વિચાર કરવો એ જ ઉત્તમ છે. મનમાં કોઈ પણ પ્રકારનો સંકલ્પ કે પ્રેરણા ઉત્પન્ન થાય તો તેનું પરિણામ શું આવશે, તેનો પૂર્વે વિચાર કરવો જોઇએ. વિચાર કરતાં જો તેમાં દોષ દેખાય, તો તેનો મૂળથી જ ત્યાગ કરવો ઉચિત છે; નહિ તો પછીથી તેને હઠાવી કાઢવો કઠિન છે.'

બાબાએ ફરીફરી અમોને કહેલું છે, કે પ્રવૃત્તિ વા તૃષ્ણાનું ફળ દુઃખ છે, જ્યારે સંતોષનું ફળ શાંતિ છે. વૈરાગ્યથી નિવૃત્તિ પમાય છે. જો વાસનાનો ઉચ્છેદ ન થાય તો સંતોષનો સંભવ નથી. જે મનુષ્ય સંતોષરૂપી સમુદ્રમાં ડૂબેલો રહે છે, તે મનુષ્યને સંપૂર્ણ સુખ પ્રાપ્ત થાય છે. સાધુ કોઈ પણ પદાર્થ ગાંઠે બાંધતો નથી, ભગવાન જ્યારે જે આપે ત્યારે તે સંતોષથી ખાઈ લે છે, તે સાધુની પાછળપાછળ ભગવાન ફરે છે. તે સાધુને ક્ષુધાનું કષ્ટ સહન કરવું પડતું નથી, તેને કોઈ પણ જાતનો અભાવ રહેતો નથી.

બાબાએ કહ્યું હતું:

'ગિરહ ગાંઠ નહિ બાંધતે, જબ મિલે તબ ખાય;
ગોવિંદ તાકી પિછે ફિરે, મત ભૂખે રહ જાય.'

એક દિવસ બપોરે બાબાનાં દર્શન કરવા 'સ્ટુડન્ટ્સ હોમ'માંના કેટલાક વિદ્યાર્થીઓ આવ્યા હતા. બાબાએ તેમને અનેક પ્રકારનો ઉપદેશ આપ્યો હતો. બાબાએ કહ્યું: મનુષ્ય અને જંતુમાં શો ફેર છે? મનુષ્ય આહાર કરે છે, પોતાનાં સંતાનનું પાલન કરે છે, તેમ જંતુઓ પણ કરે છે. ઉભયની વૃત્તિ એક જ પ્રકારની છે ફેર માત્ર એટલો છે કે મનુષ્યો પરમાત્માનું ચિંતન કરી શકે છે—પરમાત્મા સાથે મળી જઈ શકે છે, જ્યારે જંતુઓ તેમ કરી શકતાં નથી. જે પૂર્વજન્મનાં કરેલાં સુકર્મના ફળરૂપે મનુષ્યયોનિમાં જન્મ

લીધો છે, તો આવો અનુપમ સુવર્ણ સમ સુયોગ વૃથા ગુમાવવો ઉચિત નથી. મનુષ્ય માત્રે પોતાનું લક્ષ્ય મોક્ષની પ્રાપ્તિ છે એમ સમજવું ઉચિત છે. મોક્ષલાભ માટે મહર્ષિ અષ્ટાવક્રે રાજર્ષિ જનકને કહ્યું છે:

**मुक्तिमिच्छसि चेत् तात ! विषयान् विषवत् त्यज ।**
**क्षमार्जवदयातोषसत्यं पीयूषवद् भज ॥**

અર્થાત્ હે તાત! જો તારે મુક્તિલાભની ઇચ્છા હોય, તો વિષયને વિષવત્ સમજી તેનો ત્યાગ કર; ક્ષમા, આર્જવ, દયા, સંતોષ અને સત્યને× અમૃતવત્ સમજી તેને ભજતો રહે, તેનું અનુશીલન કર.

સત્યમાં કેટલી શક્તિ છે તે સમજાવવા સારુ બાબાએ એક વાત કહી.

એક ચોરને એમ ઇચ્છા થઈ કે કોઈ મહાત્મા પાસે દીક્ષા લેવી. આથી તે મહાત્મા પાસે ગયો. તેમના ચરણમાં પ્રણામ કરી, તેણે પોતાની ઇચ્છા જણાવી અને તે ઉપરાંત પોતાના ચરિત્રમાં શા શા દોષ હતા, તે પણ કહ્યા. મહાત્મા તેની આવી સરળતા જોઈ પ્રસન્ન થયા અને તેને દીક્ષા આપી અને અનુજ્ઞા કરી, કે આજથી તારે કદાપિ મિથ્યા વાક્ય બોલવું નહિ. તે ચોર હા કહી, ત્યાંથી વિદાય થયો.

એક સમયે આ ચોરે રાજાની અશ્વશાળામાંથી રાજાના પ્રિય ઘોડાને ચોર્યો. જ્યારે તે ઘોડા પર બેસી પલાયન થતો હતો, ત્યારે રાજાના પ્રહરીએ તેને પકડ્યો. જ્યારે તેણે તેને પ્રશ્ન કર્યો: 'તું

---

× ક્ષમા, આર્જવ, દયા, સત્યાદિ માટે ગીતામાં ઘણે સ્થળે ઉપદેશ છે: જેમ કે—

अमानित्वमदम्भित्वमहिंसाक्षान्तिरार्जवम् । ગી. ૧૩–૭
शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च । ગી. ૧૮–૪૨
अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् । ગી. ૧૭–૧૫

અનુવાદક

કોણ છે?' ત્યારે તેણે જવાબ આપ્યો: 'હું ચોર છું.' પ્રહરીએ વિચાર કર્યો, કે જો તે ચોર હોય તો કદાપિ કાળે પોતાને મોંએ ચોર છે, એમ કહે નહિ. જરૂર આ માણસ રાજાનો કોઈ અતિથિ અથવા તો તેનો મિત્ર હોવો જોઈએ. મારી મશ્કરી કરવા તે આમ બોલે છે.

પ્રહરીએ તેને છોડી દીધો. તે ચોર ઘોડા પર બેસી ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તામાં ગુરુનો આશ્રમ આવતો હતો, તેથી તે ઘોડાને આશ્રમની બહાર બાંધી ગુરુને પ્રણામ કરવા અંદર ગયો. એટલામાં ઘોડારમાંથી કોઈ ઘોડો ચોરી ગયું છે, એ વાતની જાણ થઈ અને ચોરને પકડવા માટે ચોમેર માણસો છૂટ્યાં. એક પ્રહરી ઘોડાનાં પગલાંની નિશાનીને અનુસરતો–પગેરું કાઢતો–આશ્રમ પાસે આવી પહોંચ્યો, જોયું તો બહાર ઘોડો બાંધેલો છે; પણ તેનો રંગ સફેદ છે, જ્યારે રાજાના ઘોડાનો રંગ કાળો હતો.

આ તરફ તે ચોર ગુરુને પ્રણામ કરી બહાર આવ્યો અને જોયું તો કેટલાક ઘોડેસવાર તે સફેદ ઘોડાને નીરખી રહ્યા છે. તે ચોર પણ ઘોડાનો રંગ બદલાયલો જોઈ આશ્ચર્ય પામ્યો. તેણે હસીને ઘોડેસવારને પૂછ્યું:

'તમે શું જોઈ રહ્યા છો?'

એક સવારે ઉત્તર આપ્યો: 'રાજાનો માનીતો ઘોડો ચોરાઈ ગયો છે. આ જ તે ઘોડો કે બીજો, તે જોઈએ છીએ. તમને તે સંબંધી કંઈ ખબર છે?'

તે ચોરે જવાબ આપ્યો: 'આ જ રાજાનો ઘોડો છે અને હું જ તે ચોરી લાવ્યો છું.'

તે ઘોડેસવારો સમજ્યા કે આ તો આપણી મશ્કરી કરે છે. એમ સમજી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા અને રાજાને સઘળી હકીકત નિવેદન કરી.

થોડા દિવસ પછી નગરપાલે તે ચોરને સંશયપરથી ચોરી માટે પકડી રાજાની આગળ ઊભો કર્યો. તેની વિરુદ્ધમાં કંઈ ઝાઝો પુરાવો ન હતો. રાજાએ તેને પૂછ્યું: 'તેં ચોરી કરી છે?'

ચોરે ખુલ્લા દિલથી કહ્યું: 'હા.'

રાજા: 'શી રીતે ચોરી કરી?'

ચોરે કંઈ પણ છુપાવ્યા વગર ખરી હકીકત જણાવી દીધી. રાજા તેની સત્યનિષ્ઠા જોઈ ખુશી થયો. તેને રાજ્યમાં એક નોકરી આપી અને ચોરી કરવાનું છોડી દેવાની આજ્ઞા કરી. તે ચોરે પણ ચોરી કરવાનું છોડી દીધું અને ધીમેધીમે બુદ્ધિના પ્રભાવથી, તે પોતાની ઉન્નતિ કરવા લાગ્યો. એમ કરતાં તેના સઘળા કુસંસ્કાર દૂર થયા અને અંતે સત્યનિષ્ઠાના પ્રતાપથી તે મંત્રીપદ સુધી પહોંચ્યો; એટલું જ નહિ, પણ મહાત્માના એક યોગ્ય શિષ્ય તરીકે પોતાનો પરિચય આપવા તે સમર્થ થયો.

વાત પૂરી કરી ફરવા માટે બાબા બહાર ગયા. થોડો સમય ફરીફરીને સંધ્યાને સમયે જ્યારે બાબા ઘેર પાછા ફર્યા, ત્યારે તેમના ચરણ ધોવા અમે ચોતરફથી આવી લાગ્યાં. સર્વનો આગ્રહ તો જુઓ! કોઈ જળ રેડે છે: કોઈ પગ પખાળે છે: કોઈ તે લૂછે છે. છ માણસોએ તેમના ચરણને પકડ્યા છે. કોઈ પંખો નાંખે છે, જેને બીજું કંઈ કામ કરવાનું મળતું નથી, તે બાબાની લાકડી ધોઈને લૂછે છે. બાબા 'ના' કહીને કોઈના મનને દુભવવા ઇચ્છતા નથી. જ્યાં સુધી સેવા ચાલે છે, ત્યાં સુધી તેઓ ધીમેથી મૃદુ સ્વરે બોલે છે: 'શિવોહમ્, શુદ્ધોહમ્, નિરંજનોહમ્, નિર્વિકારોહમ્, સચ્ચિદાનંદસ્વરૂપોહમ્.' બાબા મનમાં શું વિચાર કરતા હશે, તેનું ભક્તવાચકો સારી રીતે અનુમાન કરી શકશે. ત્યારપછી બાબાની પાસે અમે વિંટળાઈ બેઠાં અને તેમનો ઉપદેશ સાંભળતાં હતાં, ત્યારે કોઈ ક્રોધી પુરુષની વાત નીકળી. તે પર બાબાએ એક વાત સંભળાવી:

એક ધર્મશીલ અતિથિપરાયણ પુરુષને અતિશય ક્રોધિષ્ઠ સ્ત્રી હતી. એથી તે મનમાં ઘણો જ દુઃખ પામતો હતો; પરંતુ કોઈ પણ રીતે સ્ત્રીનો સ્વભાવ ફેરવી શકવા તે સમર્થ ન હતો. આથી તે પોતાની ઇચ્છાનુરૂપ અતિથિસેવા કરી શકતો નહિ, તોપણ તે સેવાકાર્યમાં પ્રમાદ કરતો નહિ.

એક દિવસ એક સાચા સાધુ તેને ઘેર પધાર્યા. ઘરધણીએ તેમનો આદરસત્કાર કર્યો અને તેમને બેસાડ્યા. તથા સ્ત્રીને રસોઈ કરવા કહ્યું. ગૃહપતિને કંઈ ખાસ કામ માટે બહાર જવું પડયું. બહાર જવા પૂર્વે તેણે અતિથિને પોતાની સ્ત્રીના સ્વભાવ સંબંધી થોડો ઇશારો કર્યો હતો.

અતિથિને થોડીવારમાં જણાયું કે તેના સ્વામીએ પોતાની સ્ત્રીનો પરિચય આપવામાં કંઈ અત્યુક્તિ કરી ન હતી. રસોઈ શરૂ કરતાં જ માઈએ ગાળાગાળી શરૂ કરી. ઘરમાં એક બાજુએ બેઠાબેઠા સાધુ ગાળો સાંભળતા હતા. તેઓ ચુપચુપ નિર્વિકાર બેઠા હતા. ધીમેધીમે ગાળોનું જોર વધવા માંડયું. રસોઈ તૈયાર થતાં માઈએ કઠોર સ્વરે છણકો કરી અતિથિને ભોજન કરવા કહ્યું. સાધુ કંઈ પણ બોલ્યાચાલ્યા વગર જમવા લાગ્યા. જમતી વખતે અટકયા વગર ગાળોનો વરસાદ વરસવા લાગ્યો. સાધુએ મૌન ધારણ કરી, કોઈ પણ જાતનો ક્રોધ કે વિરક્તિ દાખવી નહિ. સાધુને નિરુત્તર જોઈ, માઈના ગુસ્સાનો પારો વધારે ઊંચો ચઢ્યો. છેવટે તેણે બળતું ખોયણું લઈ, ક્રોધના આવેશમાં સાધુની મૂછોને લગાડયું. કોઈ પણ જાતના ક્રોધનો વિકાર જણાવ્યા વગર સાધુ મહારાજ ડાબા હાથે મૂછોને હોલવતા જમણે હાથે ભોજન કરવા લાગ્યા. તેઓના પ્રશાંત વદન પર કોઈ પણ જાતની લાગણીનું ચિહ્ન ન હતું. માઈ હારી ગઈ, સ્તંભિત થઈ ઊભી રહી.

સાધુનો નિરભિમાન સ્વભાવ, ક્ષમા અને ધૈર્ય જોઈ માઈ આશ્ચર્ય પામી. તેણે મુગ્ધ અને અનુતપ્ત ચિત્તે સાધુને પગે પડી ક્ષમા

માગી. છેવટે સાધુની પાસે તેણે દીક્ષા લીધી અને પહેલાના સ્વભાવનો હમેશ માટે ત્યાગ કર્યો.

બાબાએ કહ્યું કે ધૈર્ય અને ક્ષમા દ્વારા ક્રોધ પર જય મેળવી શકાય છે. ક્રોધને સમયે જો કોઈ વાદવિવાદ કરે, તો વધારે ક્રોધ ચઢે છે–ક્રોધની નિવૃત્તિ થતી નથી. ધૈર્યનું અનુશીલન કરવાથી, ક્ષમાભાવની વૃદ્ધિ થાય અને ક્ષમાનું અનુશીલન કરવાથી ધૈર્યની વૃદ્ધિ થાય છે.

ઘરની અંદર અતિશય ગરમી થતી હોવાથી બાબા વરંડામાં સૂતા. અમે કહ્યું: 'રાત્રે કંઈ કામ પડે તો નોકરને બોલાવજો.' બાબાએ પ્રત્યુત્તર આપ્યો: 'માઈ, મારે તો કોઈ જાતનું કામ પડતું નથી.' એમ કહી તેમણે તેમના જીવનમાંની એક ઘટના કહી સંભળાવી.

પરિભ્રમણ કરતાંકરતાં કોઈ એક પોલિસ અધિકારી સાથે બાબાને પરિચય થયો. તે બાબાથી મુગ્ધ થયો અને તેમની પાસે તેણે દીક્ષા ગ્રહણ કરી. બાબાને જંગલમાં ફરવાનું, તેથી બાબા માટે તેણે એક તંબૂની વ્યવસ્થા કરી. બાબાએ તે લેવા માટે ના પાડી અને કહ્યું: 'અમે વનવાસી માણસ, કોઈ વખતે ક્યાં હોઈએ, તેનું ઠેકાણું નહિ. તમારા તંબૂનો કોણ પહેરો ભરશે? કોઈ કદાપિ ચોરી જાય તો તમારે તેને માટે સરકારને જવાબ દેવો પડશે.' બાબાની વાત તેને સુસંગત લાગવાથી એક માણસને તંબૂ પર પહેરો ભરવા માટે રોક્યો. બાબાએ તેમના શયનગૃહમાં કોઈને સાથે રાખ્યો નથી. તેઓ એકલા શયન કરતા હતા. તંબૂમાં જુદાજુદા ભાગ ન હતા. એક જ ઓરડો હતો, તેથી તે માણસ ભારે વિમાસણમાં પડ્યો. તેણે બાબાને કહ્યું: 'તેનાથી આ જંગલમાં એકલા નહિ સૂઈ શકાય.' વાઘનો ભય, સાપનો ભય અને ભૂતનો ભય, એમાંથી એકાદ ભય તો જંગલમાં ખરો ને ખરો જ. બાબાએ તેને કહ્યું: 'તું નિર્ભયપણે તંબૂમાં સૂઈ જજે; હું તંબૂની બહાર ઝાડ નીચે શયન કરીશ.'

બાબાની વાત સાંભળી અમે સર્વ હસી પડયાં. અને પૂછયું: 'આ પ્રમાણે બાબા, તમે કેટલી રાતો કાઢી હતી ?'

બાબાએ ઉત્તર આપ્યો: 'આ પ્રમાણે બેત્રણ રાત્રીઓ વ્યતીત કરી, કોઇને પણ કંઈ કહ્યા વગર બીજે ચાલ્યો ગયો. તે પોલીસઅધિકારીને આમાંની કંઈ ખબર પડી નહિ.'

બીજે દિવસે સવારે જોયું તો બાબા 'પ્રબોધચંદ્રોદય' નામના નાટકમાંના કોઈ એક શ્લોકનો અર્થ મારા સ્વામીને સમજાવતા હતા. તે સઘળા શ્લોક અને તેમનો અર્થ સ્મરણમાં નથી. એક શ્લોકનો અર્થ આ પ્રમાણે છેઃ

ક્ષમા આવી વિવેક મહારાજને કહે છે: 'હે દેવ! સાંભળો. માણુસ જ્યારે ક્રોધ કરે, ત્યારે તેણે મૌન ધારણ કરવું જોઈએ. જો તે ગાળો દેવા માંડે તો તેની પ્રત્યે મીઠો વ્યવહાર કરવો જોઈએ; આથી પણ જો તેનો ક્રોધ શાંત ન થાય અને જો તે ધિક્કાર કરે તો તેને પગે પડી, વિનયથી તેને સમજાવવો તથા તેના પ્રત્યે કરુણા બતાવી તેના શરીરમાંના ચંડાલરૂપી ક્રોધને દૂર કરવા ભગવાનને પ્રાર્થના કરવી. જો ક્રોધી માણુસ મારવાનો આરંભ કરે, તો તેના પ્રત્યે ગુસ્સે ન થતાં, મનમાં એમ લાવવું કે એથી આપણાં પૂર્વજન્મનાં દુષ્ટકર્મોનો નાશ થાય છે. આપણે બીજાની પાસેથી પીડા પામીએ કે અપમાન ભોગવીએ છીએ, તે આપણા પૂર્વજન્મનાં કર્મફળ માટે જ છે. એ સમજવું જોઈએ કે માણુસ તો નિમિત્ત માત્ર છે.

બાબાએ કહ્યું કે, શ્રી રામચંદ્રજીએ વનવાસ સમયે ગુહ નામના ચંડાલને ત્યાં આતિથ્ય સ્વીકાર્યું હતું. તે સમયે ગુહે લક્ષ્મણને કહ્યું હતું: 'આવો બંધુ, આપણે બંને ભરતનો સંહાર કરી શ્રીરામચંદ્રને રાજ્ય આપીએ.' તેના જવાબમાં લક્ષ્મણે કહ્યું હતું:

**सुखस्य दुःखस्य न कोऽपि दाता**
**परो ददातीति कुबुद्धिरेषा ।**

अहम् करोमीति वृथाभिमानः
स्वकर्मसूत्रे ग्रथिता हि लोकाः ॥

ભાવાર્થ: સુખદુઃખ કેરો નહિ કોઈ દાતા,
દે અન્ય તેને કથતી કુબુદ્ધિ;
'હું તે કરું છું'—અભિમાન ખોટું,
સ્વકર્મસુત્રે ગ્રથિતા જ લોકો.

ત્યારપછી બાબાએ કહ્યું: મલિન અહંકારનો ત્યાગ કરવો જોઈએ. અહંકારની સાથે માયા આવે છે. અકર્તૃત્વ બુદ્ધિ રાખવી જોઈએ. નટ કે મેનેજરની બુદ્ધિથી સર્વ કામ કરવાં જોઈએ. તેમ કરવાથી મલિન અહંકારનો નાશ થાય છે. બાબા કહે છે કે અહંકાર બે જાતના છે; એક શુદ્ધ અને બીજો મલિન. હું આત્મસ્વરૂપ છું, શુદ્ધ છું, એ જાતનો અહંકાર દોષરૂપ નથી; પરંતુ તે મુક્તિના હેતુરૂપ છે. હું રાજા છું, મારી માનપ્રતિષ્ઠા છે, હું મોટો પંડિત છું, હું શ્રેષ્ઠ બ્રાહ્મણ છું, મારામાં બહુ ક્ષમતા છે, મારે ત્યાં બહુ દાસદાસીઓ છે; આ મલિન અહંકાર છે અને તે ત્યાગવા યોગ્ય છે. આવા અહંકારથી જીવનું સહસા રક્ષણ થતું નથી. બાબાએ ત્યારપછી નારદ ઋષિ સંબંધી એક આખ્યાયિકા સંભળાવી:

એક સમયે દેવર્ષિ નારદ પોતાની વીણા લઈ હરિનામ ગાતા ભ્રમણ કરતા હતા. સહસા એક ઘણી જ શોકાતુર વૃદ્ધ સ્ત્રી તેમની નજરે પડી. તેમણે તેને પૂછ્યું: 'તું શા માટે રડે છે?' તે વૃદ્ધાએ કહ્યું: 'મારો પુત્ર મરી ગયો છે.' પછી તે રડવા લાગી. નારદ તે વૃદ્ધ સ્ત્રીના દુઃખથી લેશ પણ વ્યથિત થયા વગર મનમાં વિચાર કરવા લાગ્યા: 'આ સર્વ માયાનું કાર્ય છે. હું માયાથી રહિત છું. સારું છે કે માયા મને સ્પર્શ કરી શકતી નથી અને જુઓને, આ મૈયા અજ્ઞાનથી અને માયાથી કેવી બદ્ધ છે!' નારદના આ અહંકારથી તેમના પતનનો સંભવ ઊભો થયો.

થોડા સમય પછી એક વખત નારદજી જલાશયને કિનારે

વીણા અને વસ્ત્ર મૂકી સ્નાન માટે પાણીમાં જઈ, અંદર ડૂબકી મારી. ડૂબકી મારતાં તેમને સ્રીશરીર પ્રાપ્ત થયું. તેઓ નારદજી હતા તે વાતનું તેમને સ્મરણ રહ્યું નહિ. ત્યારપછી તે સ્રી-રૂપધારી નારદનો વિવાહ થયો અને એક પછી એક એમ કરતાં તે એકસો ને એક છોકરાંની મા થઈ. પછી તેની પરીક્ષા કરવાના હેતુથી વૃદ્ધ સાધુરૂપે ભગવાને તેને દર્શન આપ્યાં અને કહ્યું: 'મૈયા! હું અતિશય વૃદ્ધ થયો છું. હું મારું પોતાનું કામ કરી શકતો નથી. તમારે ઘણા પુત્રો છે, તેમાંથી જો એક મને મારી સેવા માટે આપો, તો ઉપકાર થશે.'

તે માતાએ આ સાંભળી કહ્યું: 'હું તમને મારા પુત્રોમાંથી એક પણ નહિ આપું. તેઓ મને પ્રાણ સમાન વહાલા છે. મહારાજ તમે અહીંથી ચાલ્યા જાવ.'

આ બીના બન્યા પછી કેટલાક સમય પછી તે માઈનો એક પુત્ર મરી ગયો. તે રોવા ને આક્રંદ કરવા લાગી. તેને ઘણું ય સમજાવ્યું કે તમારે સો પુત્રો છે, ને શા માટે વિલાપ કરો છો? આટલું છતાં તેને શાંતિ થઈ નહિ અને તે જોરથી વિલાપ કરવા લાગી. પડોશીઓએ પણ આવીને તેની સમજૂતી કરવા માંડી પણ સર્વ ફોકટ. છેવટે સઘળા જણ તેને પકડીને નદીએ નાહવા લઈ ગયા. સ્નાન પૂરું થતાં તેને પોતાનું પૂર્વ સ્વરૂપ–નારદનું રૂપ પ્રાપ્ત થયું. કાંઠા પર રાખેલી વીણા, વસ્ત્રાદિ પડ્યું હતું, તે તેમણે લઈ લીધું. પેલી ઘટનાનું સ્મરણ થતાં તેમને લજ્જા થઈ આવી. તેઓ વિષ્ણુને પ્રણામ કરવા સ્વર્ગમાં ગયા. શ્રીહરિ તેમને જોઈ મંદ હસ્યા. તે જોઈ નારદે શરમથી મોં નીચું કરી કહ્યું: 'પ્રભુ, ખરેખર તમારી માયાનો પાર નથી. તે પાર ન પામી શકાય તેવી છે.'

ચિત્તશુદ્ધિના ઉપાય દર્શાવતાં બાબાએ કહ્યું:

'ઊઠતે, બેઠતે, સોતે રામ,
હાથમેં કામ, મનમેં રામ,
ભક્તજનોકે મન વિશ્રામ.'

ઊઠતાં, બેસતાં અને સૂતાંસૂતાં પણ નામજપ કરવો. હાથમાં હોય તે કામ કરવું, પણ મનમાં તો શ્રીરામ કે જે ભક્તજનોનું વિશ્રામસ્થાન છે, તેમનું સ્મરણ કરવું. આ નામજપ કરવો તે મનથી કરવો. મન એકાગ્ર હોય તો જ લાભ થાય છે. મન જેટલું સૂક્ષ્મ થાય તે પ્રમાણમાં તે સૂક્ષ્મ વસ્તુને ગ્રહણ કરી શકે છે. વિષયસ્પર્શથી મન સ્થૂલ થાય છે. જે વસ્તુમાં મન અને ઇંદ્રિયો જોડાયલી હોય, તે વસ્તુનું જ્ઞાન થાય છે. મન વગર જ્ઞાન થાય નહિ અને રસ પણ પમાય નહિ.

બીજે દિવસે મારા સ્વામીએ બાબાને પ્રશ્ન કર્યો: 'આર્જવનો અર્થ સરળતા ને?' બાબાએ જવાબ આપ્યો: 'આર્જવ એટલે બહિઃશુદ્ધિ તેમ જ અંતઃશુદ્ધિ. બહિઃ બહારની શુદ્ધિ માટે જળ, કે સાબુની આવશ્યકતા છે; દેહ, વસ્ત્ર, શય્યા વગેરે સ્વચ્છ રાખવાં જોઈએ; કારણ કે તેથી પણ મનને મલિનતા પ્રાપ્ત થાય છે. અંતઃશુદ્ધિ માટે કુસંગ અને કુપ્રવૃત્તિનો ત્યાગ કરવો જોઈએ. મનની મલિનતા એટલે કપટ અને જૂઠ; એનો સંપૂર્ણ ત્યાગ કરવો જોઈએ. એનું નામ આર્જવ.'

અમે સમજ્યાં કે કોષના મોટામોટા અર્થ અહીં નહિ ચાલે.

થોડા સમય પછી કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓ મહારાજનાં દર્શન કરવા આવી. રાયબહાદુર કુંજમોહન મૈત્રે કંઈ ઉપદેશ સાંભળવાની ઇચ્છા જણાવી. બાબાએ કહ્યું: 'મનુષ્યના ચાર વર્ગ છે* (૧) પામર, (૨) વિષયી, (૩) જિજ્ઞાસુ, (૪) જ્ઞાની. જેઓ વિષયી છે તેઓને પૃથ્વીમાં વિવિધ જાતના ભોગ અને મરણ

---

* चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ ગી. ૭–૧૬

હે કુરુકુળશ્રેષ્ઠ! આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એવા ચાર પ્રકારના લોકો મને ભજે છે. અનુવાદક

પછી સ્વર્ગની આકાંક્ષા હોય છે. આ પૃથ્વી પર જ્યાં સુધી તેઓ રહે છે, ત્યાં સુધી પુણ્યનાં કામ અને ધર્માનુષ્ઠાન કરે છે. તેઓને ભોગસુખની જ વાંછના છે. આ લોકમાં અને પરલોકમાં તેમને તે જ જોઈએ છે અને તે સુસંગત ઉપાયથી મોક્ષપ્રાપ્તિની વાંછના તેમના મનમાં કદાપિ જાગૃત થતી નથી.

જેઓ પામર છે તેઓ કેવળ ભોગ ઇચ્છે છે. તે ભોગ પછી ન્યાયથી કે અન્યાયથી મળે તેની તેમને પરવા નથી. તેઓ ભોગની લાલસાથી જાતજાતનાં પાપાચરણમાં મત્ત રહે છે. તેમને ધર્મની કે મોક્ષની ઇચ્છા હોતી નથી. વિષયી અને પામર સાધારણતઃ સાધુદ્વેષી હોય છે; પરંતુ વિષયી ઘણીકવાર ધર્મપથે જવા ઇચ્છા કરે છે; પણ તેને મોક્ષપ્રાપ્તિની ઇચ્છા હોતી નથી. જેઓ તત્ત્વજિજ્ઞાસુ છે, તેમના અંતરમાં આલોકમાં ભોગવાસનાની અને પરલોકમાં ભોગેચ્છા બહુધા હોતી નથી. ભોગેચ્છા ગુપ્તપણે કોઈના અંતરમાં વખતે હોય, તોપણ તેઓ નિષ્કામકર્મી, મોક્ષેચ્છુ અને મોક્ષમાર્ગના જિજ્ઞાસુ હોય છે. આ કારણથી તેઓ તત્ત્વજિજ્ઞાસુના નામે ઓળખાય છે. જેઓ જ્ઞાની છે તેઓ નિત્યસિદ્ધ છે. જીવોનું હિતસાધન એ જ તેમનું કર્તવ્ય છે; જીવનને મોક્ષમાર્ગ બતાવવો એ જ તેમનું કામ હોય છે.

મોક્ષલાભ માટે આ ચારનું અવલંબન કરવું જોઈએ. યથા સત્સંગતિ, દાન્તિ ( શમ*—દમ+ ) વિચાર, સંતોષ.

---

* शम—नित्यनैमित्तिककर्मातिरिक्तानां व्यापाराणामन्तरिन्द्रियनिग्रह इति 'गूढार्थतत्त्वालोके धर्मदत्तः'। ब्रह्मज्ञानोपयोगिव्यापारातिरिक्तचित्त-व्यापारमात्रनिरोध इति 'शंकरः, दिग्विजयसारे।

+ दम—नित्यनैमित्तिककर्मातिरिक्तानां व्यापाराणां बाह्येन्द्रियनिग्रहः, ब्रह्मज्ञानोपयोगिव्यापारातिरिक्तबाह्येन्द्रियव्यापारमात्रनिरोधः।

વિષયોથી મન રોકવું, તેને **શમ** કહે વીર,
ઇંદ્રિયગણનું રોકવું, **દમ** ભાખે બુધ વીર.
વિચારસાગર-શ્રી નિશ્ચલદાસ—અનુવાદક

સત્સંગ સંબંધી બાબાએ એક વાત કહી: કોઈ એક ઝવેરી હતો. તેનો મૃત્યુકાળ આવતાં તેમણે પોતાની સ્ત્રી અને પુત્રને કહ્યું: 'જો તમારે કોઈ વાર દુઃખનો પ્રસંગ આવે, તો મારો અમુક મિત્ર ઝવેરી છે, તેની પાસે આ રત્ન લઈ જશો તો તે તમારું દુઃખ દૂર કરશે.' એટલું કહી તે ઝવેરીએ એક ખોટો હીરો નાની પેટીમાં મૂકી આપ્યો. ઝવેરીના મરણ પછી કેટલેક સમયે કઠિન પ્રસંગે પુત્રને પિતાની સૂચનાનું સ્મરણ હતું, તેથી તે હીરાને લઈ પોતાના પિતાના મિત્રને ત્યાં ગયો. ત્યાં જઈ પેલો હીરો તેના હાથમાં મૂકયો. તે હીરો જોતાં જ તે સમજી ગયો કે આ ખોટો છે—સાચો હીરો નથી; સાથેસાથે આમ કરવાનું કારણ પણ તે ચતુર રત્નપારખૂ સમજી ગયો. તે છોકરાના બાપનો ઉદ્દેશ સમજી તેણે તે છોકરાને કહ્યું: 'તું આને હમણાં તો પાછો લઈ જા અને ઘરમાં રાખી મૂક. તું મારી પાસે ધંધો શીખ. તારા ઘરખર્ચ માટે કંઈ ચિંતા કરતો ના, તારો ઘરખર્ચ હું સંભાળી લઈશ.'

આમ કેટલાંક વર્ષ સુધી તેણે રત્નપરીક્ષાનું શિક્ષણ લીધું. જ્યારે તે ઝવેરીએ જાણ્યું કે તે હવે હોશિયાર થયો છે, ત્યારે તેણે તેને કહ્યું: 'જા, તું તારા પિતાએ આપેલો પેલો હીરો લઈ આવ!' તે છોકરાએ તે પ્રમાણે કર્યું. તે ઝવેરીએ તેને તે હીરાનું મૂલ્ય આંકવા કહ્યું. છોકરો હાથમાં લેતાં જ સમજી ગયો કે આ તો ખોટો છે. તે ઝવેરીએ કહ્યું: 'આમ કરવામાં તારા પિતાનો હેતુ તને શિક્ષણ આપવાનો હતો. જો હું તને પ્રથમથી એમ કહેત કે આ હીરો નકલી ખોટો છે, તો તું એમ સમજત કે, હું તને છેતરું છું; તેથી તને ખરો અને ખોટો હીરો પારખવાનું જ્ઞાન આપ્યું; એથી હવે તું તારી મેળે તેની પરીક્ષા કરી શકે છે.'

બાબાએ આ વાત પૂરી કરી કહ્યું કે, સદ્‌ગુરુ પાસે શિક્ષણ લઈ, કેટલાક સમય સુધી સાધનામાં રત રહી, સત્સંગ કરો તો તમે પણ સમજી શકો કે નિત્યપદાર્થ કયો અને અનિત્ય કયો? નકલી

રત્ન કે ખોટો હીરો તે વિષયાનંદ. તે તમે સમજી શકશો.*

સંધ્યાસમયે બાબાને મેં દાન્તિનો અર્થ પૂછયો. બાબાએ કહ્યું કે દાન્તિનો અર્થ શમદમ; અર્થાત્ શારીરિક અને માનસિક બ્રહ્મચર્ય. વિષયસ્પર્શથી મન સ્થૂલ અને ચંચલ થાય છે. શમદમના અભ્યાસથી ચિત્ત પવિત્ર, સૂક્ષ્મ અને અચંચળ થાય છે. મનની આ અવસ્થામાં બ્રહ્માનુભૂતિ હોય છે. શમ એટલે મનનો નિગ્રહ, દમ એટલે ઈંદ્રિયદમન. એકની સહાયથી બીજાને પ્રાપ્ત કરી શકાય છે.

બાબાએ પછી એક પ્રતિજ્ઞાપાલક યુવકની વાત સંભળાવી:

કોઈ એક યુવકના બાળપણમાં લગ્ન થયા પછી તેને પોતાની સ્ત્રીને જોવાનો પ્રસંગ આવ્યો ન હતો. તે સ્ત્રી પોતાને પિયર રહેતી હતી. આમ કેટલોક સમય વહી ગયા બાદ તે યુવકના ઘરમાં કોઈ રહ્યું નહિ; તેથી તે પોતાની સ્ત્રીને તેડવા પોતાના સસરાને ગામ ગયો. ગામમાં પ્રવેશ કરતાં એક જળાશયને તીરે એક યુવતી માથા પર પાણીનાં બે બેડાં શી રીતે ચઢાવવાં, તેની વિમાસણમાં છે. એક બેડું તો માથે ચઢાવી શકાય, પણ બીજું શી રીતે ચઢાવવું તેની મૂઝવણમાં તે હતી; એવામાં તે યુવકને જોઈ તેણે કહ્યું: 'તમે આ ઘડો મારા માથા પર ચઢાવશો?'

તે યુવક તે કાર્ય કરવા સંમત થયો. તે યુવતીએ કહ્યું : 'પણ તેમ કરતાં તમારે પ્રતિજ્ઞા લેવી પડશે. કે હમેશ માટે તમારે મારી સાથે મારા ભાઈની માફક વર્તવું પડશે.'

તે યુવકે તે પ્રમાણે પ્રતિજ્ઞા કરી અને તરત જ તે યુવતીના માથા પર બેડું ચઢાવ્યું. પછી બંને જણ પોતપોતાને રસ્તે ગયાં. યુવક પોતાના સસરાનું ઠેકાણું પૂછતો સસરાને ઘેર પહોંચ્યો. સસરાએ તેની આગતાસ્વાગતા કરી. રાત્રીએ જ્યારે યુવક અને

* ૧૩૩૫ બંગાબ્દમાં આ ઉપદેશ, શ્રીયુત તારાપ્રસન્ન બાબુને બાબાએ આપ્યો હતો. —લેખિકા

યુવતી એકઠાં મળ્યાં, ત્યારે એકબીજાને જોઈ આશ્ચર્ય પામ્યાં. તે યુવતીએ જોયું, કે જળાશય પર બેડું ચઢાવનાર તો એ જ હતા. એમણે તો મને હમેશને માટે ભાઈની નજરથી જોવાની પ્રતિજ્ઞા કરી છે.

બીજા દિવસે તે માણસે પોતાના જમાઇને વિદાય આપી. યુવક સ્ત્રીને લઈ પોતાને ઘેર આવ્યો અને તેને કહ્યું: ' આ ઘર તારું છે. તું જ આ ઘરની કર્તાકારવતા છે અને તે પ્રમાણે તું સુખેથી રહે. એનાથી કંઈ અધિકની અપેક્ષા કરતી નહિ; કારણ કે તારી સાથે ભગિની તુલ્ય આચરણ કરવા મેં પ્રતિજ્ઞા લીધી છે; તેથી તારા હાથનું અન્ન હું ગ્રહણ કરીશ નહિ.'

સ્વામી અને સ્ત્રીની વચ્ચે અંતરાયની દીવાલ ખડી થઈ; છતાં અંતરાયની વાત કોઈ જાણી શકયું નહિ. કોઈને તેમણે વાત સુદ્ધાં કરી નહિ. આ પ્રમાણે તે સુખદુ:ખે દિવસ કાઢવા લાગ્યાં. સ્ત્રીએ ઘણી ચતુરાઈ કરી જોઈ, પણ તેને સમજાયું, કે તેનો ધર્મપરાયણ પતિ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે તેમ નથી. આથી સંતાન–સંતતિની સંભાવના કયાંથી હોઈ શકે? સંતાન ન હોય તો વંશ નિર્મૂળ જાય અને છોકરાં વગરનું ઘર પણ શોભાહીન; આથી તેણે સ્વામીને ફરીથી પરણાવવા વિચાર કર્યો. તેને પોતાને એક નાની સગી બહેન હતી. આ બહેનની જોડે લગ્ન થાય તો ખોટું નહિ આમ વિચાર કરી પોતાના પતિ પાસેથી આ કાર્યની સંમતિ મેળવી, તે સ્ત્રીએ પોતાના પિતાને સંદેશો મોકલ્યો. તેની મોટી કન્યા સાસરે બહુ સુખમાં રહે છે. તેને કોઈ જાતનો અભાવ નથી; આથી તેને સંદેશો મળતાંની વાર તે પોતાની બીજી દીકરી આપવા રાજી થયો. શુભ દિવસ જોઈ લગ્નનું કાર્ય પૂરું કરી નાંખ્યું. કન્યા આપ્યા પછી તેણે પોતાના જમાઇને કહ્યું: 'તમને મેં મારી બીજી કન્યાનું દાન કર્યું છે. તમે પ્રતિજ્ઞા કરો, કે જે ભાવથી મારી મોટી કન્યાને જુઓ છો, તે જ ભાવથી મારી બીજી કન્યાને જોશો.'

જમાઈએ તે પ્રમાણે પ્રતિજ્ઞા કરી અને સ્ત્રીને લઈ પોતાને ઘેર ગયો. ઘેર પહોંચ્યા પછી તે બંને સ્ત્રીઓને કહ્યું: 'તમારા

પિતા પાસે મારે પ્રતિજ્ઞા લેવી પડી છે, કે હું જે ભાવથી મોટીને જોઉં છું, તે જ ભાવથી નાનીને જોઈશ. હું મોટીને ભગિનીભાવથી જોઉં છું, તેથી નાનીને પણ આજથી એ જ ભાવે જોઈશ. તમારા હાથનું રાંધેલું અન્ન હું ગ્રહણ નહિ કરું. હું મારે માટે રસોઈ બનાવી લઈશ. તમારા હાથનું એંઠેલું અન્ન કદાપિ લઈશ નહિ.'

આ સાંભળી મોટી સ્ત્રીના મનને અત્યંત ક્લેશ થયો. તેણે આશા પોષી હતી, કે કંઈ નહિ, આ વખતે તો સંતાન થશે અને ગૃહની શોભા વધશે; પરંતુ તે માર્ગ પણ બંધ થઈ ગયો. વળી તે પોતાના સ્વામીને ઓળખતી હતી, કે તે કદાપિ કાળે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરશે નહિ; માટે તેમને તે માટે આગ્રહ કરવો નકામો છે. એથી તે ચૂપ રહી. બધા લોકો તો મનમાં એમ જ સમજતા હતા કે બંને બહેનો ઘણી સુખી છે; આનંદકલ્લોલમાં દિવસ કાઢે છે. ગૃહપતિ પણ સદા પ્રસન્ન વદને પોતાની બંને સ્ત્રીઓ પ્રત્યે અતિ સ્નેહથી વર્તતો હતો.

આ સમયે એક બીજી જ ઘટના બની રહી હતી. શ્રીકૃષ્ણ અને અર્જુન બંને સાથે દેશભ્રમણ કરવા નીકળ્યા હતા. અર્જુનના કંઠમાં એક અલભ્ય મહામૂલ્યવાન મણિમય હાર હતો. આ હાર દેવાધિપતિ ઇંદ્રે એક સમયે તેને ભેટ આપ્યો હતો. એ હાર આપતી વખતે ઇંદ્રે કહ્યું હતું: 'આ હાર તમે ગળામાંથી કાઢતા ના.' અર્જુને પ્રતિજ્ઞા કરી: 'જ્યાં સુધી આ દેહમાં જીવ છે, ત્યાં સુધી એ હારને કંઠમાંથી કાઢીશ નહિ.'

એક દિવસ એ હાર શ્રીકૃષ્ણે માગ્યો. અર્જુને કહ્યું: 'જ્યાં સુધી દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી તેને કંઠમાંથી ન કાઢવાની મેં પ્રતિજ્ઞા લીધી છે.' શ્રીકૃષ્ણ ચૂપ રહ્યા.

પછી બપોરના થોડે દૂર અર્જુનના જોવામાં એક સરોવર આવ્યું. તે જોઈ અર્જુને કહ્યું: 'તમે જરા અહીં બેસો, હું સ્નાન કરી આવું છું.'

શ્રીકૃષ્ણે કહ્યું: 'બંધુ, તું સ્નાન કરવા જાય છે, ત્યાં આ અસ્ત્રશસ્ત્ર શા માટે સાથે લઈ જાય છે?'

અર્જુને પોતાનાં હથિયાર શ્રીકૃષ્ણ પાસે રાખ્યાં અને તે સ્નાન કરવા ચાલ્યો ગયો.

સ્નાન કરી જેવો તે બહાર નીકળે છે, કે ત્યાં કિનારા પર એક ભયંકર સિંહને તેના પર હુમલો કરવાની તૈયારી કરતો જોયો. અર્જુન પાસે અસ્ત્ર ન હતાં કે શસ્ત્ર પણ ન હતાં. આત્મરક્ષા માટે કોઈ પણ જાતનો ઉપાય ન હોવાથી, તેણે તે મણિમય હાર કાઢી તાકીને જોરથી સિંહના માથા પર માર્યો, સિંહ મોઢું પહોળું કરી તે હાર મોંમા લઈ ત્યાંથી ફાળ ભરી અદૃશ્ય થઈ ગયો.

જ્યારે વસ્ત્ર બદલી તે શ્રીકૃષ્ણ પાસે આવ્યો, ત્યારે તેણે જોયું, કે તે હાર તેમના કંઠમાં ઝૂલી રહ્યો છે. પાર્થ મનમાં સમજ્યો અને શરમથી મોં નીચું કર્યું. શ્રીકૃષ્ણે કહ્યું: 'કેમ મિત્ર! તેં તો જીવતાં સુધી હાર કંઠમાંથી ન કાઢવાની પ્રતિજ્ઞા કરી હતી ને? તું તો જીવે છે, તારો હાર ક્યાં છે?'

પછી તે હાર અર્જુનને પાછો આપી કહ્યું: 'ચાલ મારી સાથે. તને બતાવું કે એક માણસ કેવી રીતે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરે છે, તે જોઈ તું ખુશ થઈશ. તું પોતાને ધન્ય માનીશ.'

પછી બંને જણ સાધુનો વેષ ધારણ કરી પેલા યુવકને ઘેર ગયા. યુવક તેમને જોઈ ઘણો આનંદ પામ્યો અને તેમનો આદરસત્કાર કર્યો. તથા સેવા કરવા માટે આગ્રહ દર્શાવ્યો. શ્રીકૃષ્ણે તેની તે વાત માન્ય રાખી; પણ કહ્યું: 'આ મૈયાઓના હાથની જ રસોઈ જમીશું.' ગૃહસ્વામીએ તે પ્રમાણે વ્યવસ્થા કરી. બે સ્ત્રીઓએ ઉત્તમ રસોઈ તૈયાર કરી અને એક સ્વચ્છ ઓરડામાં બે આસન નાખી, ભોજનના બે થાળ મૂક્યા. પછી ગૃહપતિ હાથ જોડી, 'જમવા પધારો' કહી તે બે સાધુઓને તે ઓરડામાં લઈ ગયો. શ્રીકૃષ્ણે કહ્યું:

'અહીં તો માત્ર બે જ પાટ માંડ્યા છે. અમારી સાથે ગૃહપતિએ પણ જોઈશે; ત્રીજો પાટલો લઈ આવો.'

તરત જ તે બે સ્ત્રીઓ ઊઠી. પાટલો લાવીને મૂક્યો અને ભોજન પીરસી થાળી મૂકી. આ જોઈ શ્રીકૃષ્ણે કહ્યું: 'તમારે ત્યાં અમે અતિથિ છીએ, જો તમે અમારી સાથે ભોજન નહિ કરો, તો અમે જમ્યા કર્યા વગર ચાલ્યા જઈશું.'

તે યુવક મહાવિપદમાં આવી પડ્યો અને વિચાર કરવા માટે તેણે થોડો સમય માગ્યો. શ્રીકૃષ્ણે તેમ કરવા અનુમતિ આપી. યુવક ઘરના બીજા માળ પર જઈ વિચાર કરવા લાગ્યો, કે 'કયો અપરાધ મહાન? જો હું ભોજન નથી કરતો તો સાધુઓ ભોજન કર્યા વગર અમુઝાયા મને ચાલ્યા જાય છે. જો હું ભોજન કરું છું તો પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાઉં છું—સત્યનું પાલન નથી કરતો. બન્ને અપરાધ મહાન છે. કોઈ પણ જાતનો અપરાધ કરવા હું તૈયાર નથી. તો આમાં મારે શું કરવું જોઈએ? જો આત્મહત્યા કરું તો બન્ને અપરાધમાંથી બચી જાઉં છું; લાવ ત્યારે આત્મહત્યા જ કરું' આ પ્રમાણે તેણે વિચાર કરી તલવાર હાથમાં લઈ આત્મહત્યા કરી આ સમસ્યા છોડી.

સ્વામીને આવતાં વાર થતી જોઈ મોટી સ્ત્રી બીજે માળે ગઈ. જોયું તો સ્વામીનું લોહીલુહાણ શરીર જમીન પર પડ્યું છે. સ્વામીવિયોગ સહ્ય ન કરી શકવાથી તેણે પણ તે જ તલવાર લઈ, પોતાનું ગળું કાપી નાંખ્યું. સ્વામીને તથા પોતાની ભગિનીને પાછાં ફરતાં આટલી બધી વાર થયેલી જોઈ, તે નાની સ્ત્રી પણ ઉપર ગઈ. જોયું તો પોતાના પતિ અને પોતાની બહેનનાં શબ પડ્યાં છે. તે જોઈ તેણે પણ તલવાર લઈ આત્મબલિદાન કર્યું.

આ તરફ પરમાત્મા શ્રીકૃષ્ણે જોયું, કે ગૃહસ્વામી કે કોઈ પાછું ફરતું નથી અને વિલંબ બહુ થયો છે, ત્યારે તેમણે અર્જુનને કહ્યું: 'બંધુ ચાલો જોઈએ કે આ વિલંબ શાથી થાય છે. છે શું,

તે તો જોઈએ.'

બન્ને જણ ઉપર ગયા. જોયું તો ત્રણ જણનાં લોહીલુહાણ મૃત શરીર જમીન પર પડ્યાં છે. આ જોઈ અર્જુને તીવ્ર ઉત્કંઠાથી પૂછ્યું: 'લીલામય! તમારી આ બધી શી લીલા છે?'

શ્રીકૃષ્ણે પાર્થને સઘળી હકીકત કહી સંભળાવી અને ઉમેર્યું: 'આ માણસે સત્યની રક્ષા માટે આત્મબલિદાન કર્યું છે. પ્રતિજ્ઞાભંગનો દોષ ન આવે, તેથી પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે તેણે પોતાના પ્રાણની પણ પરવા કરી નહિ. એમ કરવા માટે ત્રણે જણે પોતાના પ્રાણનો ભોગ આપ્યો છે.'

દયાળુ પ્રભુએ તે મૃતદેહ પર થોડું પાણી છાંટ્યું. ત્રણે જણ તે જ ક્ષણે બેઠાં થયાં. શ્રીકૃષ્ણે કહ્યું: 'તમને હવે નવજીવન પ્રાપ્ત થયું છે. પૂર્વ જીવનની વાત અને પ્રતિજ્ઞાને ભૂલી જાવ. હું જ તમારો હસ્તમેળાપ કરું છું. તમે હવે સ્વામી–સ્ત્રીરૂપ સુખથી સંસાર માંડો.'

શ્રીકૃષ્ણે તે બંને યુવતીઓના હાથ યુવકના હાથમાં સમર્પી કહ્યું: 'ચાલો, આપણે હવે સાથે ભોજન કરીએ.'

આવા લોકોત્તર સાધુ કોણ છે, તે જાણવાનું તે યુવકને તીવ્ર કુતૂહલ થયું. તે સમજી અર્જુને વિદાય થતી વખતે કહ્યું: 'ત્રિલોકના નાથે આજે આવીને તમારે ત્યાં આતિથ્ય ગ્રહણ કર્યું છે. તમારા જેવું ભાગ્યવાન બીજું કોણ હોઈ શકે? તમે સત્યનું પાલન કર્યું છે, તેથી તમારા પર તેઓ પ્રસન્ન થયા છે. આ માતાઓ(સ્ત્રીઓ) પણ અતિશય પતિપરાયણ છે, તેથી તેમની વાસના પણ પૂર્ણ થઈ; અને તેની સાથેસાથે પ્રભુએ મારો ગર્વ પણ ઉતાર્યો.'

બાબાએ કહ્યું: 'ઉત્કટ ઇચ્છા અને દૃઢ પ્રયત્ન વગર ચિત્તશુદ્ધિ અને બ્રહ્મચર્ય કદાપિ કાળે સંભવિત નથી. આ પ્રમાણે ઉત્કટ ઇચ્છાની સાથે સાધના અને નિરભિમાન હોય, તો જ બ્રહ્મની પ્રાપ્તિ

થાય છે.' બાબાએ દૃષ્ટાંતરૂપે એક બીજી વાત કહી સંભળાવી:

એક ગાઢ જંગલમાં એક સાધુ તપશ્ચર્યા કરતા હતા. આ વનમાં એક કઠિયારાનો સુંદર બાળક લાકડાં એકઠાં કરવા આવતો હતો. સાધુને જોઈ તેના મનમાં ભક્તિ પેદા થઈ. તેને વળી એમ થયું કે સાધુની કંઈ સેવા કરવી; પરંતુ સેવા કરવાનું સામર્થ્ય તેનામાં ન હતું. તેનાથી જે બની શકે તેમ હતું, તે તે કરવા લાગ્યો. તે દરરોજ સાધુને ધૂણી જમાવવા માટે લાકડાંનો એક ભારો નાખી જતો હતો. એક દિવસ તે સાધુએ કહ્યું: 'બાળક, તું શા માટે મહામહેનતે એકઠો કરેલો કાષ્ટનો ભારો અહીં નાખી નાખી જાય છે? તેમ કરવાથી તને કંઈ લાભ થાય તેમ નથી.'

'હું આપની પાસે કંઈ લાભની આશા રાખતો નથી. આપની સેવા કરવાથી મને પરમ સંતોષ છે. મારાથી આપની બીજી કંઈ સેવા થઈ શકે એમ નથી; તેથી લાકડાંનો ભારો નાખી જાઉં છું.'

આ સાંભળી સાધુ ઘણા ખુશી થયા અને તેને કહ્યું: 'તું રાજધાનીમાં જા. ત્યાં રાજપુત્ર એક શિક્ષક પાસે વિદ્યા ગ્રહણ કરે છે. તે શિક્ષક પાસે જઈ તું રાજવિદ્યા ગ્રહણ કર.'

'પણ તે મને રાજવિદ્યા શા માટે શિખવાડે?'

'તેનો ઉપાય હું તને બતાવું છું.'

તે બાળકને શું કરવું, તે શીખવી વિદાય કર્યો. રાજધાનીમાં આવી તે બાળક સાધુના ઉપદેશ પ્રમાણે, દરરોજ લાકડાંનો એક ભારો શિક્ષકને ઘેર આપી જવા લાગ્યો; પરંતુ તેનું મૂલ્ય તે માગતો ન હતો. તે રાજગુરુની સ્ત્રી એમ ધારતી હતી કે સ્વામીએ કઠિયારા સાથે કંઈ બંદોબસ્ત કર્યો હશે. એક દિવસ શિક્ષક હાજર હતા, તે વખતે તે લાકડાંનો ભારો નાંખી ગયો. શિક્ષકે પોતાની સ્ત્રીને પૂછ્યું: 'એને પૈસા આપ્યા ને?'

સ્ત્રીએ કહ્યું: 'શું કહ્યું? હું તો કોઈ દિવસ પૈસા આપતી

નથી, ઘણા દિવસથી તે દરરોજ લાકડાંનો ભારો નાખી જાય છે. હું તો એમ સમજી હતી, કે તમે કંઈ તેની સાથે બંદોબસ્ત કર્યો હશે.'

બીજે દિવસે જ્યારે તે બાળક ભારો નાખવા આવ્યો, ત્યારે તેણે તેને બોલાવ્યો અને પૂછ્યું: 'શા માટે તું રોજરોજ લાકડાંનો ભારો નાખી જાય છે અને તે બદલ શા માટે પૈસા લેતો નથી? તારી ઇચ્છા શી છે?'

'મને પૈસા પણ જોઈતા નથી અને આપનો ઉપકાર પણ જોઈતો નથી. મને તો આપની સેવા કરવાની અભિલાષા છે.'

'તારાં કોઈ સગાંસંબંધી છે?'

'આ જગતમાં મારું કોઈ નથી.' તે શિક્ષકને બાળક પર પ્રેમ ઉત્પન્ન થયો અને તેણે કહ્યું: 'વારુ તો તું મારે ઘેર રહે.'

બાળક શિક્ષકને ઘેર રહેવા લાગ્યો. સેવાચાકરીથી તેણે ગુરુપત્નીને વશ કરી લીધી. તેણે તેને ઉત્તમ વસ્ત્ર અને ખાવાનું આપવા માંડ્યું; પણ તે લેવાની તેણે ના પાડી. છેવટે ગૃહિણીએ પૂછ્યું: 'ત્યારે તારે શું જોઈએ છે?'

બાળકે કહ્યું: 'મા, જો તમને મારા પર વહાલ થતું હોય, તો મને યોગ્ય શિક્ષણ મળે—વિદ્યા પ્રાપ્ત થાય, તેવી વ્યવસ્થા કરી આપો.'

બાળકના વ્યવહારથી ગૃહસ્વામી પણ સંતુષ્ટ થયો હતો; તેથી તેણે તેને શીખવવાનો આરંભ કર્યો. બાળકની અસાધારણ બુદ્ધિ અને સ્મૃતિ જોઈ ગુરુ ઘણા રાજી થયા અને તેને ઘણી જ સંભાળપૂર્વક શિક્ષા આપવા લાગ્યા. એટલું જ નહિ પણ રાજ્યવિદ્યાલયમાં ઉપયુક્ત શિક્ષણ માટે તેને દાખલ કર્યો. આ તરફ ગુરુપત્ની પણ તેની સેવાથી પ્રસન્ન થઈ, પુત્રવત્ તેનું પાલન કરવા લાગી. તેમને પુત્ર ન હતો; તેથી ઘણા એમ માનવા લાગ્યા, કે આ તેમનો જ પુત્ર છે. રાજકુમાર આ જ વિદ્યાલયમાં ઘણા વખતથી શીખતો હતો; છતાં આ બાળક પોતાના અસામાન્ય ઉત્સાહને લીધે તેનાથી આગળ વધી ગયો.

પાસેના એક રાજાએ એવી પ્રતિજ્ઞા કરી હતી, કે જે કોઈ

વિદ્યાર્થી પરીક્ષામાં સર્વથી ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે, તેને તેની એકની એક કન્યા પરણાવશે. એ રાજાને પુત્ર હતો નહિ; તેથી જમાઈ જ ભવિષ્યમાં ગાદીનો માલિક થવાનો હતો. રાજવિદ્યાલયમાં કઠોર રાજનીતિ સંબંધી પરીક્ષા લેવાનો આરંભ થયો. રાજપુત્રોની સાથે આ પ્રિયદર્શન બાળક પણ પરીક્ષામાં બેઠો. કઠિયારો છે, એમ કોઈ જાણતું ન હતું. ઘણાં તેને રાજગુરુનો પુત્ર સમજતા હતા. પરીક્ષામાં બાળક પહેલે નંબરે ઉત્તીર્ણ થયો. આથી પેલા રાજાએ આ બાળકને પોતાના અમાત્યપદ માટે પસંદ કર્યો. તે યુવકની બુદ્ધિમત્તા અને કાર્યકુશળતાથી સંતુષ્ટ થઈ રાજાએ ભારે ધામધૂમથી પોતાની કન્યા તેને પરણાવી અને તેને મંત્રીપદે સ્થાપ્યો. આ કાર્ય પણ તે એવી કુશળતાથી કરવા લાગ્યો કે, રાજા ઘણો પ્રસન્ન થયો:

કેટલાક સમય પછી રાજાએ દેહત્યાગ કર્યો, ત્યારે આ યુવક રાજ્યસિંહાસન પર આરૂઢ થયો. તેને પ્રથમથી જ સત્કાર્યમાં અનુરાગ હતો. હવે તેના હાથમાં મોટી સંપત્તિ આવવાથી તેનો સારાં કાર્યોમાં વ્યય કરવા લાગ્યો. તેના સુખની સીમા ન રહી. ઘેર પ્રેમમૂર્તિ સ્ત્રી, આજ્ઞાંકિત નોકરો, વફાદાર પ્રજા, પરોપકારનાં કાર્યો માટે અઢળક ધન, એ સર્વ તેની પાસે હતું. તેના સારા વર્તાવથી સઘળા જણ તેના પ્રત્યે ખુશ હતા. એક દિવસ એકાંતમાં બેસી તે તેના પૂર્વજીવન સંબંધી વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં તેને જણાયું, કે એકદમ સામાન્ય અવસ્થામાંથી આજ સિંહાસનારૂઢ થયો છું. પહેલાં તે કેવો અધમ હાલતમાં હતો અને આજ તે શ્રેષ્ઠ અવસ્થામાં વિરાજે છે! નિશ્ચયથી શું પ્રાપ્ત થતું નથી? જો રાજવિદ્યા શીખી રાજા થવાય તો બ્રહ્મવિદ્યા શીખવાથી બ્રહ્મપ્રાપ્તિ અવશ્ય થાય.

આ પ્રમાણે વિચાર કરી તેણે મંત્રીને બોલાવ્યો. મંત્રી આવીને હાથ જોડી ઊભો રહ્યો. રાજાએ તેને પોતાના જીવનનો ઇતિહાસ કહી સંભળાવ્યો. બાદ તેણે કહ્યું: 'યોગ્ય ગુરુના અભાવે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઈ નથી; માટે યોગ્ય ગુરુની તપાસ કરવી.'

થોડા દિવસ વીત્યા પછી મંત્રીએ ખબર આપી કે રાજ્યના એક જંગલમાં એક મહાન સાધુ રહે છે. રાજ્યનો બંદોબસ્ત કરી, સૈન્ય અને સામંત સાથે ઠાઠમાઠપૂર્વક રાજા સાધુનાં દર્શન માટે નીકળ્યો.

સાધુના આશ્રમ પાસે આવતાં સાધુના એક સેવક સાથે મુલાકાત થઈ. રાજાએ તે સાધુના શિષ્યને કહ્યું : 'જાવ, જઈને સાધુને ખબર આપો કે આ દેશનો રાજા તેમનાં દર્શન કરવા આવ્યો છે.' શિષ્ય અંતરમાં ફુલાતો ગુરુને સમાચાર આપવા દોડ્યો; કારણ કે રાજાના વૈભવથી અને દ્રવ્યથી તેનું મન લલચાયું હતું. સાધુએ તો રાજાને દર્શન આપવા કે સુંદર ભેટ ગ્રહણ કરવા અનિચ્છા દર્શાવી. ખિન્ન અંતઃકરણે તે શિષ્યે રાજાને પોતાના ગુરુનું કથન જણાવ્યું. રાજા આથી હતાશ થયો નહિ. તેણે ઘણી પ્રાર્થના કરી. છેવટે રાજાને દર્શન આપવા સાધુ સંમત થયા, પણ આઠ દિવસ પછી. આ સાંભળી રાજા આનંદથી પોતાની રાજધાની પ્રત્યે પાછો ફર્યો.

મહેલમાં આવ્યા પછી રાજાએ વિચાર કરી જોયું, તો તેને જણાયું કે સાધુસંતનાં દર્શન કરવા માટે, એટલા સામંતો અને એટલા મોટા સૈન્યને સાથે લઈને જવું એ ઉચિત નથી. આઠમે દિવસે જ્યારે ફરીથી પોતે સાધુદર્શને નીકળ્યો, ત્યારે તેણે પોતાની સાથે સામંતો અને માણસો લીધા; પણ પહેલાંના જેટલા નહિ. વળી રાજાનો પોશાક ત્યાગી તેણે સામાન્ય વેશ ધારણ કર્યો હતો. આશ્રમમાં પહોંચતાની વાર પેલા શિષ્યની મારફત સંદેશો મોકલ્યો. આ વખતે પણ સાધુએ દર્શન આપવા ના પાડી. રાજાએ ફરીફરીને પ્રાર્થનારૂપે સંદેશો મોકલ્યો. સાધુએ કહેવરાવ્યું: 'આઠ દિવસ પછી આવજો.' રાજા ગૃહ ભણી પાછો ફર્યો.

ઘેર આવ્યા પછી રાજાએ વિચાર કર્યો તો તેને જણાયું, કે આ વખતે પણ અહંકાર, અભિમાનનો ત્યાગ કરી સાધુદર્શને જઈ શકયો નથી. શા માટે એટલાં પણ માણસો સાથે જોઈએ ? એમ

વિચાર કરી ફરી આઠમો દિવસ આવ્યો, ત્યારે તે એકલો સાધુનાં દર્શન કરવા ગયો. સાધુના આશ્રમ આગળ પહોંચતાં જ પેલો શિષ્ય મળ્યો અને તેની સાથે તેણે પોતાના આવવાનો સંદેશો મોકલ્યો. આ વખતે સાધુએ તેને દર્શન આપ્યાં. રાજાએ પ્રણામ કરી નિવેદિત કર્યું: 'હું તત્ત્વવિદ્યા શીખવા માટે આપની પાસે આવ્યો છું.' સાધુએ કહ્યું: 'બ્રહ્મવિદ્યા શીખવા માટે હજી સુધી તમારામાં યોગ્યતા આવી નથી; તેથી હું તમને દીક્ષા આપી શકતો નથી. તમારા અંતરમાં અહંકાર અને અભિમાન હજી સુધી રહેલાં છે.'

'અહંકારનો નાશ શી રીતે થઈ શકે?' રાજાએ પૂછ્યું.

'સાધુસેવાથી.' સાધુએ જવાબ આપ્યો.

રાજા સાધુસેવા માટે આશ્રમમાં રહી ઘઉં વીણી દળવા લાગ્યો. આ પ્રમાણે કામ કરતાં છ મહિના વીતી ગયા. તે દરરોજ અતિ-આનંદથી ઘણો પરિશ્રમ કરી સાધુ માટે ઘઉં દળી લોટ તૈયાર કરતો હતો. આ લાંબા સમયમાં સાધુએ રાજાને એક દિવસ પણ પૂછયું નથી, કે તેં આહાર કર્યો છે કે નહિ?

આમ લાંબો સમય વ્યતીત થયા પછી રાજાના મનને એમ થવા લાગ્યું કે હવે કંઈક બદલો મળશે ખરો. જે દિવસે તેણે મનમાં એમ વિચાર કર્યો તે જ દિવસે એક ભિક્ષુકે આશ્રમમાં આવી ધાંધલ કર્યું. રાજાએ ક્રોધ કરી તેનો તિરસ્કાર કરી, આશ્રમમાંથી તેને હાંકી કાઢ્યો. સાધુને આની ખબર પડતાં તેણે રાજાને કહ્યું: 'તારા જેવો ક્રોધી આ આશ્રમમાં રહેવાને યોગ્ય નથી—તું અહીંથી ચાલ્યો જા.'

આશ્રમમાંથી હાંકી કાઢતાંની વાર રાજા બહાર ચાલી નીકળ્યો; પણ તે રાજધાનીમાં પાછો ગયો નહિ. તેણે વિચાર કરી જોયું તો જણાયું, કે તેની સિદ્ધિના માર્ગમાં કંટક હોય, તો તે ક્રોધ અને અહંકાર છે. આ બે દુષ્ટ દુશ્મનો પર શી રીતે જય મેળવવો? તેણે મનમાં નક્કી કર્યું, કે ભિક્ષા માગી જે મળે તે પર નિર્વાહ કરીશ

અને અમે ત્યાં પડી રહી રાત વ્યતીત કરીશ. આમ વિચાર કરી તે રસ્તામાં ભટકવા લાગ્યો.

એક વૃદ્ધ સ્ત્રી ભજિયાં વેચી પોતાનો નિર્વાહ કરતી હતી. ફાટેલાંતૂટેલાં વસ્ત્ર, ધૂળથી ભરેલું શરીર, એવા વેષે ભિક્ષાન્નજીવી રાજા આ વૃદ્ધ સ્ત્રીનાં દ્વાર આગળ આવી પહોંચ્યો અને ભિક્ષા માગી. વૃદ્ધા ભિક્ષા તો આપતી હતી, પણ બદલામાં કામ કરાવી લેતી હતી. રાજાને તેણે ભજિયાં તળવાનું અને શગડીમાંનો દેવતા ઠીંગરી ન જાય તે જોવાનું કામ સોંપ્યું. ભજિયાં તળતાં પેણામાંથી બહાર જમીન પર જે ભજિયાં પડી જાય તે અને તેની કણીઓ એકઠી કરી, તેનું તે ભક્ષણ કરતો હતો. આ પ્રમાણે તે પોતાના દિવસ ગુજારવા લાગ્યો. એક દિવસ અતિશય ભૂખ લાગવાથી, તેને ભજિયાં ખાવાનું મન થયું. શગડીમાંનો દેવતા ઠરી ગયો છે, તે તરફ તેનું લક્ષ રહ્યું નહિ. એકદમ તે ડોસી ત્યાં આવી અને જોયું કે ભજિયાંનું તો સત્યાનાશ વળી ગયેલ છે; અને રાજા (રાજાવેષી ભિક્ષુક) તે કાઢીકાઢીને ખાય છે. તે ડોસીને ભારે ગુસ્સો ચઢ્યો, અને એક ફાડેલું લાકડું લઈ, રાજાને જોરથી માર્યું. રાજાના શરીરમાંથી લોહીની ધારા વહેવા લાગી. તે બુઢ્ઢીની બૂમો સાંભળી કેટલાક માણસો ત્યાં દોડી આવ્યા. ત્યાં એકઠા થયેલા માણસોમાંના કેટલાકે રાજાને ઓળખ્યો. બેચાર જણે જઈ રાજગૃહમાં ખબર આપી. રાજાએ તે વૃદ્ધાનો દોષ લેશમાત્ર પણ લેખ્યો નહિ. તે જનસમુદાયમાંથી સરી જઈ, ધીમેધીમે તે સાધુના આશ્રમના દરવાજા આગળ જઈ ઊભો રહ્યો. આ વખતે તે સાધુની કૃપાથી વંચિત રહ્યો નહિ; તેણે રાજાને દીક્ષા આપી. રાજા દૃઢ પ્રયત્ન, ગાઢ અનુરાગ અને એકાંતમાં ભક્તિસાધન વડે સિદ્ધિ પ્રાપ્ત કરી શક્યો.

આખ્યાયિકા પૂરી કરી બાબાએ કહ્યું: 'શુભ કાર્યમાં ઉત્કટ અર્થાત્ તીવ્ર ઇચ્છા જોઈએ અને તે ઉપરાંત ચિત્તમાંથી મલિન અભિમાનને પણ દૂર કરવાની આવશ્યકતા છે. આ માર્ગ ઓળંગવાની

જેઓને ઇચ્છા હોય, તેમણે ઉત્કટ ઇચ્છા, દઢ પ્રયત્ન અને અત્યંત ધૈર્ય રાખવાની જરૂર છે. એ સિવાય કાર્ય સિદ્ધ થવાની સંભાવના નથી.'

બાબાએ એક દિવસ કહ્યું હતું: 'સતત બ્રહ્મઅભ્યાસની અતિશય જરૂર છે. હું સત્, ચિત્, આનંદસ્વરૂપ આત્મા છું–પરામાત્માથી ભિન્ન નથી.'

બાબાએ એક શ્લોક સંભળાવ્યો હતો:

तच्चिंतनं तत्कथनं अनन्यत्वं प्रबोधनम्।
एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः॥

તેનું જ ચિંતન, કથન તેનું, તે વિણ કંઈ ના જાણવું;
કહે બ્રહ્મનો અભ્યાસ વિબુધો, તેના મહીં નિત્ય રાચવું.

બાદ બાબાએ એક દુહો પણ સંભળાવ્યો:

સતત બ્રહ્મઅભ્યાસસે, મલવિક્ષેપકો નાશ;
જ્ઞાન દઢ નિર્વાસના જીવનમુક્તિ પ્રતિભાસ.

એક ભક્તમૈયાએ બાબાને પ્રશ્ન કર્યો: 'નિષિદ્ધ કર્મ તે શું?'

બાબાએ ઉત્તર આપ્યો: 'શાસ્ત્રમાં જે નિષિદ્ધ* કહ્યું છે તે નિષિદ્ધ.'

બાબાએ એક સમયે સેવિકાને ઉપદેશ આપ્યો હતો, કે સર્વદા સત્કથન કરવું, સર્વ માટે મંગળ કામના કરવી; પરનિંદા ત્યાગવી.

* કર્મ બે પ્રકારનું છે: એક 'વિહિત' છે અને એક 'નિષિદ્ધ' છે. પુરુષની પ્રવૃત્તિના કારણે જેનું સ્વરૂપ વેદે બોધેલું છે, તે 'વિહિત કર્મ' કહેવાય છે. અને પુરુષની નિવૃત્તિ જેણે બોધેલી છે, તે 'નિષિદ્ધ કર્મ' કહેવાય છે. સ્વભાવસિદ્ધ જે ક્રિયા છે તે કર્મ નથી; કેમ કે વેદે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિના કારણે જે બોધેલું છે તે કર્મ કહેવાય છે. 'ઉદાસીન ક્રિયા–વિહિત અને નિષિદ્ધથી શેષ રહેતી સહજ ક્રિયા; રાગદ્વેષથી રહિત, ગમનાગમન–શૌચાદિ ક્રિયા–કર્મ નથી. એથી બે પ્રકારનું કર્મ છે, ત્રણ પ્રકારનું નહિ. 'વિચારસાગર' પૃ. ૧૯૦ —અનુવાદક

પરનિંદાથી મન મલિન થાય છે. જેનાથી હૃદયમાં દ્વેષભાવ ઉત્પન્ન થાય, તેવા વિચારનો ત્યાગ કરવો. ચિત્તમાં અનાસક્તિ અને સંતોષની રક્ષા કરવી જોઈએ.

બાબાએ કહ્યું: લક્ષ્મી હમેશાં ચંચલ છે. તે કોઈ એકાદ સ્થળે સ્થિર થઈ રહેતી નથી; માટે તેનો સદ્‌વ્યય કરવો જોઈએ. ધનનો ચાર રીતે–ચાર પ્રકારે વ્યય કિંવા ક્ષય થાય છે.× ૧ ધર્મ, ૨ તસ્કર, ૩ અગ્નિ, ૪ નૃપ. જો સારા કામમાં અર્થનો વ્યય ન થાય, તો બાકીના ત્રણ માર્ગમાંથી એક માર્ગે તેનો ક્ષય અવશ્ય થવાનો; માટે અધિક દ્રવ્યનો સંચય ન કરતાં તેનો સારા કામમાં વ્યય કરવો, એ જ યોગ્ય છે. અમારા ગુરુ મહારાજ પણ કહે છે: 'જો કૂવાના જળને વપરાશમાં ન લેવામાં આવે, તો તે દુર્ગંધવાળું થઈ જાય છે. જેમજેમ તેને વપરાશમાં લેવામાં આવે, તેમતેમ નીચેથી નિર્મળ જળ ઉપર આવે છે.' જે ઘરમાં અધિક દ્રવ્યનો સંચય કરવામાં આવે છે, તે ગૃહસ્વામીના અંતરમાં પ્રબળ ભોગવાસના ઉત્પન્ન થાય છે; અથવા તો દંભ પેદા થાય છે અને તેનું મન સંકુચિત બને છે.

સાધુબાબાએ એક દિવસ અમને કહ્યું હતું: માયિક વસ્તુમાં વાસ્તવિક રૂપે કંઈ પણ સુખ નથી. પ્રકૃત સુખનો આધાર કે મૂળ, આનંદસ્વરૂપ આત્મા છે. મનને કોઈ પણ પ્રકારે એકાગ્ર કરીએ તો આત્માના આ સુખનો અનુભવ થાય છે. માયિક વસ્તુ વડે જીવ સુખાનુભવ કરી શકે છે. તેનું કારણ એ છે, કે ઇચ્છા મુજબ વસ્તુ પ્રાપ્ત થાય છે, એ સમયે અલ્પ ક્ષણ માટે, ઇચ્છાનો અભાવ હોય

---

× दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य।
यो न ददाति न भुंक्ते तस्य तृतीया गतिर्भवति॥

ધનની સ્થિતિ ત્રણ પ્રકારની થાય છે: દાન, ભોગ, અગર નાશ; જે મનુષ્ય દાન કરતો નથી, અગર જાતે ઉપભોગ કરતો નથી, તેના ધનની ગતિ ત્રીજી થાય છે અર્થાત્ તે નાશ પામે છે. (ભર્તૃહરિ)–અનુવાદક

છે અને ઇચ્છા વા વાસનાનો અભાવ થતાં મન તેટલી ક્ષણ માટે એકાગ્ર બને છે; એના પરિણામે સુખાનુભવ થાય છે. મન જ્યારે વિશેષ ચંચળ બને છે, ત્યારે તેનામાં સુખાનુભવનો કે રસાસ્વાદનો વિશેષ અવકાશ હોતો નથી. વાસના વા ઇચ્છા વડે મન કેવળ તરંગે ચઢે છે–ડહોળાઈ જાય છે અને માત્ર તેની ઉત્તેજના વધે છે. આ કારણથી વાસના વા ઇચ્છાનો ત્યાગ કરવો જોઈએ. બાબાએ કહ્યું: 'સ્વાર્થના વિચાર, ફાલતુ ચિંતા, ફાલતુ વાત, ફાલતુ કર્મનો ત્યાગ કરી મનને સદા પરમાત્મામાં એકાગ્ર અને સ્થિર કરવા અભ્યાસ કરો, મનના પ્રવાહને તેની તરફ વાળો, તેમ કરવાથી શાંતિ અને આનંદને પ્રાપ્ત કરશો.' *

બાબાએ એક દિવસ કહ્યું હતું:

હિત અનહિત પશુપક્ષીઓ જાના,
માનુષ તિન ગુન જ્ઞાનનિધાના.

અર્થાત્ હિતકારી શું છે અને અહિતકારી શું છે, તે તો પશુ-પક્ષીઓ પણ સમજી શકે છે. વિચિત્ર તો એ છે, કે ગુણોનો ભંડાર એવો મનુષ્ય તે સમજી શકતો નથી. બાબાએ કહ્યું: જો કોઈ પોતાના મનમાં શુભ કામના કરે, તો અન્યના હૃદયમાં તેની છાયા પડે છે; જો તેના મનમાં ભ્રમિત વિચાર કે ખોટી ધારણા હોય તો દૂર થાય છે.

બાબાએ દુહો સંભળાવ્યો હતો:

ફિકર સબકો ખા ગઈ, ફિકર જગતકા પીર;
જો ફિકરકી ફાકી કરે, ઉસકા નામ ફકીર.

---

* જો મન માયા હિ માય રહે નિત,
તો મન બૂડત માયકે રૂપા;
સુંદર જો મન બ્રહ્મ વિચારત,
તો મન હોત હિ બ્રહ્મસ્વરૂપા.
'સુંદરવિલાસ'—અનુવાદક

અર્થાત્ ફિકર સર્વને ખાઈ ગઈ છે. ફિકર જગતની પીર છે. જે ફિકરની ફાકી કરે છે તે જ ખરો ફકીર છે.

બાબાએ એકદા કહ્યું હતું:

પરમાતમસે આતમા, જુદા રહે બહુ કાલ,
સુંદર મેલા કર દિયા, સદ્‌ગુરુ મિલે દલાલ.

અર્થાત્ આત્મા અને પરમાત્મા બહુ સમય સુધી જુદા રહ્યા. જ્યારે સદ્‌ગુણરુપી દલાલ મળ્યા, ત્યારે તેમણે બન્નેનો મેળાપ કરાવી આપ્યો.

## દ્વિતીય તરંગ

બાબાએ એક દિવસ કહ્યું હતું: ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતાંની વાર ત્રિવિધ દુઃખનો આરંભ થાય છે. જેમજેમ દિવસ જતા જાય છે, તેમતેમ નવાં વધારે બંધનો અને દુઃખની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. છેવટે વૃદ્ધ શરીર ત્યાગ કરતી વખતે, મરણમૂર્ચ્છાની વેળાએ સમસ્ત જીવનવ્યાપી સંસ્કાર એક પછી એક સન્મુખ ખડા થાય છે. મૃત્યુ પછી જીવના અંતરનિહિત વિવિધ ભોગતૃષ્ણાથી જીવને ફરીથી દેહ ધારણ કરી આ દુઃખમય સંસારમાં આવવું પડે છે. આથી મનને વિષયમાંથી અનાસક્ત કરી 'હું શુદ્ધ, બુદ્ધ, નિરંજન, નિર્વિકાર અને મુક્ત છું–હું આનંદરૂપ આત્મા છું, શા માટે હું માયાને આધીન થાઉં? હું માયાપાશને છિન્ન કરી છોડી દઈશ.' એ પ્રમાણે કોઈ વિચાર કરે, તો આ પ્રમાણે સતત ચિંતનનું ફળ તેના મનમાં દઢતાથી બેસે. પછી ધીમેધીમે માયાપાશ છેદાઈ જાય અને આ સંસારમાં ફરીથી તેને આવવાનું રહે નહિ. આ ઉપરથી જ જીવને રક્ષણ મળી શકે. પરમજ્ઞાન* પ્રાપ્ત કર્યા સિવાય મુક્તિ

---

* ज्ञानविहीनेे सर्वमतेन मुक्तिर्न भवति जन्मशतेन (શંકરાચાર્ય)
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते। ભ. ગી. ૪–૩૩

મળવાનો કદાપિ સંભવ નથી.'

બાબાએ કહ્યું હતું: જો કોઈ બહારથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરે, તો તેથી કંઈ ફળ થતું નથી. મનથી આસક્તિ કાઢી નાખવી, મનથી વાસના ઉખેડી નાખવી, તેનું નામ ત્યાગ છે. બહારથી ગેરુઆં વસ્ત્ર–ભગવાં કપડાં ધારણ કરી સંન્યાસ દાખવવો અને અંતરમાં ભોગવાસના કે આસક્તિનું પોષણ કરવું તેનું કંઈ ફળ નથી.

વૈશાખની આઠમને દિવસે બાબા પદ્મા નદીમાં સ્નાન કરી આવી કવિ ગુલાબસિંહકૃત એક પુસ્તક વાંચતા હતા. અમે બાબાના ચરણમાં ફૂલ મૂકી એકે એકે પ્રણામ કર્યા. બાબાએ ગુલાબસિંહકૃત એક દુહો વાંચી સંભળાવ્યો.

બાબાને તેનો અર્થ પૂછતાં કહ્યું: મોટામોટા તપસ્વી કહેવરાવવાનું જેઓ અભિમાન રાખતા હતા, તેઓને વિષયનો સંગ થતાં, તેમનું પતન થયું છે; અભિમાનને અંગે તેઓ માયાને આધીન થાય છે. કવિ ગુલાબસિંહ કહે છે, જે મૂર્ખ છે, તેઓ જ અભિમાન રાખે છે. જે વાસ્તવિક રીતે તપસ્વી કે વિદ્વાન છે, તેના ચિત્તમાં અભિમાન હોતું નથી અને તે નમ્ર હોય છે. જ્યાં સુધી સંપૂર્ણ રીતે અભિમાનનો ત્યાગ ન થાય ત્યાં સુધી ધર્મલાભ મળતો નથી.

બાબાને પ્રશ્ન કર્યો: 'કોઈ એકાદ વસ્તુનો ત્યાગ કરવાથી જો મનમાં અહંકાર ઊપજે, તો શા ઉપાયથી તેનું નિવારણ થાય?' તેઓએ જવાબ આપ્યો: 'આ સર્વ દેખાતો પદાર્થ જ્યારે મારો નથી, તો 'તેનો ત્યાગ કર્યો' એવું અભિમાન શોભાજનક નથી. જે વસ્તુ પ્રથમથી જ મારી નથી, તેનો મેં ત્યાગ કર્યો તેને માટે તે વળી અહંકાર કે અભિમાન શું?' અમારા ગુરુ મહારાજે કહેલું:

---

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ ગી. ૫–૧૬

જેઓનું એ અજ્ઞાન આત્મજ્ઞાન વડે નાશ પામ્યું છે, તેઓનું તે જ્ઞાન સૂર્યની પેઠે પ્રકાશી પરબ્રહ્મનું દર્શન કરાવે છે. —અનુવાદક

'કોઈ વિષય માટે અભિમાન કે અહંકાર થાય, તો ઊંચું જોવું. વિચાર કરવો, કે 'મારા કરતાં કેટકેટલાં ધનવાન, રૂપવાન, વિદ્વાન, શ્રેષ્ઠ અને બહુગુણવાળા માણસો આ જગતમાં છે? તો સામાન્ય સંપત્તિનો અધિકારી થઈ હું અંધકારથી ફુંગરાઈ ઊઠું છું, એ શું?' તેમણે એમ પણ કહ્યું હતું: 'આ સંસારની સકળ વસ્તુ પરમાત્માની છે; મારું તો કંઈજ નથી.'

મૌન રહેવાથી શો ફાયદો થાય છે, એવો બાબાને પ્રશ્ન કરતાં તેમણે જણાવ્યું હતું: મૌની થવાથી તિતિક્ષા આવે છે; અર્થાત્ કે અપમાન વગેરે સહન કરવાની શક્તિ વધે છે; અને મનમાં ક્ષમારૂપી ગુણની વૃદ્ધિ થાય છે. બીજું કંઈ ન થાય તો મનન કરવાની સુવિધા થાય છે અને વિચાર પણ ગાઢ થાય છે.

એક દિવસ બાબાએ ગુજરાતી ભાષાનો એક દુહો કહી તેનો આ પ્રમાણે અર્થ કરી સંભળાવ્યો હતો: નિદ્રાવસ્થાનું સ્વપ્ન જાગૃત અવસ્થામાં સંપૂર્ણ નાશ પામે છે; અર્થાત્ તે ભ્રાંતિ સિવાય કંઈ ન હતું એમ સમજાય છે. એ પ્રમાણે આ સંસાર–પ્રપંચ અનાદિ કાળથી પ્રતીત થાય છે; તે તત્ત્વજ્ઞાન પ્રાપ્તિથી દૂર થાય છે. જ્ઞાન વગર મુક્તિ નથી. બાબા બોલ્યા:

સબ સુખ હોત વૈરાગ્યસે, તેજ તપસ્યામાંય;
ભક્તિસે પ્રભુતા બઢે, મુક્તિ જ્ઞાનબિન નાંય.

અર્થાત્ વૈરાગ્યથી સર્વ પ્રકારનું સુખ થાય છે. તપશ્ચર્યાથી તેજ મેળવાય છે. ભક્તિથી પ્રભુતા–મોટાઈ મળે છે; પરંતુ જ્ઞાન વગર મુક્તિ પ્રાપ્ત કરાતી નથી.

મનપક્ષી તબ લગ ઊડે વિષયવાસનામાંય;
જ્ઞાનબાજકી ઝપટમેં જબ લગ આવત નાંય.

મનરૂપી પક્ષી ત્યાં સુધી વિષયવાસનામાં ઊડતું ફરે છે, કે જ્યાં સુધી જ્ઞાનરૂપી શકરા–બાજની ઝપટમાં તે આવતું નથી.

બાબાએ એક દિવસ એક કથાપ્રસંગે કહ્યું હતું: મનુષ્યજીવનનું લક્ષ્ય પરમાર્થલાભ છે. જે મનુષ્ય કેવળ વ્યાવહારિક જગતમાં રચ્યોપચ્યો રહે છે, તેને પરમાર્થનું જ્ઞાન થતું નથી. જો કોઈ પરમાર્થને માર્ગે ચાલે તો તેને પરમાર્થનો લાભ થાય છે, એટલું જ નહિ, પણ તે વ્યાવહારિક જગતમાં પણ ઉન્નતિ સાધી શકે છે. પ્રધાન–મુખ્ય–વસ્તુ મેળવવાથી નાનીનાની વસ્તુ આપોઆપ મળી આવે છે.

સંસારી જીવ સાધારણ રીતે લોભી હોય છે. તેનું ફળ સારું આવતું નથી. અતિલોભનું ફળ કેવું વિષમય આવે છે, તે બાબાએ એક દૃષ્ટાંતથી સમજાવ્યું:

કોઈ એક વેપારી લાખો રૂપિયાનો માલ ભરી જહાજમાં ઘેર પાછો ફરતો હતો; એવામાં રસ્તામાં ભયાનક વંટોળિયો થયો અને ભારે તોફાન થયું. આ તોફાનમાં તેનું વહાણ હાલમડોલમ થવા લાગ્યું. તેને મનમાં આશંકા થઈ કે કદાચ વહાણ ડૂબી જશે, આથી તે મનમાં ઘણો ભય પામ્યો. તેને ચિંતા થઈ કે વહાણમાંના સામાનનો નાશ થશે; એટલું જ નહિ, પણ કદાચ જાન પણ ગુમાવવો પડશે. આથી ભયભીત થયેલો તે વેપારી શ્રી શંકરને શરણે ગયો. વ્યાકુળ ચિત્તે તેમના ચરણમાં પ્રાર્થના કરી, કે જો આજનું આ તોફાન શમી જશે અને જો તે ક્ષેમકુશળ ઘેર પાછો ફરશે, તો વીસ લાખ રૂપિયા ખર્ચી શંકરનું વિશાળ મંદિર બંધાવી તે તેની પૂજા તથા ત્યાં સદાવ્રત માટે યોગ્ય વ્યવસ્થા કરશે. ભગવત્કૃપાથી તોફાન શમી ગયું. વહાણ કિનારા તરફ આગળ વધવા લાગ્યું. જેમજેમ વહાણ કિનારા તરફ વળવા લાગ્યું તેમતેમ તેનો વિચાર પણ બદલાવા લાગ્યો. તેને એમ થયું, કે આવા સાધારણ કામ માટે વીસ લાખ રૂપિયા ખર્ચવાની કંઈ જરૂર નથી. દશ લાખ રૂપિયા ભયોભયો થઈ જશે. થોડીવાર પછી તેને એમ લાગ્યું, કે દસ લાખ શા માટે ખર્ચવા? બે લાખ રૂપિયા બસ છે. એમ કરતાં તે પચાસહજાર અને પચાસહજાર પરથી દશહજાર પર આવ્યો. જ્યારે વહાણ કિનારે

સહીસલામત આવ્યું, ત્યારે તેણે એમ નિશ્ચય કર્યો કે કોઈ શિવમંદિરમાં પચાસ રૂપિયાની પૂજા મોકલીશ. શ્રી શંકરજી માટે અતિશય ખર્ચ કરવાનું કંઈ કારણ નથી.

સહીસલામત ઘેર પહોંચ્યા પછી તે વ્યવસાયમાં પડ્યો અને શંકરની પૂજાની વાત મનમાંથી સરી ગઈ. એક દિવસ એકાએક શંકરની પૂજાની માન્યતા તેના મનમાં જાગી ઊઠી. તેને એમ થયું કે પૂજા મોકલી નહિ, એ સારું કર્યું નહિ. ચાર આનાની પૂજા મોકલીશ એટલે ચાલશે. અંતે એમ વિચાર કર્યો કે ચાર આનાનું પણ ખર્ચ કરવાની શી જરૂર છે? બજારમાં ચાર પૈસાનું લીલું નાળિયેર મળે છે, તે લઈ મોકલાવું તો ચાલશે. નોકરને તે કામ ન સોંપતાં પોતે જ બજારમાં ખરીદ કરવા ચાલ્યો. બજારમાં તેણે સાંભળ્યું કે વાડીમાં જઈ ખરીદ કરવામાં આવે, તો તે બે પૈસામાં મળશે. આથી તે વાડીમાં ગયો. વાડીના માલિકે કહ્યું, કે તે ઝાડ પર ચઢી તે નાળિયેરને તોડી લેશે, તો નાળિયેર દીઠ એક જ પૈસો પડશે. તે લોભી માણસ ખુશ થયો. એક ઝાડ કૂવાની પાળ પર હતું, તેના પર તે ચઢ્યો. તેમ કરવાનો તેને અભ્યાસ ન હતો, પણ એક પૈસા માટે જીવ આપે તેવો તેનો સ્વભાવ હતો. પછી તેણે ઝાડ પર ચઢી વાંકા વળી નાળિયેરને પકડ્યું, કે તેનો પગ સરી ગયો અને નાળિયેરને પકડીને તે ટિંગાઈ રહ્યો. એવામાં એક ઘોડેસવાર ત્યાંથી જતો હતો, તેને તે વેપારીએ હાક મારી અને કહ્યું: 'જો તું મને સહાય કરીશ, તો તને હું ભારે ઇનામ આપીશ. તું તારા ઘોડા પર ઊભો રહી મારા પગ પકડી લે—'

તે ઘોડેસવાર પણ ઇનામના લોભમાં તણાયો અને તેમ કરવા તૈયાર થયો. જેવો તે ઘોડા ઉપર બે પગે ઊભો થયો, કે ઘોડો ભડક્યો અને નાઠો. તે ઘોડેસવાર પણ તે વેપારીના બે પગ પકડી હવામાં લટકી રહ્યો. જ્યારે આ પ્રમાણે બન્ને જણ હવામાં ઝોલાં ખાતા હતા, ત્યારે એક મોટી મૃદંગ લઈ એક માણસ ત્યાંથી જતો

હતો. તેને જોઈ પેલા વેપારીએ કહ્યું : 'ભાઈ તું જુએ છે કે, અમે બે જણુ અદ્ધર ટિંગાયલા છીએ. જો તું અમને મદદ નહિ કરે તો અમે બંને જણુ, હાથ છૂટી જતાં કૂવામાં પડીશું. જો તું તારી મૃદંગ પર ઊભો થઈ અમને નીચે ઊતરવામાં મદદ કરશે, તો હું તને ભારે ઇનામ આપીશ.'

તે ઝાડની તળે મૃદંગ રાખી તે માણુસ પોતાની મૃદંગ પર ઊભો થયો અને તે ઘોડેસવારના પગ પકડ્યા; પણુ પગ પકડતાંની વાર મૃદંગ તેના પગ નીચેથી સરી ગઈ અને કૂવામાં પડી. તે મૃદંગવાળો પણુ ઘોડેસવારના પગ પકડી અદ્ધર લટકવા લાગ્યો. આ પ્રમાણે ત્રણે જણુ અદ્ધર ટિંગાઈ રહ્યા. પેલા વેપારી માટે બે જણુનો ભાર સહન કરવો શક્ય ન હતો. તેના હાથ થાકી ગયા અને અંતે તે છૂટી ગયા. હાથ છૂટતાંની વાર ત્રણેય જણુ કૂવામાં પડ્યા.

બાબાએ વાત પૂરી કરી કહ્યું :

અતિ લોભ નવ કિજીયે, અતિ લોભ દુઃખદિન;
એક નારિયલકે વાસ્તે, ગીરે કૂપમેં તિન.

અતિલોભનો પ્રસંગ નીકળ્યો હતો, તેથી લોભનું પરિણામ સમજાવવા માટે બાબાએ એક બીજી વાત કહી સંભળાવી :

એક શેઠે એક વણિકકન્યા સાથે લગ્ન કર્યાં હતાં. કેટલાક સમય પછી બન્ને વચ્ચે કડવાશ થઈ અને અંતે ભારે ઝઘડો થયો. શેઠાણીએ છેવટે સંકલ્પ કર્યો, કે આત્મહત્યા કરી, આ જીવનનો અંત આણુવો. આમ વિચાર કરી એક દિવસે બપોરે છાનીમાની તે ઘરમાંથી ચાલી ગઈ. જ્યારે આ પ્રમાણે તે એકલી અરણ્યમાં જતી હતી, ત્યારે એક મૃદંગી(ઢોલકવાળો) તેની પાછળપાછળ જતો હતો. તેણે જોયું, કે આ સ્ત્રી એકલી અરણ્યમાં જાય છે. રક્ષણુ કરનાર કોઈ તેની સાથે નથી. આ જોઈ તેણે તે રમણીને પૂછયું : 'તમે આ ઘરેણુંલત્તાં પહેરી એકલાં ક્યાં જાઓ છો ?'

તેણે કહ્યું, કે આત્મહત્યાના વિચારથી પોતે એકલી અરણ્યમાં આવી છે.

આ સાંભળીને તે મૃદંગીને ઘણો આનંદ થયો; કારણ કે તેનું લક્ષ ઘરેણાં પર હતું. જો તે સ્ત્રી મરણ પામે, તો બધા દાગીના તેને મળે એમ તેને લાગ્યું. શેઠાણી આગળ ચાલતાં એક કૂવો હતો ત્યાં આવી તેની પાળ પર બેઠી. તે મૃદંગીએ કહ્યું: 'તમે તો હવે મરવાનાં છો, તો આ સર્વ ઘરેણાં મને આપી દોને!'

શેઠાણી તે વાતમાં સંમત થઈ અને એક પછી એક ઘરેણાં શરીર પરથી કાઢી એક પોટલી બાંધીને મૃદંગીને આપી. શેઠાણીએ બધાં ઘરેણાં આપ્યાં હતાં, માત્ર એક નાકનું ફૂલ આપ્યું ન હતું. મૃદંગીએ તે માગ્યું. તે રમણીએ કહ્યું: 'એ હું આપી શકતી નથી. એ તો મારા સૌભાગ્યનું ચિહ્ન છે. જ્યારે હું મરી જાઉં, ત્યારપછી મારા મૃત શરીર પરથી તે તું કાઢી લેજે.'

મૃદંગીએ વિચાર કરી જોયું તો એમ કરવામાં તેને બહુ ગોટાળો જણાયો. હું કૂવામાં ઊતરું અને તે જો કોઈના જોવામાં આવે તો? વારુ, વળી તેના મુડદાને ઉપર શી રીતે કાઢવું? જો હું તે મૃતદેહ પરથી ફૂલ કાઢી લઉં, તો તેમ કરતાં કોઈ જોઈ જાય અને મને જ ખૂન કરનાર માની લે, તો શું થાય? આમ કરવું એ ઠીક નથી.

વિચાર કરી અંતે મૃદંગીએ કહ્યું: 'જો તમારે મરવું જ છે, તો પછી કૂવામાં પડીને શા માટે મરો છો? ફાંસો ખાઈને શા માટે આત્મહત્યા કરતાં નથી? આ મૃદંગ(ઢોલક)નો દોરો કાઢી હું ઝાડે બાંધું છું. તમે આ મૃદંગ પર ઊભાં રહી, ગળામાં ફાંસો નાંખજો. હું તમારા પગ તળેથી મૃદંગને સરકાવી દઈશ. એક પળમાં બધું કામ પતી જશે. આમ કરવાથી આરામથી તમે મરણ પામશો અને ક્યારે મરણ પામ્યાં છો, તે પણ કોઈ જાણશે નહિ. જો કૂવામાં પડીને મરશો તો ઘણીવાર લાગશે.'

શેઠાણી ગળામાં ફાંસો નાખી આત્મહત્યા કરવા સંમત થઈ; પરંતુ ગળામાં ફાંસો કેમ નાખવો, તેની તેને ખબર ન હતી. તેણે મૃદંગીને કહ્યું: 'તું તારા ગળામાં ફાંસો નાખી મને બતાવ કે આમ ફાંસો ખવાય છે.' મૃદંગીને કલ્પના ન હતી કે આમ સહેજમાં તેનું કામ થઈ જશે ને બાઈ તેની વાત માની જશે. તેણે આનંદથી અને ઝડપથી બધી તૈયારી કરી. પછી મૃદંગ પર ઊભો રહી ગળામાં ફાંસો નાખી તે સ્ત્રીને શિખવાડતો ન હોય તેમ તેની સામું જોઈ રહ્યો. એમ કરતાં પગ નીચેથી મૃદંગ સરી ગઈ અને તેની સાથે ફાંસો તેના ગળામાં બેસી ગયો. તે રમણીએ ભયભીત નયને જોયું કે મૃદંગીને મરતી વખતે ભીષણ દુઃખ થયું. તેનો ચહેરો વિકૃત થઈ ગયો. જીભ બહાર નીકળી પડી, આકૃતિ ભયાનક દેખાવા લાગી. આ જોઈને તે શેઠાણીએ આત્મહત્યા કરવાનો વિચાર માંડી વાળ્યો અને ઘરેણાં પાછાં લઈ તે ઘેર પાછી ફરી.

અતિલોભ મૃદંગીના મૃત્યુનું કારણ નીવડયું. જો તે નાકના ફૂલનો લોભ ન કરતાં સર્વ ઘરેણાં લઈ, સંતોષ માની, ઘેર ચાલ્યો ગયો હોત, તો તેની એવી દુર્દશા ન થાત.

બાબાએ કહ્યું:

**अतिलोभो न कर्तव्यो लोभोऽस्ति प्राणघातकः।**
**वणिक्कन्याप्रसङ्गेन मृदंगी मरणं गतः॥**

અતિ લોભ ના કરવો, લોભ છે પ્રાણઘાતક,
વણિકકન્યાના સંગે, મૃદંગી તો મરી ગયો.

બાબાએ એક દિવસ અમને એક વાર્તા કહી સંભળાવી હતીઃ કોઈ એક બાદશાહે તેના મંત્રીને બોલાવી કહ્યું: 'મારા પાંચ પ્રશ્નનો ઉત્તર તારી પાસેથી જાણવા ઇચ્છું છું.'

વજીરે કહ્યું: 'જી, આજ્ઞા.'

'મારો પ્રથમ પ્રશ્ન એ છે, કે આલોકમાં દુઃખી અને પરલોકમાં

સુખી કોણ? બીજો, આલોકમાં સુખી અને પરલોકમાં દુઃખી કોણ? ત્રીજો, આ લોકમાં સુખી અને પરલોકમાં સુખી કોણ? ચોથો, આલોકમાં દુઃખી અને પરલોકમાં દુઃખી કોણ? પાંચમો, પાપ એટલે શું?'

બાદશાહના પ્રશ્નોનો જવાબ મંત્રીએ તુરત જ આપ્યો નહીં. તેણે કહ્યું: 'જવાબ માટે મને એક માસની મુદત અને રજા આપો.'

બાદશાહે તેની પ્રાર્થના મંજૂર કરી. મંત્રીએ એકાંતમાં બેસી કેટલાક દિવસ સુધી વિચાર કર્યો. ત્યારપછી ગૃહત્યાગ કરી, નગર બહાર સાધુના આશ્રમમાં તે ગયો અને સાધુને ઘણી નમ્રતાપૂર્વક નિવેદિત કર્યું: 'આપ જો કૃપા કરી, અમુક તારીખે રાજસભામાં પધારી દર્શન આપશો, તો મારા પર મોટો ઉપકાર થશે.' સાધુએ કહ્યું: 'રાજસભામાં જવાનું મારે કંઈ પ્રયોજન નથી. મને વિષયી માણસોના સંસર્ગમાં આવવાની ઇચ્છા નથી.'

મંત્રીએ કહ્યું: 'આપ જો ત્યાં નહિ પધારો, તો તેથી મારું અનિષ્ટ થશે અને જો આપ પધારશો, તો મારા પર ઉપકાર થશે.'

સાધુએ જવાબ આપ્યો: 'જો તમને લાભ થતો હોય તો મને આવવાને વાંધો નથી; પરંતુ ક્યારે અને કયા સમયે?'

સ્થાન અને સમય તેને જણાવી મંત્રીએ ત્યાંથી પ્રસ્થાન કર્યું. ત્યારપછી તે એક નર્તકીને ત્યાં ગયો અને તેને પણ નિર્દિષ્ટ સમયે રાજસભામાં આવવા આદેશ કર્યો અને ઉમેર્યું: 'જો તું ઠેરવેલા સમયે રાજસભામાં આવીશ તો તને ઇનામ મળશે.'

ત્યારપછી તે એક મજૂર પાસે ગયો અને તેને મુકરર કરેલે દિવસે રાજસભામાં હાજર થવાનો હુકમ કર્યો અને ઇનામની લાલચ દેખાડી.

પછી તે એક શ્રીમંત શેઠને ત્યાં ગયો. તે ઘણો જ દાનશીલ અને પરોપકારી તેમ જ ધર્મપરાયણ પુરુષ હતો. શેઠને પણ નિર્દિષ્ટ

સમયે રાજસભામાં હાજર રહેવા આગ્રહ કર્યો. શેઠ તરત જ તેમ કરવા સંમત થયા. છેવટે તે બાદશાહના ગુરુ પાસે ગયો. ત્યાં જઈ તેણે તેને કહ્યું: 'હું તમારે ત્યાં એક મરી ગયેલું કુરકુરિયું મોકલીશ. તેને લઈને આપ આવતી કાલે બપોરના રાજસભામાં આવશો, તો હું તમારો ઉપકાર માનીશ.' તે રાજગુરુએ તે વાતનો અસ્વીકાર કર્યો. મંત્રીએ તેને એક લાખ રૂપિયા આપવા કહ્યું, તથાપિ તેણે ના કહી. મંત્રીએ છેવટે બે લાખ રૂપિયા આપવાની ઇચ્છા જણાવી, ત્યારે તે માણસે તે કામ કરવા પોતાની ખુશી દેખાડી. મરેલું કુરકુરિયું તેને વખતસર પહોંચાડવામાં આવશે એમ કહી પ્રધાન ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે માણસો એકઠાં થયાં છે. બાદશાહના આગમન પૂર્વે સભા માણસોથી ભરાઈ ગઈ છે. મંત્રીએ જોયું, કે સાધુ, નર્તકી, મજૂર અને શેઠ આવી ગયા છે. રાજ્યાસનની બાજુમાં મહામૂલ્યવાન આસન પર રાજગુરુ વિરાજ્યા છે. તેમને પૂછતાં જણાયું કે તેઓએ મૃત કુરકુરિયાને રેશમી વસ્ત્રમાં લપેટી કૂખમાં રાખ્યું છે. મંત્રી પછી નિશ્ચિત મને રાજાના આગમનની રાહ જોવા લાગ્યો.

બાદશાહ આવી સિંહાસન પર વિરાજ્યા અને તેમણે મંત્રા તરફ જોઈ કહ્યું: 'આજે તેં મારા પાંચ પ્રશ્નનો જવાબ આપવાને કબૂલ કર્યું છે. મારા પ્રથમ પ્રશ્નનો ઉત્તર આપ. આલોકમાં દુ:ખી અને પરલોકમાં સુખી કોણ?'

મંત્રીએ અંગુલિસંકેતથી સાધુને બતાવી કહ્યું: 'આ યોગીએ આલોકમાં કોઈ પણ પ્રકારનો સુખભોગ કર્યો નથી; કિંતુ પરલોકમાં તે સુખી થશે.'

બાદશાહ: આ લોકમાં સુખી અને પરલોકમાં દુ:ખી કોણ?

મંત્રી: આ નર્તકી. એ આલોકમાં સુખભોગ કરી રહી છે; પરંતુ પરલોકમાં તે અવશ્ય દુ:ખ ભોગવશે.

બાદશાહ: આલોકમાં તેમ જ પરલોકમાં સુખી કોણ?

મંત્રી: આ ધર્મપરાયણ ધનવાન શેઠ. તેઓ જે પ્રમાણે આલોકમાં પરોપકાર, ધર્માનુષ્ઠાન, દાનધર્મ કરી સુખી છે, તે જ પ્રમાણે પરલોકમાં પણ સુખી થશે.

બાદશાહ: આલોકમાં તેમ જ પરલોકમાં દુ:ખી કોણ?

મંત્રી: આ મજૂર. તે આ જન્મમાં અતિશય પરિશ્રમ કરી દિવસો કાઢે છે. પરલોકમાં પણ તેમ જ તેને દુ:ખ ભોગવવાં પડશે; કારણ કે દારિદ્રયને અંગે સુકૃત તેનાથી થવાનાં નથી. વળી પૂર્વ-જન્મનાં સારાં કામ વગર આ જન્મમાં દુ:ખ અને દારિદ્રય પ્રાપ્ત થાય છે. તેની આવી દશા છે, તો તે પરલોકમાં પણ દુ:ખી જ રહેશે.

બાદશાહ: પાપ શું?

મંત્રી: લોભ એ જ પાપ છે.

બાદશાહ: પ્રત્યક્ષ દષ્ટાંત?

મંત્રી: જહાંપનાહ! મને ક્ષમા કરો—પ્રત્યક્ષ દષ્ટાંત આપની પાસે મોજૂદ છે. આ રાજગુરુને બે હાથ ઊંચા કરી ઊભા થવાની આજ્ઞા કરો એટલે આપોઆપ સમજાશે.

રાજગુરુને જ્યાં હાથ ઊંચા કરી ઊભા થવાની આજ્ઞા ફરમાવવામાં આવી, કે તેમની કૂખમાંથી તે મૃત કુરકુરિયું નીચે પડી ગયું. એ જોતાં જ કેટલાક સભાસદો 'ધિક્કાર' કહી ઊઠી ઊભા થયા, કેટલાક હસ્યા; બાદશાહે મોં ફેરવી લીધું. તે મહાશય નીચું મોં કરી ઊભા રહ્યા.

બાબાએ એક દિવસ સમજાવ્યું હતું, કે જે માણસ માયાને વશ છે, તે જ બદ્ધ છે. જે માયારહિત છે તે મુક્ત–ઈશ્વરસ્વરૂપ છે. દષ્ટાંતરૂપે કહ્યું કે કોઈ એક ફકીર પોતાને ખુદા કહેતો હતો. આ વાત આખરે બાદશાહને કાને પહોંચી. તેણે ગુસ્સે થઈ તે ફકીરને પકડી મંગાવી, સજા કરવા કાજીને ફરમાવ્યું. તે ફકીરને બાંધી કાજી પાસે લઈ આવ્યા. જ્યારે તેના હાથપગ બાંધી તેને કૂવામાં નીચે ઉતાર્યો અને પૂછ્યું: 'તું કોણ છે?'

ફકીરે કહ્યું : 'બંદા.'

કૂવામાંથી બહાર કાઢી. તેનાં બંધન તોડી નાખી તેને પૂછ્યું : 'તું કોણ છે ?' ત્યારે ફકીરે જવાબ આપ્યો: 'ખુદા.' ફકીરને ફરીથી બાંધી કૂવામાં નાખ્યો, ત્યારે બદ્ધાવસ્થામાં તેણે કહ્યું: 'હું તો બંદા છું.' પાછો બહાર કાઢી, તેને બંધનમુક્ત કરી, ફરીથી પૂછ્યું: 'તું કોણ છે ?' ત્યારે તેણે કહ્યું: 'ખુદા.' કાજીએ પછી તેને એનો અર્થ સમજાવવા કહ્યું. ફકીરે કહ્યું: 'બાંધા જો સો બંદા ઓર ખુલ્લા જો સો ખુદા.' કાજી પછી તેના કહેવાનો મર્મ સમજ્યો. જીવ જ્યાં સુધી આસક્તિના બંધનમાં આબદ્ધ છે, ત્યાં સુધી તે બંદા છે. જે આસક્તિરહિત છે, તેજ મુક્ત છે; તેજ પરમેશ્વર-સ્વરૂપ છે. વાસ્તવિક રીતે તેનામાં અને ખુદામાં ફરક નથી.

## તૃતીય તરંગ

બાબાએ અમને પોપટ અને વાંદરાનું દૃષ્ટાંત આપી સમજાવ્યું, કે જીવ વાસ્તવિક રીતે તો મુક્ત—સત્, ચિત્ અને આનંદસ્વરૂપ છે. તે ભ્રમાંધ થઈ એમ માની લે છે કે તે બદ્ધ છે. પોપટ અને મર્કટ મુક્ત હોય છે, છતાં તે પોતાને પકડાયેલાં કે બદ્ધ મનમાં ધારી લે છે. તેમ પોપટ અને માંકડાને શી રીતે પકડવામાં આવે છે, તે જાણવાની ઇચ્છા દર્શાવતાં બાબાએ કહ્યું, કે જેઓ તોતાને–પોપટને પકડે છે, તેઓ એક સાંકડા વાંસના મધ્યભાગમાં બન્ને બાજુએ છિદ્ર કરી–છેદ પાડી, તેમાં દોરી પરોવી દે છે. દોરીને બન્ને તરફથી ઝાડની ડાળી પર બાંધી દે છે. વાંસ પર મરચાં રાખી વ્યાધ–પારધી થોડે છેટે સંતાઈ રહે છે. લોભવશ પક્ષી પોપટ જેવો આવી વાંસ પર બેસે છે, કે વાંસ હાલવા માંડે છે. તે સમયે જો પક્ષી ઊડવા ધારે તો ઊડી શકે છે–વાંસ છોડીને જઈ શકે છે અને બધી ખટપટ મટી જાય છે; પરંતુ તેમ ન કરતાં પોપટ શંકાશીલ

બની પોતાના પગ વડે વાંસને જોરથી વળગી રહે છે, ત્યારે પારધી આવી તેને પકડી લે છે. આ પ્રમાણે પોતાના જ બુદ્ધિદોષથી પોપટ પકડાય છે.

માંકડાં પણ એ પ્રમાણે પોતાના બુદ્ધિદોષથી પકડાય છે. જેઓ માંકડાંને પકડે છે, તેઓ સાંકડા મોંના વાસણમાં માંકડાં જુએ તેમ ચણા કિંવા કેળાં મૂકી દૂર જઈ તેમને સપડાયાની રાહ જુએ છે. વાંદરાં ખાદ્ય પદાર્થના લોભથી તેમાં હાથ નાખે છે. જ્યારે ખાવાની વસ્તુ મૂઠીમાં લઈ હાથ બહાર કાઢવાની કોશિષ કરે છે, ત્યારે હાથ કેમે કર્યો બહાર નીકળતો નથી. જો મૂઠીમાંના ચણા કે ખાવાનો પદાર્થ નાંખી દે, તો વિના પ્રયાસે હાથ બહાર નીકળે અને મુક્તિ મળે; પરંતુ એવી બુદ્ધિ તેમને હોતી નથી. તેઓ તો એમ જ સમજે છે કે વાસણે તેમને પકડી લીધાં છે. મુક્તિ માટે–છૂટવા માટે તે ખટપટ કરે છે, પણ તેમ થવાનો ઉપાય તેમને માલૂમ નથી. તે જ વખતે પારધી આવી તેમને પકડી લે છે.

બાબાએ પણ તેમ જ કહ્યું કે જીવ પણ મુક્ત જ છે. અજ્ઞાનના કારણે તે મનમાં માની લે છે, કે હું બદ્ધ છું. એ અજ્ઞાનનો ત્યાગ કરવાનો એક માત્ર ઉપાય આત્માનુસંધાન છે. જીવ માયામાં બદ્ધ થઈ સમજી શકતો નથી, કે તે કોણ છે. તે સ્વયં બ્રહ્મ છે તે ભૂલી જઈ તે મનમાં ધારે છે કે મોહે મને બાંધી રાખ્યો છે. ખરી વાત તો એ છે, કે તે મોહને પકડી બાંધી રાખે છે.

આપણે શંકિત થઈ ઘણીવાર વિપત્તિની સૃષ્ટિ ઉત્પન્ન કરીએ છીએ. ધીર અને અવિચલિત રહીએ તો અનેક વખત આપત્તિ આપોઆપ દૂર થાય છે, તેનું દૃષ્ટાંત આપવા બાબાએ એક વાત કહી:

કોઈ એક વણિકને છસાત વર્ષની એક કન્યા હતી. દોલ-પૂર્ણિમા–હોળીના આગલે દિવસે એક નાના માટીના વાસણમાં રંગ ઘોળી તેને પોતાના પિતાના પલંગ નીચે રાખી, તે ઊંઘી ગઈ. તેનો વિચાર એમ હતો કે સવારે ઊઠીને એ રંગથી હોળી ખેલીશ.

તે ઊંઘમાંથી ઊઠે ત્યાર પહેલાં તો તેનો બાપ અતિશય વહેલો ઊઠી, તે વાસણ લઈ શૌચ ગયો. શૌચ કરી ઊઠે છે, ત્યાં તેણે જોયું કે માટી તો લાલલાલ થઈ ગઈ છે. તે ઘણો ભય પામ્યો અને તેણે મનમાં વિચાર કર્યો: 'જો આટલું બધું લોહી શરીરમાંથી તૂટી પડયું છે, તો હવે બચવાની કંઈ આશા નથી.'

અત્યંત વહેમાઈ તે ઘેર પાછો ફર્યો અને છોકરાઓને કહ્યું કે હવે બચવાની કંઈ આશા નથી. છોકરાઓએ દાક્તર તથા વૈદ્યને તેડાવ્યા, પણ કંઈ ફળ આવ્યું નહિ. છેવટે તે થાકી જઈ પથારીમાં પડ્યો. આ તરફ પેલી બાલિકા ઊઠી અને ઊઠતાંની વાર તે રંગ ભરી રાખેલા માટીના વાસણની શોધ કરવા લાગી. તે વાસણ તેને મળ્યું નહિ; તેથી તેણે પોતાના પિતાને પૂછ્યું: 'બાપા, કાલે મેં તમારા ખાટલા નીચે રંગનું ભરેલું નાનું વાસણ મૂક્યું હતું તે ક્યાં છે?'

આ સાંભળતાંની વાર વણિકનો વહેમ દૂર થયો અને કંઈ રોગ પણ જણાયો નહિ અને ઊઠી બેઠો થયો. મનુષ્ય પણ હું માયાને આધીન છું, સર્વદા બદ્ધ છું એમ મનમાં માની અંતે તે માયાને આધીન થઈ પડે છે; પરંતુ જો તે એમ માને કે હું માયાને આધીન નથી, હું મુક્ત, શુદ્ધ આત્મા છું એમ જો મનમાં ધારે તો ખરેખર તે મુક્ત થઈ શકે.

બાબા કહે છે, કે મનને અનાસક્ત અને લોભવર્જિત રાખવાથી ભગવાનનાં દર્શનનો લાભ થાય છે. કપડાં કે અલંકારમાં–વેષભૂષામાં કંઈ નથી. મનના કારણે એ બધું છે. ઘરમાં રહો તોય તે જ છે અને પર્વતકંદરામાં રહો, તો યે તે જ છે.

संसारबीजं मन एव विद्धि
न पुत्रभार्याद्रविणादिकं हि।
संसारनाशो मनसोलयेन
न तद्गृहस्थाश्रमवर्जनेन ॥

સંસાર કેરું મનબીજ જાણો,
ન પુત્ર ભાર્યા અર્થાદિ માનો;
મનના લયેથી સંસાર જાતો,
ત્યજતાં ગૃહસ્થાશ્રમ ના મનાતો.

બાબાએ એક દિવસ કહ્યું હતું:

ધૈર્ય, ધર્મ મિત્ર અરુ નારી,
આપદ્કાળ પરખિયે ચારી.

આપત્તિના વખતમાંજ ધીરજ, ધર્મ, મિત્ર અને સ્ત્રીની પરીક્ષા થાય છે. બાબાનો મત છે કે બંગાળાનાં હવાપાણીમાં ભેજ છે, માટે તેની પાચનશક્તિ ઓછી છે. હવા જેટલી જળશૂન્ય-ભેજવિનાની સૂકી તેટલી સારી અને પાચનશક્તિ પણ વિશેષ. મત્સ્યમાંસને બદલે જો પવિત્ર ગાયના દૂધનું સેવન કરવામાં આવે, તો શરીરની શક્તિ અને કાંતિ વધે છે.

બાબાએ અમને એક સમયે બે બંધુની વાત સંભળાવી હતી: એકનું નામ હતું ગુરુમુખ, બીજાનું નામ હતું મનોમુખ. એ બંને જણ એક સમયે એક ખેતરમાંથી જતા હતા. બપોરનો વખત હતો. ગુરુમુખને ભારે તરસ લાગી હતી. મનોમુખે કહ્યું: 'થોડે છેટે જો પેલો કૂવો દેખાય છે ત્યાં આપણે જઈએ.' બંને જણા કૂવા પાસે આવી પહોંચ્યા અને જોયું તો કૂવો ઘણો ઊંડો છે. જળ કાઢવા માટે પાત્ર-વાસણ કે દોરી ન હતી. આ જોઈ મનોમુખે કહ્યું: 'એક કામ કર. તારા માથાની પાઘડી ખોલી નાંખ. હું એક છેડો જોરથી પકડી રાખું છું. તું ધીમેધીમે કૂવામાં ઊતર. પાણી પીધા પછી હું તને પાછો ખેંચી લઈશ.' ગુરુમુખ સરલ સ્વભાવનો હતો. તેણે તેના ભાઈ પર વિશ્વાસ રાખી પાઘડીનો છેડો તેના હાથમાં આપી કૂવામાં ઊતર્યો. વિશ્વાસઘાતી બંધુએ ગુરુમુખને ઊંડા કૂવામાં ઉતારી, પાઘડીનો છેડો છોડી દઈ તે ત્યાંથી ચાલ્યો ગયો.

આ કૂવાની પાસે પુરાતન અશ્વત્થ(વડ)નું ઝાડ હતું. તેનાં

મૂળિયાં કૂવામાં ઊંડાં ગયાં હતાં. આ મૂળને પકડી ગુરુમુખે આખી રાત જાગરણમાં વિતાડી.

આ ઝાડની ડાળી પર એક ભૂત અને તેના મૂળમાં એક સાપ વસતો હતો. આ બન્નેને દોસ્તી હતી. રાત્રીનું જોમ પૂરેપૂરું વ્યાપ્યું; ત્યારે તે ભૂતે પોતાના મિત્ર સાપને કહ્યું: 'જો ભાઈ, હું આપણા રાજાની કુંવરીના શરીરમાં પ્રવેશ કરવાનો છું. કોઈ મને તેના શરીરમાંથી કાઢી શકે એમ નથી. રાજા ભલેને ગમે તેટલા વૈદ્ય–દાક્તરને બોલાવે તેમનાથી કંઈ વળે તેમ નથી. એક મંત્ર છે. જો કોઈ તે ભણે તો મારે શરીર ખાલી કરી ચાલ્યા જવું પડે.'

સર્પે પૂછ્યું: 'તે શો મંત્ર છે?'

તે પ્રેતે તેને તે મંત્ર કહી સંભળાવ્યો. ત્યારપછી સર્પે તેને કહ્યું: 'પેલા ખેતરમાં ઈંટનો ટેકરો છે, તેની નીચે અગાધ ધનરાશિ માટીમાં દાટેલો છે. હું તેનો રક્ષક છું. જ્યાં સુધી હું છું, ત્યાં સુધી કોઈનું સામર્થ્ય નથી કે એને ખોદીને કાઢી લે.'

ભૂતે પૂછ્યું: 'શું કરે તો તારે ત્યાંથી નાસી જવું પડે?'

સાપે ઉત્તર આપ્યો: 'એક મંત્ર છે. જો તે મંત્ર કોઈ ત્યાં આવીને ભણે, તો મારે ત્યાંથી તત્કાળ ભાગી જવું પડે.' ભૂતે મંત્ર જાણવાની ઇચ્છા દર્શાવતાં તે સાપે તે મંત્ર કહી સંભળાવ્યો.

ગુરુમુખે ભૂત અને સાપની વચ્ચે થયેલી બધી વાત સાંભળી લીધી અને પો ફાટવાની તે રાહ જોવા લાગ્યો. જ્યાં વખત થયો કે પાસેના રસ્તાપરથી લોકોની અવરજવર શરૂ થઈ. ગુરુમુખ કૂવામાંથી મદદ માટે બૂમો મારવા લાગ્યો. તેનો અવાજ સાંભળી કેટલાક માણસો કૂવાના મોં આગળ આવી પહોંચ્યા, અને તુરત જ તેને કૂવામાંથી બહાર કાઢ્યો, તથા સંકટમુક્ત કર્યો.

ગુરુમુખ કપડાં સૂકવી તે પહેરી રાજાને મળવા માટે નીકળ્યો. ત્યાં જઈ તેણે વૈદ્ય તરીકે પોતાનો પરિચય આપી, રાજકુંવરીને રોગમુક્ત કરવાની સ્પર્ધામાં તે ઊતર્યો. રાજાએ કહ્યું: 'તારી ઉંમર

તો નાની જણાય છે. તું ચિકિત્સાશાસ્ત્રમાં કેટલો પ્રવીણ છે, તે હું જાણુતો નથી; પરંતુ જો તું મારી કુંવરીનો રોગ મટાડીશ, તો તેનો હાથ તારા હાથમાં સમર્પીશ. મને બીજું કંઈ સંતાન નથી, તેથી રાજ્યનો ઉત્તરાધિકારી પણ તું જ થઈશ. જો તું તેને રોગમુક્ત નહિ કરી શકે, તો જલ્લાદને હાથે તારું શિર કપાવી નાખીશ. બોલ, તારે આ શરત મંજૂર છે?'

ગુરુમુખે તે શરતનો સ્વીકાર કર્યો. રાજકુમારીને તેના ઇલાજથી એક જ દિવસમાં ફાયદો થયો અને તેણે પોતાનું ગુમાવેલું આરોગ્ય પુનઃ પ્રાપ્ત કર્યું. રાજાએ પ્રસન્ન થઈ મહાધામધૂમથી પોતાની કન્યા તેને પરણાવી. મહેલની બાજુમાં એક બીજો મહેલ બંધાવી આપ્યો. ગુરુમુખ તેમાં પોતાની પત્ની સહિત આનંદથી રહેવા લાગ્યો.

આ પ્રમાણે ગુરુમુખ સુખમાં દિવસ કાઢતો હતો. ત્યાં એક દિવસ તેનો બંધુ આવી પહોંચ્યો. મનોમુખે સાંભળ્યું હતું, કે તેનો ભાઈ હવે રાજાનો જમાઈ થયો છે; તેથી તે કંઈ પ્રાપ્તિની આશાથી બંધુત્વ જણાવવા આવ્યો હતો. સરલ અને ઉદાર હૃદયવાળો ગુરુમુખ પોતાના ભાઈની નીચતા-વિશ્વાસઘાતકતા વિસરી જઈ, અતિ આદરમાન આપી તેણે તેનો સત્કાર કર્યો. કેટલાક દિવસ માનપાનથી રાખી, તેને યાદગીરીમાં કિંમતી પદાર્થો આપી વિદાય કર્યો. મનોમુખને આશા હતી તેના કરતાં પણ અતિશય દ્રવ્ય મળ્યું; પરંતુ તે પોતાનો જાતિસ્વભાવ ભૂલ્યો નહિ; જતાંજતાં પણ તેણે ડંખ માર્યો. વિદાય થતાંથતાં તેણે એવી વાત ઉડાડી કે રાજાનો જમાઈ તો જાતનો મહેતર-ઢેડ છે.

થોડા જ વખતમાં આ વાત રાજાના કાને પહોંચી. આ બીના જાણી તેના મર્મને આઘાત થયો અને તેણે તેના જમાઈને દૂર રાખ્યો. દરરોજ તે પોતાના જમાઈની સાથે બેસી ભોજન લેતો હતો; પરંતુ હવે તેને માટે તેણે સ્વતંત્ર વ્યવસ્થા કરી. તેને વિચાર કરતાં જણાયું, કે એક અજ્ઞાતકુલશીલ યુવકને કન્યાદાન કરવું, એ

તેના જેવા માટે ઉચિત ન હતું. તેણે એમ વિચાર કર્યો કે આવો સુંદર અને ધર્મપરાયણ નીચ કુળમાં ઉત્પન્ન થયો હોય તે સંભવિત નથી.

ગમે તેમ હો, પણ રાજાના વર્તનમાં જે પરિવર્તન થયું હતું, તે ગુરુમુખ જોઈ શક્યો; પરંતુ તેનું કારણ શું, તેનો તે નિર્ણય કરી શક્યો નહિ. રાજકુંવરીને પૂછતાં પણ કંઈ કારણનો પત્તો મળ્યો નહિ. ખેર, એ વાત ઝાઝા દિવસ છાની રહી શકી નહિ. કોઈ એક અનુચરને મોંએ જ્યારે તેણે સાંભળ્યું, કે ભાઈ તરીકે આવીને મનોસુખ ફરીથી વિશ્વાસઘાત કરી ગયો છે, ત્યારે તેના હૃદયને ભારે આઘાત થયો. તે ઉત્તમ વંશમાં જન્મેલો હોવા છતાં મનોસુખે આ પ્રમાણે ખોટી વાત ઉડાડી! તે તરત જ રાજાને મળ્યો. તેને જોતાં જ રાજાએ નાખુશ થઈ મોં ફેરવી દીધું; છતાં તેને જમાઈની વાત સાંભળવી પડી. જમાઈએ કહ્યું: 'આપ વિનાકારણ મારા પર નાખુશ થયા છો. આપની નજરમાં હલકા કુળનો લાગતો હોઈશ; પરંતુ વંશમર્યાદામાં–કુળની મોટાઈમાં કોઈથી ઊતરું એમ નથી. મારા પૂર્વજોએ મેળવેલો ધનરાશિ હજી દાટેલો છે અને તે એટલો છે કે રાજાનો ધનભંડાર તેના આગળ તુચ્છ છે, રાજાના ભંડારમાં પણ એવાં રત્નો હશે કે નહિ તે સંદેહજનક છે. એ ધન વડે હું એક નાનું રાજ્ય સ્થાપી શકું એમ છું; પરંતુ આપના સ્નેહ વડે બંધાયલો છું. આપ ખાતરી રાખજો કે હું સારા વંશમાં જન્મ્યો છું.'

ગુરુમુખ પ્રતિ રાજા પ્રસન્ન થયો; કિંતુ તેનો સંદેહ સંપૂર્ણ રીતે નિર્મૂળ કરવા ગુરુમુખ, રાજા અને કેટલાક માણસોને લઈ તે વિસ્તૃત મેદાન તરફ ઘોડા પર બેસી ચાલી નીકળ્યો. એક વિશાળ અટાલિકાનો એક ભાંગી ગયેલો ટેકરો જણાયો. રાજાએ ત્યાં પહોંચી, જમાઈને પૂછ્યું: 'કયા સ્થળે રત્નાદિ દાટ્યાં છે?'

ગુરુમુખને તેની ખબર ન હતી. તેણે વિચાર કરી જોયું તો

તેને સ્ફુરણા થઈ, કે જ્યાં પેલો સાપ હશે, ત્યાં ધન દાટેલું હશે. એમ મનમાં વિચાર કરી પ્રકટપણે તેણે કહ્યું: 'મને તે સ્થાનની ખબર નથી; કારણ કે પુરુષાનુક્રમે તે હકીકત મારા સાંભળવામાં આવી છે: હું હમણાં જ સ્થાનનો નિર્ણય કરી શકીશ.'

એમ કહી તેઓ બંને તે ટેકરાની આસપાસ ફરવા લાગ્યા; એટલામાં બંનેની નજરે એક જાડા શરીરવાળો સર્પ નજરે પડ્યો. સાપ ફેણ માંડી હુમલો કરવા તૈયાર થયો. રાજા ભયથી આઘો ખસી ગયો; પણ ગુરુમુખ ત્યાંથી આઘો ન જતાં પેલો મંત્ર ભણવા લાગ્યો. નાગ ફેણ વાળી લઈ સત્વર ત્યાંથી ચાલ્યો ગયો અને જોતજોતામાં અદશ્ય થઈ ગયો.

જે સ્થળે સર્પ હતો, તે સ્થળે ખોદવાના કામનો આરંભ કરવામાં આવ્યો. માટી ખોદતાંખોદતાં અંતે એક મોટું ઘર જેવું જણાયું. તેનો દરવાજો તોડી જોતાં તેમાં એક ઓરડો જણાયો અને તે ઓરડામાં ધનરત્નોનો મોટો ઢગલો હતો. રાજાએ અત્યંત પ્રસન્ન થઈ જમાઈને આલિંગન આપ્યું. છેવટે તે વિપુલ ધનરાશિને ત્યાંથી લઈ જઈ રાજ્યના ભંડારમાં રાખવામાં આવ્યો. તે સર્વ ધનસંચય જમાઈ અને કન્યાને માટે અલગ રાખવામાં આવ્યો. રાજાએ ઘણા સમય સુધી પોતાની કન્યા અને જમાઈનું સુખ દીઠું. અંતે તે આલોક છોડી ચાલ્યો ગયો. ગુરુમુખ ત્યારપછી સિંહાસનારૂઢ થયો.

આ વાતનો સારાંશ એ છે કે જ્યારે ભાગ્ય વા પૂર્વજન્મનાં કર્મફળ પ્રસન્ન થાય, ત્યારે તે ભાગ્યવાન પુરુષને વિપત્તિમાંથી ખેંચી કાઢી તેના પર સુખશાંતિ અને અર્થની વૃષ્ટિ કરે છે. મનોમુખ જેવા સોસો માણસો વિઘ્ન નાખે તો તેથી કંઈ વળતું નથી.

બાબાએ કહ્યું હતું, કે સાધક જે પ્રકારની ભાવનાને પોષતો ભગવાનનાં દ્વારે પ્રાર્થના કરે છે, તેને તેના સંકલ્પ પ્રમાણે ભગવાન ફળ આપે છે. કોઈ એક સ્થળે એક રાજકુમાર અને તેના ત્રણ

મિત્રોએ સંકલ્પ કર્યો, કે તેમણે સંસારનો ત્યાગ કરી સાધુ બનવું. શા માટે સાધુ બનવું તે પણ તેમણે આપસઆપસમાં નક્કી કરી લીધું હતું. પ્રથમ યુવકે કહ્યું, કે હું એટલા માટે સાધુ થવા ઇચ્છું છું કે સાધુ થવાથી સારુંસારું ખાવાનું મળે છે. સાધુ થવામાં બીજાની વાસના ઉત્તમ વસ્ત્રાદિકની હતી. ત્રીજાએ કહ્યું, કે સાધુ થવાથી નિત્યનિત્ય હજારો માણસોના દર્શનનો લાભ મળે. રાજપુત્રને આમાંની એક પણ ઇચ્છા ન હતી. તેને તો તેના પ્રાણની તૃપ્તિ જોઈતી હતી. તેને શાશ્વત સુખ—જે સુખ માટે મોટામોટા માણસો સંસારનો ત્યાગ કરે છે અને સંન્યાસ લે છે, તે સુખની ઇચ્છા હતી. તેણે કહ્યું: 'મને શાશ્વત સુખ જોઈએ છે—હું ભગવાનની પ્રાપ્તિ ઇચ્છું છું.'

આ પ્રમાણે વિચાર નક્કી કરી તે ચારે જણ એક યોગીના આશ્રયે ગયા. યોગીએ તેમને પ્રશ્ન કર્યો: 'તમારી શી ઇચ્છા છે?' ચારે જણે પોતપોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. પહેલાને યોગીરાજે તેમના ભંડારનું કામ સોંપી કહ્યું: 'ભંડારનો સર્વ ભાર તારા ઉપર છે. આશ્રમમાં જે ખાદ્ય પદાર્થો તૈયાર થાય, તે તું સંતોષપૂર્વક ખાજે.' બીજાને ઉદ્દેશી કહ્યું: 'જે નવાં વસ્ત્રો આશ્રમમાં આવે તેમાંથી મરજીમાં આવે તે સુખેથી તું પહેરજે.' ત્રીજાને કહ્યું: 'જે સર્વ જણ મને મળવાની ઇચ્છા કરે, તેમને લઈ તું મારી પાસે આવજે.' અને તે રાજપુત્રને પોતાની પાસે રાખી યોગીરાજ સાધન-શિક્ષણ આપવા લાગ્યા.

આ પ્રમાણે કેટલોક સમય વહી ગયો. યોગીને તીર્થ-ભ્રમણની ઇચ્છા થવાથી ચાર શિષ્યોને બોલાવી તેમણે કહ્યું: 'હું થોડા સમય માટે અન્યત્ર જવાનો છું. એક ઝાડનું બી આપું છું. તમે તેને આશ્રમમાં રોપજો. જ્યારે તેને અંકુર ફૂટે, ત્યારે તેની સંભાળ લેજો. આ વૃક્ષને ચાર ફળ આવશે. તે વખતે તમે નિયમિત પહેરો ભરજો અને જેના પહેરા વખતે જે ફળ વૃક્ષ પરથી નીચે પડે, તે તેનું ભક્ષણ

કરે, એ ધ્યાનમાં રાખજો.'

આ પ્રમાણે ઉપદેશ આપી યોગી ચાલ્યા ગયા. ગુરુના આદેશ પ્રમાણે ચાર શિષ્યોએ બી રોપી, યત્નપૂર્વક ચારે જણ વારા પ્રમાણે તેનું રક્ષણ કરવા લાગ્યા. વૃક્ષ દિવસેદિવસે વધવા લાગ્યું. તેને શાખા અને પત્ર ફૂટ્યાં અને તે શોભવા લાગ્યું. અંતે તે વૃક્ષને ચાર ફળ આવ્યાં. એક સમયે રાજપુત્ર પહેરો ભરતો હતો, તે વખતે એક ફળ નીચે પડ્યું. રાજપુત્ર તે લઇ ખાઈ ગયો. તે જ ક્ષણે તેને ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થઇ; અર્થાત્ તેની દુર્વાસના ટળી ગઈ. બીજાં ત્રણ ફળ રાજપુત્રના પહેરાવખતે જ ઝાડ પરથી નીચે પડ્યાં અને તે તેનો પણ આહાર કરી ગયો. બીજું ફળ ભક્ષણ કરતાંની વાર તેને સેવાલાભ થયો: યમ, નિયમ, પ્રત્યાહાર, ધ્યાન અને ધારણા તેને પ્રાપ્ત થયાં. તૃતીય ફળના સેવનથી તેને રિદ્ધિસિદ્ધિ અને સવિકલ્પ સમાધિ પ્રાપ્ત થઈ, જ્યારે ચોથા ફળના ભક્ષણથી નિર્વિકલ્પ સમાધિને તે મેળવી શક્યો.

બાકીના ત્રણ જણે જોયું, કે રાજપુત્ર ચારે ફળ ખાઈ ગયો છે અને તેથી તેણે બહુ શક્તિ પ્રાપ્ત કરી છે. તેઓએ ઈર્ષ્યાના આવેશમાં રાજપુત્રને ઠપકો આપ્યો. રાજપુત્રે કહ્યું: 'વિના કારણ તમો સર્વ મારા પર ગુસ્સે થાવ છો. મેં ગુરુદેવની આજ્ઞાનું પાલન કર્યું છે. જો તેમની આજ્ઞા વિરુદ્ધ કંઈ કર્યું હોય, તો મને શિક્ષા કરો. તમારી ઇચ્છા હોય તો ગુરુદેવને તમે આ બીના વિદિત કરો. સ્મરણ કરતાંની વાર તેઓ અહીં આવ્યા વગર રહેશે નહિ. ચાલો, આપણે તેમને હાક મારીએ.'

રાજપુત્રે આહ્વાન કરતાંની વાર યોગીરાજે આશ્રમમાં આવી તેમને દર્શન આપ્યાં. શિષ્યવૃંદે પ્રણામ કરી બનેલી ઘટના વર્ણવી તેમનો અભિપ્રાય પૂછ્યો. યોગીરાજે કહ્યું: 'જે થયું છે તે ઠીક થયું છે. તમે જે વાસના પોષીને મારી પાસે આવ્યા હતા, તમારી

તે વાસના પૂર્ણ થઈ છે કે નહિ? તેનો તમે જ વિચાર કરો.'*

શિષ્યો ચૂપ રહ્યા.

બાબાએ અમને સમજાવ્યું કે તે યોગીરાજ તે સ્વયં ભગવાન. સાધકો તેમની પાસે જે યાચના કરે તે તેમને આપે.

શ્રીમાન્ હજૂરાનંદ અવધૂતજીએ કહ્યું, કે એકદા શ્રી રામચંદ્રે વસિષ્ઠજીને પૂછ્યું હતું: 'શા ઉપાય વડે મનને વશ કરી શકાય?'

વસિષ્ઠજીએ જવાબ આપ્યો હતો: 'ચાર ઉપાય વડે: બ્રહ્મવિદ્યા, સાધુસંગ, નિર્વાસના અને ચિત્તવૃત્તિનિરોધ.'

## ચતુર્થ તરંગ

બાબા ભક્તોના આમંત્રણ કે આવાહનને પાછું ઠેલતા નથી—તેમને જલપાઈગુડી જવું પડ્યું. વૈશાખ વદ બીજનો દિવસ મુસાફરી માટે નક્કી કરવામાં આવ્યો. રાત્રે એક વાગે રવાના થઈ નાટોરથી રેલગાડીને પકડવાની હતી. બાબા તૈયાર—હમેશ હરવખતે તેઓ તૈયાર હોય છે. તેમની એક ઝાંપી, તેમાં કંઈક ઔષધ અને વસ્ત્રો, એક દોરીબાંધેલો પથ્થરનો લોટો અને ત્રણ હાથ લાંબી એક લાકડી. આ નવી લાકડી—દંડનું નામ છે શક્તિશૈલ. ત્રિપુરાનાં મહારાણીએ તેમને તે આપી છે. તે સાધારણ લાકડી નથી. એમાં કેટલાક ગુણ છે. જે ઘરમાં એ લાકડી હોય તે ઘરમાં કહે છે કે સાપ આવતો નથી.

તે ગમે તેમ હો, બાબા લાઠી—લાકડી અને ઘડિયાળ લઈ તરત તૈયાર થયા; બારણાં આગળ મોટર તૈયાર હતી. ઘણા ભક્તો

* मंत्रे तीर्थे द्विजे देवे दैवज्ञे भेषजे गुरौ ।
यादृशी भावना यत्र सिद्धिर्भवति तादृशी ॥

મંત્રમાં, તીર્થમાં, દ્વિજમાં, દેવમાં, જ્યોતિષીમાં, ઔષધમાં અને ગુરુમાં જેવી ભાવના જેમાં હોય તેવી સિદ્ધિ થાય છે.

બાબાને પ્રણામ કરવા ઊભા હતા. કેટલાકની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. બાબા સર્વેને આશીર્વાદ આપી, 'હરિહર' કહી મોટરમાં બેઠા. ગાડી જોતજોતામાં અદૃશ્ય થઈ ગઈ. તે સમયે વિચાર થઈ આવ્યો કે, બાબા આ ઘરને ફરી પાવન કરવા આવશે કે નહિ?

બાબાને વિદાય કરી હું અગાશી પર આવી. શુક્લપક્ષની ચૌદશ હતી. ચાંદની પુરબહારમાં ખીલી નીકળી હતી, ચોમેર પ્રફુલ્લતા હતી; પરંતુ મારું મન અંધકારથી ઘેરાયલું હતું. હું આકાશ તરફ જોઈ રહી.

મને એમ થયું કે જાણે દૂર એક અતિઊંચો પહાડ છે અને તે પહાડના મસ્તકે એક જ્યોતિર્મય પુરુષ ઊભો છે. કેટલા દીર્ઘ સમયથી તે એ જ ભાવે ઊભો રહ્યો છે, તે મનમાં સ્ફુરી આવ્યું. તેને ક્ષુધા નથી, તૃષ્ણા નથી, દુ:ખ નથી, શોક નથી–તે નિવાત–નિષ્કમ્પ–પહાડની માફક અચલ, અટલ, અચંચલ, અવિકમ્પિત છે. કેટલા યુગયુગાંતર તેના માથા પર થઈ ગયા છે; કિંતુ તે શીત અને ગ્રીષ્મથી પર છે, વાસનાશૂન્ય છે, અનુભવશક્તિવગરના છે. પહાડની તળેટીમાં કેટલાંક નરનારી કોલાહલ કરે છે, પરસ્પર કાપાકાપી કરે છે, હિંસાદ્વેષથી તાડિત થઈ સતત કલહ કરે છે; કિંતુ તે મહાપુરુષ નિર્વિકાર અને નિર્વિકલ્પ છે. તેઓ ઊંચેસ્વરે કહે છે:

**જે કરવાનું તે સર્વ કર્યું છે;**
**બીજું કંઈ કરવાની ચાહના નથી.**
**જે જાણવાનું તે સર્વ જાણી લીધું છે;**
**બીજું કંઈ જાણવાની ચાહના નથી.**
**જે સર્વ પ્રાપ્ત કરવાનું છે, તે પ્રાપ્ત કર્યું છે;**
**બીજું પ્રાપ્ત કરવાની ચાહના નથી.**

વિચાર કર્યો કે તે જ શું મુક્ત પુરુષ? શી અવસ્થાને મોક્ષ કહે છે? ગુરુદેવ! તે મને શીખવો. મને ધરી લો–મને પથ દેખાડો!

# પંચમ તરંગ

બાબા એક દિવસ જલપાઈગુડી રહી દાર્જિલિંગ, કાલિમપં વગેરે ઠેકાણે ફરી આવ્યા. દાર્જિલિંગ વા દુર્જયલિંગમાં મારાં જેઠાણી×નું 'ગિરિવિલાસ' નામનું પ્રાસાદ જેવું મકાન છે. બાબાને ત્યાં રહેવા માટે તે નક્કી કર્યું હતું; પરંતુ બાબાએ તે વાતને સ્વીકારી નહિ. અંતે તેઓ કુમારના આગ્રહને પાછો ઠેલી શક્યા નહિ અને જ્યેષ્ઠ વદ છઠ્ઠને દિવસે થોડાક કલાક માટે ત્યાં મળવા પધાર્યા. જે સમયે બાબા દાર્જિલિંગથી કલકત્તા થઈ જશિડિ પાછા ફરવા માટે તૈયારી કરતા હતા, તે સમયે મારાં જેઠાણી પત્ર દ્વારા અને તારથી ફરીફરી આગ્રહ કરતાં હતાં, કે બાબાને એકવાર તો દીઘાપતિયા આવવું જ પડશે. ભક્તની ઇચ્છાના કલ્પતરુ જેવા બાબા કોઈના પણ મનને વ્યથા આપવા ઇચ્છતા નથી; તેથી આખરે તેઓ દીઘાપતિયા પધાર્યા.

બાબાએ રાજપ્રાસાદમાં વાસ કર્યો નહિ. તળાવમાં હવા ખાવા માટે બાંધેલું મકાન જેની ત્રણે બાજુ સ્વચ્છ અને ઊંડું જળ છે, તે સ્થાન તેમણે પસંદ કર્યું. શ્રીમાન કુમાર પ્રતિભાનાથ–રાજા પ્રમદાનાથના જ્યેષ્ઠ પુત્ર હરવડી તેમની પાસે રહી પોતાના હાથે બાબાની પરિચર્યા કરતા હતા.

બપોરના અમે અવધૂત હજૂરાનંદજીને પકડ્યા અને તેમના જીવનની કંઈક ઘટના કહેવા કહ્યું. અવધૂતજી સ્વભાવે ઘણા ગંભીર અને થોડું બોલનારા છે. તેમણે જોયું કે વાત કહ્યા વગર છૂટકો નથી; તેથી તેમણે તેમના જીવનમાંની એક ઘટના સંભળાવી.

જે સમયની તેમણે વાત કરી, તે સમયે કૌપીન–લંગોટી સિવાય કંઈ પણ વસ્ત્ર ધારણ કરવાનો તેમનો અધિકાર ન હતો.

---

× દીઘાપતિયાના રાજા પ્રમદાનાથનાં સ્ત્રી, રાણી શ્રીમતી ગિરિજાકુમારી.

કેવળ અવધૂત અવસ્થા પ્રાપ્ત કરવા માટે કૌપીન પહેરી તેમને બાર વર્ષ પરિભ્રમણ કરવાનું હતું. આ અવસ્થામાં એક સમયે સ્મશાનની પાસે ખુલ્લા સ્થાનમાં તેઓ રાત ગુજારતા હતા. તેમણે સહસા જોયું કે થોડે છેટે સ્મશાનમાં એક બાઈ અગ્નિ પ્રકટાવી કંઈ કરે છે. આ જોઈ તેઓ વિસ્મય પામ્યા. આવી અંધારી રાત્રે સ્મશાનમાં એકલી સ્ત્રી એ શું? ખરેખર તે મનુષ્ય છે કે કોઈ બીજું? કુતૂહલવશ તેઓ આગળ વધ્યા. જોયું તો ખરેખર, એક સ્ત્રી અગ્નિ પર રોટલી શેકી તૈયાર કરે છે. એ દેશમાં એવો રિવાજ હતો, કે છોકરાં થવાની ઉંમર થયા છતાં જો સ્ત્રીને સંતાન ન થાય, તો સંતાન થવા માટે પોતાના પતિની આજ્ઞા લઈ સ્મશાનમાં રાત્રે તે રોટલી તૈયાર કરી ખાઈ લે છે. આ માટે તે સ્ત્રી ત્યાં આવી હતી. અવધૂતજી ભૂખ્યા હતા અને તેમને તે દિવસ જમ્યા વિના કાઢવો પડ્યો હતો. તેમણે તેની આગળ જઈ, એક રોટલીની ભિક્ષા માગી. તેમની કૌપીન ધારણકરેલી મૂર્તિ, ચૂલામાંના અગ્નિના ઝાંખા પ્રકાશમાં, જોતાંની વાર તે સ્ત્રી મૂર્છા ખાઈ પડી. આ જોઈ અવધૂતજીને ભય થયો અને મનમાં શંકા ઉપજી, કે આ સ્ત્રીનો કોઈ શત્રુ થોડે જ છેટે હોવો જોઈએ. તે જો આવી પહોંચશે, તો ગાળો દેશે ને નાહક ઝઘડો થશે. આવો વિચાર કરી તેઓ ત્યાંથી સત્વર નાઠા, પળનો પણ વિલંબ કર્યો નહિ અને જોતજોતામાં ઉતાવળા પગે અંધકારમાં અદૃશ્ય થઈ ગયા.

બીજે દિવસે ગામમાં તે સ્ત્રીનો પત્તો મેળવી તેઓ તેને ઘેર ગયા. તે સ્ત્રીને થોડીથોડી વારે મૂર્છા આવતી હતી. અવધૂતજીએ તેને શાંત પાડી અને સમજાવી સારી કરી.

અવધૂતજીએ કહ્યું કે, ભૂતયોનિના અસ્તિત્વનો સ્વીકાર કરીએ; તોપણ શુદ્ધ–પવિત્ર વ્યક્તિને તેનાથી ભયનું કંઈ કારણ નથી. એક દિવસ કથાપ્રસંગે સાધુબાબાએ પણ એવા જ પ્રકારનો ઉપદેશ આપ્યો હતો. બાબાએ વિશેષમાં કહ્યું હતું, કે જે ઘરમાં કલેશ

નથી, જ્યાં નિત્ય ભગવત્કથા થાય છે અને જ્યાં શુદ્ધાત્મા વાસ કરે છે, ત્યાં પ્રેત ઊભું રહેતું નથી.

હમણાં અમે આનંદમાં દિવસ કાઢીએ છીએ; પરંતુ જ્યારે વિચાર આવે છે કે બાબાને જશિડિ જવા માટે માત્ર ત્રણ જ દિવસ બાકી છે, ત્યારે અંતરમાં વિષાદ થાય છે. અમે બધાંયે મળીને અહીં વધુ સમય રહેવા માટે બાબાને આગ્રહ કર્યો; પરંતુ બાબા કોઈ પણ રીતે આ વાતમાં સંમત થયા નહિ. તેમણે કહ્યું કે એક સાધુ કૈલાસમાં તેમની રાહ જુએ છે. બાબાને કૈલાસ આવવા માટે તે ફરીફરીને પત્ર લખે છે; તેથી રસ્તામાં બીજે કંઈ વિલંબ થાય એમ નથી. બેએક પત્ર પણ અમને વાંચી સંભળાવ્યા. એકમાં લખ્યું હતું:

લક્ષ્મીપતિકે કર વસે પંચ વર્ણકો નામ;
આદિ અક્ષર છોડકે, બચે સો દિજે આન.

અર્થાત્ લક્ષ્મીપતિ કહેતાં શ્રીકૃષ્ણ. તેમના હાથમાંની પાંચ અક્ષરની વસ્તુનું નામ લઈ તે નામમાંથી પહેલો અક્ષર ત્યાગી, બાકી વધે તે આવી મને આપો. શ્રીકૃષ્ણના હાથમાં પાંચ અક્ષરનું નામ 'સુદરશન' છે. તેમાંથી આદિ અક્ષર 'સુ' બાદ કરતાં 'દરશન' રહે છે, તે આપો.

બીજામાં લખ્યું હતું:

હોવે શિવ કૈલાસમેં તબ શોભત કૈલાસ,
શ્રત મિત ચલને સમે, ચિત્ત હમ હોત ઉલ્લાસ,

અર્થાત્ શિવ જ્યારે કૈલાસમાં હોય છે, ત્યારે જ કૈલાસની શોભા છે. હે મિત્ર સાંભળો, અમે અહીંથી જઈએ, ત્યાર પહેલાં તમારાં દર્શન થાય તો બહુ આનંદ થાય.

આથી બાબાનું મન કૈલાસ તરફ વળ્યું હતું. કલકત્તામાં પણ બેત્રણ દિવસ વિલંબ થવાની સંભાવના હતી; કારણ કે ત્યાં પણ દશબાર જણ તેમનાં દર્શન કરવા ઉત્સુક હતા. અમારા વિષાદ પામેલા મનને પ્રફુલ કરવા માટે તેમણે એક પોપટની વાત કહી.

કોઈ એક રાજાને ઘેર એક સાધુએ આતિથ્ય ગ્રહણ કર્યું હતું. તેની પાસે એક સુંદર પોપટ હતો. સાધુએ તેને બહુ પરિશ્રમ કરી, સ્તોત્ર અને ગીતાના શ્લોક શિખવ્યા હતા. પોપટને મુખે આવા સુંદર શ્લોક અને ભગવન્નામ સાંભળી રાજાને ઘણો આનંદ થતો હતો. સાધુ કેટલાક માસ રાજાને ત્યાં રહ્યા બાદ તેમણે સ્થાનાંતર કર્યું. વિદાયવેળાએ તે પોપટ રાજાને આપી ગયા. પોપટ રાજાને ઘણો પ્રિય હતો. તે તેને પોતાની પાસે રાખતા અને તેના મુખે ધર્મકથા સાંભળતા હતા.

રાજાની એક રખાત હતી. તેણે સાંભળ્યું કે રાજાને આ પોપટ અતિશય વહાલો છે અને તેની પાસેથી રાજા સ્તોત્રો અને ધર્મકથા શ્રવણ કરે છે. આ સાંભળી તે વેશ્યાના અંતરમાં ઈર્ષ્યા આવી. તેને શંકા થઈ કે રખેને તેના મુખે ધર્મકથા સાંભળી, રાજાનું મન વૈરાગ્ય તરફ વળે! જો એમ થાય તો અવશ્ય તેનું નસીબ ફૂટવાનું.

એક દિવસ નૃત્યગીતથી રાજાને રીઝવી તે વેશ્યાએ તે પોપટને ઇનામમાં માગી લીધો. રાજાએ જાણ્યું, કે તેને પોપટની સેવા કરવાનું મન થયું હશે. ગમે તેમ, પણ તેણે તે પોપટ તેને દાન કરી દીધો.

વેશ્યાએ સુયોગ જોઈ, દાસીને કહ્યું: 'એને ક્યાં ય લઈ જઈ મારી નાંખ.' દાસી પોપટને લઈ શિવમંદિરમાં ગઈ, તે સ્થાન એકાંત હતું. બપોરના માણસની અવરજવર પણ ઓછી. મંદિરમાં આવ્યા પછી, દાસીના મનનો વિચાર બદલાયો. આવા પવિત્ર સ્થાનમાં હત્યા કરવી તેને ઠીક લાગી નહિ. પોપટને મારી ન નાખતાં, તેણે તેની જમણી પાંખ ભાંગી નાંખી ત્યાંથી ચાલી ગઈ અને પોતાની બાઈને જણાવ્યું: 'પક્ષીને મારી નાંખ્યું છે.'

પેલો પોપટ પોતાની ભાંગેલી પાંખને લીધે ઊડી શક્યો નહિ, પરંતુ જે માર્ગે શિવને ચઢાવેલું જળ જળકૂંડીમાં પડતું હતું, ત્યાં

કૂદતોકૂદતો ગયો અને જળનું પાન કર્યું. કેટલીકવાર પછી જરા આરામ કરી તે જ માર્ગે તેણે શિવમંદિરમાં પ્રવેશ કર્યો. શિવ પર ચઢાવેલા ચોખાના દાણા વેરાયલા હતા, તે તેણે ખાધા અને ગંગાજળનું પાન કર્યું. બાદ એ મંદિરમાં એક બાકોરું હતું, તેમાં જઈ તેણે રાત્રી કાઢી.

આ પ્રમાણે કરતાં કેટલાક દિવસ વીતી ગયા અને તે પોપટ ધીમેધીમે સાજો થઈ ગયો. પેલી વેશ્યા એક દિવસ મહાદેવની પૂજા કરવા આવી. જેવી તે શિવને પ્રણામ કરી ઊભી થતી હતી, તે સમયે અદૃશ્ય સ્થાનમાં રહેલા પોપટે કહ્યું: 'વર ગ્રહણ કર.' વેશ્યા સમજી કે મહાદેવજી તુષ્ટ થઈ વર ગ્રહણ કરવાની આજ્ઞા કરે છે; તેથી તેણે અતિ પ્રસન્ન ચિત્તે કહ્યું: 'પ્રભુ! જો આપ મારા પર તુષ્ટ થયા હો, તો એવું વરદાન આપો કે 'રાજા ચિરદિન મારા પ્રતિ પ્રસન્ન રહે. કોઈ દિવસ તે મારાથી અસંતુષ્ટ ન થાય.'

પ્રત્યુત્તર મળ્યો: 'તેમ થશે; પણ તેમ થવા માટે એક દિવસ કષ્ટ સહન કરવું પડશે. તેમ કરવા તું કબૂલ છે?'

'આપ જેમ આજ્ઞા ફરમાવશો તેમ કરીશ.'

'તારે માથું મૂંડાવી ગધેડા પર બેસવું પડશે. મોં પર મેશ લગાડી નગ્નદેહે આખા ગામની પ્રદક્ષિણા કરવી પડશે. સાથે એક જણ વાદ્ય વગાડનાર રાખવો પડશે. વાદ્યધ્વનિથી જે માણસો એકઠા થાય તેમને મીઠાઈ વહેંચવી પડશે.'

'પ્રભો! આપની આજ્ઞા બહુ જ કઠિન અને કઠોર છે.'

'કષ્ટ સહ્યા વગર સિદ્ધિ થતી નથી. તું આ કબૂલ કરે તો ઠીક; નહિ તો, તું અલ્પ સમયમાં રાજાની પ્રીતિ ગુમાવીશ.'

વેશ્યાએ તે વાત મંજૂર રાખી અને ઘેર પાછી આવી. બીજે દિવસે સવારના ઊઠીને માથું મૂંડાવ્યું અને નગ્નાવસ્થામાં ગધેડા પર

તે બેઠી અને જે પ્રમાણે તેને આજ્ઞા કરવામાં આવી હતી, તે પ્રમાણે નગરપ્રદક્ષિણા કરવા તે નીકળી પડી. વાજાંના અવાજથી અને મીઠાઈના લોભથી ઘણા માણસો તે જોવા એકઠા થવા લાગ્યા. જ્યારે તે મહેલ પાસેથી જતી હતી, ત્યારે વાજાંનો અને માણસોનો અવાજ રાજાને કાને પડ્યો. કુતૂહલથી રાજાએ એક પ્રહરીને શું છે તેની ખબર કાઢવા મોકલ્યો. પ્રહરી તે જોઈ પાછો ફર્યો અને શરમથી નીચું મોં કરી ઊભો રહ્યો. રાજાને કહેવાની હિંમત ચાલી નહિ. રાજાએ જે જોયું હોય તે કહેવાનો પુનઃપુનઃ આદેશ કર્યો, ત્યારે તેણે સઘળી હકીકત ખુલ્લેખુલ્લી કહી. આ સાંભળી રાજાને ક્રોધ વ્યાપ્યો અને ગર્જના કરી તેણે કહ્યું: 'તે દુષ્ટાને આ બાગમાં પગ મૂકવા દેશો નહિ.' રાજાની આજ્ઞાનો તત્કાળ અમલ કરવામાં આવ્યો.

આ તરફ તે થાકીપાકી વેશ્યા જ્યારે ઘેર પાછી ફરી, ત્યારે તે આશ્ચર્ય પામી કે ગૃહદ્વાર બંધ છે અને પહેરેગીર તેને અંદર જવા દેતો નથી. આ સ્થિતિ જોઈ તેના માથા પર વજ્રાઘાત થયો. તે આક્રંદ કરવા લાગી અને છાતી કૂટવા લાગી; પરંતુ હવે કંઈ ઉપાય રહ્યો ન હતો. તુરત જ તેને મહાદેવની આજ્ઞાનું સ્મરણ થયું, તે મંદિર તરફ દોડી અને દ્વારના ઉંબરા પર કપાળ કૂટતી તેની પીડા મહાદેવને જણાવવા લાગી.

તે સમયે પેલો પોપટ ઝાડની ડાળી પર બેઠેલો હતો. તેણે કહ્યું:

**शठं प्रति शाठ्यं कुर्यात्, सारल्यं सरलं प्रति।**
**त्वया मे मुण्डितं पक्षं, मया ते मुण्डितं शिरः॥**

શાઠ્યં શઠ જનો પ્રત્યે, સારલ્યં સરલો પ્રતિ,
કપાવી પાંખ તેં મારી, મૂંડાવ્યું તુજ શિર મેં.

જેઠ વદ દસમને દિવસે અમે અરુણોદય સમયે ઊઠ્યાં અને બાબાને પ્રણામ કર્યા. આ જ દિવસે સવારે શ્રીમાન પ્રતિભાનાથે

બાબાના ચરણુનો આશ્રય લીધો અને એ જ દિવસે રાતે બાબાએ દીવાપતિયા છોડયું. દિદિ (મારાં જેઠાણી) અત્યંત આતુર હતાં. પ્રતિભા ચંચળ હતો. આતુર દિદિ બાબાની સેવા ગ્રહણ કરીને અને ચંચળ પ્રતિભા નવજીવનનાં દ્વાર પર આવી પહોંચ્યા. દિદિ–જેઠાણી પણ એક દિવસ તીર્થરાજ પ્રયાગમાં લાખ્ખો સાધુઓમાં દીક્ષા મેળવવા માટે ગુરુને શોધતાં હતાં. આખરે વિફળ મનોરથ થઈ, અંતે કૈલાસમાં આવી દીનપણે બાબાના ચરણનો આશ્રય લીધો. બાબાએ તેમને નિરાશ કર્યાં નહિ. કૃપા કરી દીક્ષા આપી. બાબાના કોઈ એક બંગાળી શિષ્યે કહ્યું હતું, કે દિદિ–જેઠાણી પૂર્વે રાણી હતાં, હવે તે દેવી બની ગયાં છે. વસ્તુતઃ એ સત્ય છે.

પ્રતિભાનાથની વ્યગ્ર પ્રાર્થનાનો સ્વીકાર કરી બાબાએ તેમને અને તેમની સ્ત્રીને દીક્ષા આપી.

સાંભળ્યું હતું કે બાબા જળની ઉપર રહી તરે છે. તેઓ શી રીતે તેમ તરે છે, તે જોવા માટે અમે આતુર હતાં; તેથી ઘરની બહારના ઘાટ પર ગયાં. જઈને જોયું, કે પદ્માસન વાળી, આંગળીઓમાં આંગળી ભેરવી, માથા પર હાથ રાખી ચતા પડી બાબા તરે છે. બહુવાર સુધી તર્યા. એ કહેવું આવશ્યક છે કે બાબાના હાથપગ હાલતા ન હતા. નિઃશ્વાસ–શ્વાસ બહાર કાઢતી વખતે દેહ સહેજ જળની અંદર જતો હતો અને પ્રશ્વાસ લેતી વખતે તે જળ પર પાછો આવતો હતો. બારેક આની અથવા તેથી વધારે દેહ જળ પર રહેતો હતો. સંપૂર્ણ મુખમંડળ, વિશાળ છાતી અને ઉદર જળ ઉપર તરતું જણાતું હતું. જોઈ રહ્યાં—આગ્રહપૂર્ણનયને તે જ્યોતિર્મય મહાપુરુષને જોઈ રહ્યાં. જળમાં તે હિરણ્યમય વપુની શોભા ચારે દિશાને ઉજમાળતી હતી. સ્મરણ થયું કે ૧૩૩૬ના બંગાબ્દમાં શ્રાવણી પૂર્ણિમાને દિવસે શ્રી ગુરુમહારાજ તેમના આશ્રમમાંના નર્મદાકુંડમાં ઘણીવાર સુધી એ પ્રમાણે તરતા હતા. તે દિવસની તેમની તેજઃપૂર્ણ કાંતિ ચિત્તમાં અંકિત થઈ રહી છે.

માત્ર ત્રણ દિવસ દીઘાપતિયામાં રહી, બે પ્રહર રાત્રે બાબા કૈલાસ જવા નીકળ્યા. નગરી અંધારી થઈ ગઈ. ત્રણ દિવસ માટે જે તેજપ્રભાએ રાજપુરીને ઉજ્જવલ કરી હતી તે આજે વિલાઈ ગઈ.

ત્યારે જ સમજી કે માનવઆત્મા શું ઇચ્છે છે? આત્માને ભોગવિલાસની, વૈભવની, ઐશ્વર્યની ઇચ્છા નથી હોતી. આત્મા પોતાને ઓળખવાને, પોતાને સમજવાને, પોતાને જ જોવાને ચાહાય છે. અમને તે સમજાવવા, દેખાડવા, ઓળખાવવા આવ્યા હતા એક ફકીર—એક નિઃસંબલ કૌપીનધારી—એક મહામહિમામય રાજ-રાજેશ્વર. વિદાય થતી વેળાએ તેમણે જાણે અમને કહ્યું ન હોય:

अहं निर्विकल्पी निराकाररूपी ।
विभुत्वाच्च सर्वत्र सर्वेन्द्रियाणाम् ॥
नचासंगतं नैव मुक्तिर्न बंध- ।
श्चिदानंदरूपं शिवोऽहं शिवोऽहम् ॥

## ષષ્ઠ તરંગ

ત્યારપછી ઠીકઠીક ચાર માસ પછી બાબાનાં દર્શન થયાં. તે સમયે બાબા અમને મળવા આવ્યા હતા; આ વખતે અમે બાબાને મળવા આવ્યાં છીએ. પૂજાનાં (દુર્ગોત્સવ)—નોરતાંનાં વાદ્યો હજી સુધી વાગ્યાં નથી. એવા એક દિવસે અમે કૈલાસમાં જઈ બાબાના ચરણે પ્રણામ કર્યા.

કદાચ બંગાળામાં પરિભ્રમણ કરવાથી, ગયા અષાડ માસની અધવચમાં બાબા મેલેરિયાથી પટકાઈ પડ્યા હતા. ભક્તજનો દુઃખી થયા. ખબર કાઢતાં જણાયું કે તેમણે તેમના વ્યાધિની ખબર બહાર કોઈને પણ જણાવવા દીધી ન હતી. સાંભળ્યું કે, બાબાના અંતરંગ સાધુજનોમાં પ્રમુખ સંતરામજી અને ભગિનીસ્વરૂપા સુસંગના

સુરમાદેવી બહુ કાળજીપૂર્વક બાબાની સેવા કરતાં હતાં. સુરતના પ્રસિદ્ધ દાક્તર, જેઓ બાબાના ભક્ત અને શિષ્ય છે, તે જમિયતરામભાઈ*ને તાર કરવાથી તેઓ આવી પહોંચ્યા હતા. અને મહિના કરતાં વધારે દિવસ અહીં રહી તેઓ અવિશ્રાંત મનથી, પરિશ્રમપૂર્વક બાબાની સેવા કરતા હતા. આસોના અંતમાં જ્યારે અમે જશિડિ આવી પહોંચ્યાં, ત્યારે બાબા સંપૂર્ણ આરામ પામ્યા હતા. બાબાની ઉજ્જવલ કાંતિમાં સહેજ પરિવર્તન થયેલું હતું.

તે દિવસે અદ્વૈતવાદ સંબંધી વાત નીકળી. શ્રી શંકરાચાર્યના એકસરખા અદ્વૈતવાદની વાત નીકળતાં બાબાએ કહ્યું :

દ્વૈતાદ્વૈત વસ્તુગત ખાલી ખેંચાતાન;
સકલ વ્યવસ્થા સ્વપ્નમેં, આગે મૌન મુકામ.

અર્થાત્ દ્વૈત અને અદ્વૈતને અંગે જે વિવાદ થાય છે, તે અજ્ઞાનનાં કારણ છે. મૂળ જ્ઞાન થતાંની સાથે સર્વમાં તે એક જ બ્રહ્મ પ્રતીત થાય છે. જેમ નિદ્રામાં નાના પ્રકારનાં સ્વપ્ન હોય છે, નાના પ્રકારનો કલરવ સંભળાય છે; પરંતુ જાગૃત થતાંની વાર તેમાંનું કંઈ જણાતું નથી. ગૃહ નિસ્તબ્ધ લાગે છે, તે પ્રમાણે સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થતાં, સર્વ વિવાદ શમી જાય છે.

આ વાત વધારે સ્પષ્ટ રીતે સમજાવવા માટે બાબાએ કહ્યું : એક સમયે કેટલાક પથિક—મુસાફરો મુસાફરી કરતા એક ઝાડ નીચે એકઠા થઈ ગયા. એમાં એક ફકીર હતો, એક વિરાગી વૈષ્ણવ હતો, એક જ્યોતિષી હતો, એક ક્ષત્રિય હતો, એક પહેલવાન અને એક વાણિયો હતો. એટલામાં એક વૃક્ષ પર એક તેતર પક્ષી બોલી ઊઠયું.

* સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ રા. જમિયતરામભાઈએ હાલમાં પોતાના જન્મસ્થાન—અમદાવાદમાં દવાખાનું કાઢયું છે. તેઓ અમદાવાદના જાણીતા નાગરિક છે. —અનુવાદક

એ શબ્દ મુસાફરોના કાને પડ્યો. જેટલા હતા તેમાંના દરેક જણે તેનો જુદોજુદો અર્થ ગ્રહણ કર્યો. ફકીર પ્રથમ બોલ્યો :

'અહા! આ પક્ષી સુંદર બોલી બોલે છે!–'શોભન તેરી કુદરત' પ્રભો! તારી પ્રકૃતિની બલિહારી છે, તે કેવી શોભે છે!'

ફકીરનું આવું બોલવું સાંભળી તે વૈષ્ણવ વિરાગી બોલ્યો : 'નહિ નહિ, તમે પક્ષીની બોલી સમજતા જ નથી. પક્ષી તો એમ કહે છે: સીતારામ, દશરથ.'

જે જ્યોતિષી હતો તેણે કહ્યું: 'તમે પણ તે પક્ષીના કહેવા-નું તાત્પર્ય સમજતા નથી. પક્ષી તો એમ કહે છે 'વેદ, પુરાણ-શાસ્ત્ર' અર્થાત્ આ સર્વના અભ્યાસથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને અજ્ઞાનનો ધ્વંસ–નાશ થાય છે.'

હવે ક્ષત્રિયનો વારો આવ્યો. તેણે કહ્યું: 'એ પક્ષી એમાંનું કંઈ બોલતું નથી. એ કહે છે : 'ઢાલ, તલવાર, બખ્તર' અર્થાત્ આ શસ્ત્રોથી જ દુષ્ટ શત્રુનું દમન થઈ શકે અને સુખરૂપે રાજ્ય કરી શકાય છે.'

પહેલવાનને આમાંનું એક પણ ખરું લાગ્યું નહિ. તેણે કહ્યું : 'પક્ષી તો એમ કહે છે:' 'દંડ, બેઠક, કસરત,' અર્થાત્ કે નાના પ્રકારની કસરતથી જ તમારું શરીર સારું મજબૂત રહે છે. એના વડે જ શત્રુ વશ થાય છે. વ્યાધિ કષ્ટ આપી શકતી નથી અને ઘડપણ પણ વહેલું આવતું નથી.'

પહેલવાનનું કથન સાંભળી વાણિયાએ કહ્યું : 'પક્ષી એમાંનું કંઈ બોલતું નથી. પક્ષી તો કહે છે: 'નોન, તેલ, અદ્રક' આ પદાર્થો વડે પૈસા મળે છે. શરીર પોષાય છે. પૈસાનો સદ્વ્યય કરો.'

આ વાત સંભળાવી બાબા બોલ્યા : 'પક્ષી આમાંનું કંઈ બોલ્યું ન હતું. તે તો તેની બોલી બોલ્યું હતું; પરંતુ જેવું જેનું મન

હતું તેવા તેના વિચાર હતા. પ્રત્યેકે તે પ્રમાણે સાંભળ્યું.' એટલું કહી બાબા બોલ્યા:

જો જાકી ભાવના રહી જૈસી,
હરિ સુરત દેખી તિન તૈસી.

કોઈ શંકરરૂપે, કોઈ ગણેશરૂપે, કોઈ વિષ્ણુરૂપે, કોઈ કાળીરૂપે, કોઈ ભગવતીરૂપે, કોઈ સૂર્યરૂપે તેનું ચિંતન કરે છે; આ સર્વ એકનિષ્ઠ ભક્તોનું અભિષ્ટ પૂર્ણ કરવા કાજે તેમને તે મૂર્તિરૂપે દર્શન આપે છે;× પરંતુ વાસ્તવિકરૂપે ભગવાનનું કોઈ પણ પ્રકારનું રૂપ નથી. પરમાત્મા સર્વત્ર વ્યાપક છે. તેના વગરનું કોઈ પણ સ્થાન નથી. તેને બાદ કરતાં કંઈ રહેતું જ નથી. સુવર્ણ—સોનાના અલંકારમાંથી જો સોનાને બાદ કરીએ, તો કંઈ અવશિષ્ટ રહેતું નથી; તેમ બ્રહ્મને બાદ કરવાથી વૃક્ષ, વનસ્પતિ, મનુષ્ય, ગો, મહિષ આદિ જે સ્થાવર અને જંગમ પદાર્થ નજરે પડે છે તે કંઈ રહે નહિ. જેને જ્ઞાન પ્રાપ્ત થયું છે, તે નામરૂપાદિને બાદ કરી સર્વત્ર એક માત્ર બ્રહ્મને જ જુએ છે. મૂર્ખ લોકો નામરૂપને અંગે વિવાદ કરે છે.

બાબાએ કહ્યું:

યહ જગત હરિકો રૂપ હય, હરિરૂપ નજરે આય,
જો દ્વિતીય મનમેં ધરે, ભય તહીં વેદ બતાય.

અર્થાત્ આ જગત હરિનું રૂપ છે, હરિરૂપ જ નજરે પડે છે;

× ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ ભ. ગી. ૪–૧૧

હે અર્જુન જે મનુષ્યો મને જેવી રીતે ભજે છે, તેમને હું પણ તેવી જ રીતે ભજું છું. સકામ ભાવે ભજનારને મનગમતાં ફળ આપીને અનુગ્રહ કરું છું; નિષ્કામ ભાવે ભજનારને નિજપદ આપી દઉં છું. આ રહસ્ય જાણી બુદ્ધિમાન મનુષ્યો સર્વ પ્રકારે મારા માર્ગનું અનુસરણ કરે છે.
—અનુવાદક

અર્થાત્ પ્રપંચરૂપ જગત જે દૃષ્ટિગોચર થાય છે, તે પરમાત્માનું રૂપ છે. જે મનુષ્ય મનમાં દ્વૈતભાવ ધારણ કરે છે, તેને વેદ ભય બતાવે છે.

બાબાએ કૈલાસમાં ગયા પછી તેમના અતિથિઓને જવા માટે ઇચ્છા બતાવી નહિ. બાબાને કૈલાસ આવવા ફરીફરી તેઓ પત્ર લખતા હતા. બાબા તેથી ઉતાવળે કૈલાસ ગયા, ત્યાં ગયા પછી બંધુવત્સલ બાબા તેમને જવા દેવા રાજી ન હતા. બાબાએ આરોગ્ય ફરી પ્રાપ્ત કર્યાં પછી સંતરામજી વગેરે અન્યોન્ય સાધુ કૈલાસનો ત્યાગ કરી તીર્થપર્યટન કરવા ઇચ્છા રાખતા હતા, તેમ તેમણે જણાવ્યું; પરંતુ બાબા તેમની વાતમાં બાધા નાંખતા હતા, તેથી તેમણે છાનામાના કૈલાસ છોડી જવાનો સંકલ્પ કર્યો. એ સમયે સંતરામજી એક પત્ર લખી, ઘરમાં મૂકી, રાત્રીને સમયે કૈલાસ છોડી ગયા. પત્રમાં પ્રથમ સર્વને નમસ્કાર વિદિત કરી, પછી લખ્યું હતું:

પાવન ભૂમિ કૈલાસમેં પાઈએ સુખ મહાન,
બહુત દિન સુખ પાય કર, અભિમન ભો અભિરામ.

વળી એક સ્થળે લખ્યું હતું:

સ્વર્ગ ઔર કૈલાસમેં બડો અંતરો માન,
સ્વર્ગસુખ મૂએ મિલે, કૈલાસ જીતે જાન.

અર્થાત્ સ્વર્ગસુખ અને કૈલાસમાં ઘણો ફેર છે. મૂએલા માણસોને સ્વર્ગસુખ મળે છે; કિંતુ કૈલાસનું સુખ તો જીવતાં પણ પ્રાપ્ત થાય છે.

બાબાને લઈ અમે એક દિવસ ખાખરાના વનમાં ફરવા ગયાં હતાં. આ વનમાં એક ક્ષુદ્ર પહાડના શિખર પર એક શિવ છે. તેમને ખોદીને તેમની પ્રતિષ્ઠા કરવામાં આવી નહોતી. અમે ફૂલ લઈને શિવના મસ્તકે ચઢાવ્યાં. મારા સ્વામીએ કહ્યું: 'સાંભળ્યું છે કે આ શિવ બહુ જાગૃત છે—જીવતાજાગતા છે.'

બાબાએ સ્નિગ્ધ સ્વરે કહ્યું: 'તે તો સર્વત્ર જાગતા છે, ક્યાં નથી? બ્રહ્માંડમય તે છે. તેજ બ્રહ્માંડને પ્રકાશે છે.'×

અમે પણ એજ કહેવા ઇચ્છીએ છીએ; પરંતુ શું તેમ કરી શકીએ છીએ? અમારે તે ચક્ષુ ક્યાં છે કે તેને રેણુરેણુમાં જોઈ શકીએ?

ઋષિએ ઉપદેશ આપ્યો છે: '**तत्त्वमसि श्वेतकेतो !**
**( छांदोग्य उपनिषद् )**

શંકર સમજાવે છે, કે શ્વેતકેતુ, 'તે તું છે' (**तत्+त्वम्+असि**) રામાનુજ કહે છે, કે 'તેનો તું થા' (**तस्य+त्वम्+असि**) આપણે શું સમજીએ, શું નહિ? 'તે હું થઉં' અથવા 'તમારી હું થઉં' તે જાણવા હું ઇચ્છતી નથી; હું માત્ર તમારા ચરણનું શરણ લેવા ઇચ્છું છું: એ વિશ્વાસથી, કે

જો જાકો શરણ લિયે, સો તાકી રાખે લાજ,
ઉલટ જલે મચ્છલી ચલે, બહિ જાય ગજરાજ.

તેથી પ્રભો, હૃદયથી—હૃદય અર્પણ કરી તારું શરણ ગ્રહણ કરું છું, મારી લજ્જાનું રક્ષણ કરજો.



---

× १ सर्वं खल्विदं ब्रह्म. २ ब्रह्मैवेदं सर्वम्.

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## શાસ્ત્રગ્રંથો–મૂળ તથા અનુવાદ

| પુસ્તકનું નામ | પૃષ્ઠ | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|---|
| **મોહમુદ્‌ગર ને બીજાં દશ રત્નો**–શંકરાચાર્ય: | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **સૂર્યકાન્ત**–અધ્યાત્મમાર્ગના સાધકને અત્યંત ઉપયોગી પુસ્તક ... ... | ૨૬૨ | ૨–૦ | ૦–૫ |
| **શતશ્લોકી** અને **બીજાં ચાર રત્નો**–શંકરાચાર્ય: | ૨૦૦ | ૦–૧૨ | ૦–૨ |
| **સ્તોત્ર–સંગ્રહ**–શંકરાચાર્ય: ભક્તિ ને વેદાંત–સ્તોત્રો | ૨૨૦ | ૦–૧૦ | ૦–૨ |
| **સર્વવેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ**–શંકરાચાર્ય: ... | ૨૨૪ | ૧–૪ | ૦–૩ |
| **વિવેકચૂડામણિ**–શંકરાચાર્ય : ... ... | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| **જીવન્મુક્તિવિવેક**–મુમુક્ષુઓ માટે પ્રાચીન ગ્રંથ ... | ૨૨૦ | ૧–૪ | ૦–૨ |
| **મહાવાક્ય–રત્નાવલિ**– ... ... ... | ૧૮૪ | ૦–૧૨ | ૦–૨ |
| **અષ્ટાવક્રગીતા**–મૂળ સાથે સરળ ભાષાંતર ... ... | ૭૨ | ૦–૮ | ૦–૧ |
| **ઉપનિષદો–૧૧૨**–નીચે પ્રમાણે ત્રણ ગ્રંથોમાં | | | |
| **એકાદશ ઉપનિષદ**– ... ... | ૪૫૨ | ૨–૮ | ૦–૫ |
| **બૃહદારણ્યક ઉપનિષદ** .. ... ... | ૨૪૮ | ૧–૮ | ૦–૩ |
| **સો ઉપનિષદો**–પહેલાં ૨૩ ઉપનિષદો મંત્રો સાથે-પછીનાં ૭૭નું માત્ર ભાષાંતર–સારરૂપે | ૭૪૪ | ૪–૦ | ૦–૭ |
| **વિદુરનીતિ**–સરલાર્થ સાથે ... ... ... | ૧૬૮ | ૦–૧૨ | ૦–૨ |
| **મનુસ્મૃતિ**– ,, ,, ... ... ... | ૬૪૦ | ૩–૦ | ૦–૬ |
| **આર્યધર્મનીતિ** અને **ચાણક્યનીતિસાર**–પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો ... | ૨૦૮ | ૦–૮ | ૦–૨ |
| **વૈદિક વિનય**–૩૬૦ વેદમંત્રો વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩–૧૨ | ૦–૮ |
| **બળવાન બનો !**–કર્મનો શ્રેષ્ઠ ઉપદેશ ... ... | ૧૧૨ | ૦–૮ | ૦–૨ |
| **એકાદશ સ્કંધ**–શ્રીમદ્‌ ભાગવતનો ... ... | ૪૭૨ | ૧–૪ | ૦–૫ |
| **વિષ્ણુસહસ્રનામ**– ... ... ... ... | ૧૨૮ | ૦–૪ | ૦–૧ |
| **ધમ્મપદ**–સંપાદક : પં૦ બેચરદાસ દોશી: ... | ૧૯૨ | ૧–૦ | ૦–૩ |

| | | | |
|---|---|---|---|
| **શાંતિપર્વ-મહાભારતનું**-રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ, ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો વગેરે | ૮૫૬ | ૭-૮ | ૦-૧૪ |

## મહાભારત—દળદાર ૭ ગ્રંથોમાં રૂા. ૪૫)

'જેણે મહાભારત વાંચ્યું નથી, તેનું ભારતવાસી હોવું વ્યર્થ છે....'

૧-આદિ ને સભાપર્વ
૨-વન ને વિરાટપર્વ
૩-ઉદ્યોગ ને ભીષ્મપર્વ
૪-દ્રોણપર્વ
૫-કર્ણ, શલ્ય, સૌપ્તિક ને સ્ત્રીપર્વ
૬-શાંતિપર્વ
૭-અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસિક, મૌસલ, મહાપ્રાસ્થાનિક અને સ્વર્ગારોહણપર્વ

આવા મોટા અક્ષરો

કદ ૭ાા×૧૦ : કુલ પાન ૫૨૦૮
પાકાં પૂઠાં : ૨૭ ચિત્રો સાથે

ટપાલ ખર્ચ રૂા. ૬)

| | | | |
|---|---|---|---|
| **યોગવાસિષ્ઠ મહારામાયણ**-વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ-આ છ પ્રકરણો-ચાર દળદાર ગ્રંથો ... ... ... | ૧૬૦૮ | ૧૨-૦ | ૨-૧ |
| **લઘુ યોગવાસિષ્ઠ**-બૃહદ્ યોગવાસિષ્ઠના સારરૂપ | ૫૫૪ | ૨-૮ | ૦-૫ |
| **વિચાર-સાગર**-વેદાંતના દોહનરૂપ તત્ત્વજ્ઞાન ... | ૪૩૨ | ૨-૮ | ૦-૫ |
| **શ્રીમદ્ ભાગવત**-બે ગ્રંથમાં ભાષાંતર, નવી ૧૧મી આ. | ૧૨૪૦ | ૮-૦ | ૧-૬ |
| ,, ,, -ભાગ ૨જો (આ. ૮મી) છૂટક મળશે. | ૬૬૭ | ૩-૦ | ૦-૧૦ |
| **ભગવતી (દેવી) ભાગવત**-સરળ ભાષાંતર, મોટા અક્ષરો | ૬૨૮ | ૬-૦ | ૦-૧૫ |
| **આત્મસાક્ષાત્કારની કસોટી**-સં૦ સ્વામી સ્વયંજ્યોતિતીર્થ : ... ... ... ... | ૧૦૮ | ૧-૪ | ૦-૨ |
| **આત્મરામાયણ**-રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થો દ્વારા તત્ત્વજ્ઞાન સમજાવતું સરળ પુસ્તક ... | ૧૪૦ | ૦-૧૨ | ૦-૨ |
| **મોક્ષમાળા**-શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... | ૧૮૦ | ૧-૪ | ૦-૩ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય**- ... ... ... | ૧૯૮ | ૧-૦ | ૦-૨ |
| **સ્વરૂપવિચાર**-ગુરુ-શિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ | ૧૦૪ | ૦-૧૦ | ૦-૨ |

# આમ સાહિત્યશ્રેણી

જ્ઞાન–ચારિત્ર્ય–વર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતમાં પૂરું પાડવાના ઉદ્દેશથી, નાની પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે. ગરીબ પણ સંસ્કારી વર્ગ પોતાની ગુંજાશ પ્રમાણે નાની શી લાયબ્રેરી વસાવી શકે એવો આશય છે. નવેમ્બર ૧૯૪૭ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો પ્રગટ થયાં છે:

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

| | | | |
|---|---|---|---|
| **ધીરા ભગતનાં પદો**–સં. ડુંગરશી ધરમશી સંપટ: | ૮૦ | ૦–૪ | ૦–૧ |
| **ભોજા ભગતના ચાબખા**–સં. ,, ,, ,, | ૯૬ | ૦–૬ | ૦–૧ |
| **શિવમહિમ્નઃ સ્તોત્રમ્**–મૂળ શ્લોક, અન્વય, અર્થ અને ટિપ્પણ સહિત ... ... ... | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **કણ્ઠાભરણમ્**–મુખપાઠ કરવા યોગ્ય પ્રાર્થનામંત્રો–અર્થ સાથે | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **શ્રમણ નારદ ને પાંડુ ઝવેરી**–અનુ: પદ્માવતી દેસાઈ: | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **તંત્રની સાધના**–લે૦ આચાર્ય શ્રીક્ષિતિમોહન સેન: | ૭૨ | ૦–૪ | ૦–૧ |
| **ગીતાસાર**–કાકા કાલેલકર: ગીતાનું સંક્ષિપ્ત દોહન | ૮૦ | ૦–૪ | ૦–૧ |
| **ગીતાપોથી**–ભગવદ્‌ગીતાની બાળપોથી–કર્મયોગના ૧૨૫ શ્લોકો, અર્થ તથા વિસ્તૃત સમજૂતી સાથે | ૧૦૪ | ૦–૬ | ૦–૧ |
| **ગીતાસંકલનઃ**–સં૦ શ્રી. રમણ મહર્ષિ : બીજાં ત્રણ સંકલનો સાથે... ... ... ... | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–(૧૨ ને ૧૫ અધ્યાય) શ્લોકો તથા અર્થ સાથે... ... ... ... | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **ઉત્તરગીતા**–તત્ત્વબોધનો સરળ અનુવાદ–મૂળ શ્લોકો સાથે | ૬૪ | ૦–૬ | ૦–૧ |
| **પ્રેમપન્થ**–લે૦ ગાંધીજી: ... ... ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **પ્રેમપન્થ (૨)**–લે૦ ગાંધીજી: ... ... ... | ૧૦૪ | ૦–૪ | ૦–૧ |
| **મણિરત્નમાળા**–શંકરાચાર્ય : સરળ અર્થ શ્લોકો સાથે | ૧૬ | ૦–૧॥ | ૦–૧ |
| **જ્ઞાન અને કર્મ**–લે૦ સ્વામી અદ્વૈતાનંદ: ... | ૭૨ | ૦–૩ | ૦–૧ |
| **પરમ પુરુષાર્થ**–લે૦ ,, ,, : માનવજીવનનો ઉદ્દેશ | ૧૨૦ | ૦–૬ | ૦–૧ |

| | | | |
|---|---|---|---|
| **આર્ય, બૌદ્ધ અને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતોનો સમન્વય**–લે૦ પંડિત બહેચરદાસ દોશી :... | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **નારદનાં ભક્તિસૂત્રો**–મૂળ શ્લોકો, અર્થ તથા વિવેચન સાથે | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **જ્ઞાનનાં ઝરણાં**–(આવૃત્તિ ૨જી) લે૦ સ્વામી માધવતીર્થ : | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**–અનેક રસપ્રદ બોધક પ્રસંગો–ઉપદેશો ... ... ... | ૯૬ | ૦–૬ | ૦–૧ |
| **શ્રીરામકૃષ્ણ ઉપદેશ**–બોધદાયક ઉપદેશો ... | ૮૮ | ૦–૫ | ૦–૧ |
| **વિચારસૂર્યોદય**–સ્વામીશ્રી માધવતીર્થજી : ... | ૬૦ | ૦–૩ | ૦–૧ |
| **ઉચ્ચ જીવન**–ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ: (આ.૫મી) | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **ધ્યાન** અને **જ્ઞાન**–લે૦ સ્વામી માધવતીર્થ : નવી આવૃત્તિ | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **મદાલસા** અને **અલર્ક**–ચરિત્ર સાથે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ | ૯૬ | ૦–૫ | ૦–૧ |

## ચરિત્રો ને પ્રસંગ–ચિત્રો

| | | | |
|---|---|---|---|
| **સુદામાચરિત્ર**–પ્રેમાનંદકૃત ... ... ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **ભક્ત રોહિદાસ**–ચરિત્ર ... ... ... | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **શ્રીરામકૃષ્ણ પરમહંસ**–( કિશોરો માટે ) ... | ૮૮ | ૦–૬ | ૦–૧ |
| **સ્વામી રામતીર્થ**–કિશોરો માટે પ્રેરણાદાયી ટૂંકું ચરિત્ર | ૭૨ | ૦–૪ | ૦–૧ |
| **સતી સાવિત્રી**–સત્યવાન ને સાવિત્રીની રોચક કથા | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **જેસલ ને તોરલ** તથા **જાલંધર ને ગોપીચંદ**–સ્વ. કલાપી | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **મેનાવતી ને ગોપીચંદ** તથા **ભર્તૃહરિ ને વિક્રમ**–સ્વ. કલાપી | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **ભક્તરાજ હનુમાન**–ટૂંકું જીવનચરિત્ર .. ... | ૭૬ | ૦–૬ | ૦–૧ |
| **શ્રીમત્ શંકરાચાર્ય**–(સચિત્ર) લે૦ પુરાતન બુચ : | ૪૮ | ૦–૩ | ૦ ૧ |
| **શ્રીતૈલંગસ્વામી**–વિશુદ્ધાનંદ તથા પૌહારીબાબાનાંચરિત્રો | ૮૮ | ૦–૪ | ૦–૧ |
| **બાળકોના વિવેકાનંદ**–લે૦ પ્રફુલ્લ ઠાકોર: ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **ભગવાન બુદ્ધ**–(સચિત્ર) બોધક ટૂંકું ચરિત્ર ... | ૫૬ | ૦–૪ | ૦–૧ |
| **અબજી બાપા**–આદર્શ સંત ... ... ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |
| **સંત કબીર**–(સચિત્ર) સચોટ પ્રસંગો આલેખતું ટૂંકું ચરિત્ર | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **નાનભટ્ટ બાપા**–એક આદર્શ વૈદ્ય (આવૃત્તિ બીજી) | ૭૨ | ૦–૩ | ૦–૧ |

## વાર્તાઓ–નાટકો

| | | | |
|---|---|---|---|
| **દુષ્યંત ને શકુંતલા અને બીજી વાતો**– ... | ૯૬ | ૦–૬ | ૦–૧ |
| **ધાવણની ધાર** અને **બીજી વાતો**–લે૦ ચુનીલાલ મડિયા : માનવસ્વભાવ અને લાગણી પ્રગટ કરતી ૪ વાતો | ૭૬ | ૦–૩ | ૦–૧ |

# અન્ય ઉપયોગી ગ્રંથો

## રામાયણ

**ગિરધરકૃત રામાયણ**—કર્તાની હસ્તપ્રત ઉપરથી .. ૭૬૨ ૪–૮ ૦–૧૦
**તુલસીકૃત રામાયણ**—(બે ભાગ) ૩૨ ચિત્રો ૧૨૦૦ ૮–૦ ૧–૫
" " —ભાગ રજો—આ. ૭મી—છૂટક મળશે. ૬૪૦ ૩–૦ ૦–૧૧
**વાલ્મીકિ રામાયણ**—નવી આવૃત્તિ છપાશે.
" " —ભાગ રજો (આ. ૩જી) છૂટક મળશે. ૭૬૪ ૩–૦ ૦–૧૨

## સ્વ૦ પઢિયારકૃત પુસ્તકો

**સ્વર્ગનું વિમાન**—ભક્તિનો મહિમા સમજાવતા ૨૫ દા. ૩૭૨ ૨–૦ ૦–૪
**સ્વર્ગની કૂંચી**—સદ્વર્તન રાખતાં શીખવનારો બોધ ૩૭૨ ૨–૦ ૦–૪
**સ્વર્ગનો ખજાનો**—ભક્તિમાર્ગ સમજાવતા ૧૨૫ દા. ૩૧૨ ૨–૦ ૦–૪
**સ્વર્ગનો પ્રકાશ**—જ્ઞાન અને પરમાર્થની વાતો ... ૩૩૬ ૨–૦ ૦–૪
**સ્વર્ગની જિંદગી**—કંગાલ મનોદશા માટે ભોમિયારૂપે ૩૦૦ ૨–૦ ૦–૪
**સ્વર્ગનો આનંદ**—ભક્તિ ને તેના પ્રકારોની સમજ ૩૬૦ ૨–૦ ૦–૪
**સ્વર્ગની સીડી**—મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં ૩૬૦ ૨–૦ ૦–૪
**સ્વર્ગની સડક**—સ્વર્ગના ટૂંકા ને સરળ રસ્તાનું સૂચન ૪૬૮ ૨–૦ ૦–૫
**સંસારમાં સ્વર્ગ**—સંસારને સ્વર્ગ બનાવતું પુસ્તક ૩૪૮ ૨–૦ ૦–૪
**સાચું સ્વર્ગ**—ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો ... ૪૯૨ ૨–૦ ૦–૫

## ભગવદ્ગીતાઓ

**પુરુષાર્થબોધિની ગીતા**—(બે અંશોમાં) મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને **પંડિત સાતવલેકરજીની** વિસ્તૃત ટીકા સાથે .. ... ... ૧૦૬૮ ૧૦–૦ ૧–૨

**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**—જ્ઞાનેશ્વર મહારાજે રચેલી '**ભાવાર્થદીપિકા**' નામની, દૃષ્ટાંતોથી ભરપૂર, ભાવવાહી ટીકા, સરળ અર્થ સાથે ... ૭૩૨ ૪–૦ ૦–૮

| | | | |
|---|---|---|---|
| **જ્ઞાનસત્ર ગીતા**—ગીતાના મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ | ૩૬૮ | ૧—૪ | ૦—૪ |
| ,, ,, ગુજરાતી લિપિમાં, ગીતાના શ્લોકો, પદચ્છેદ તથા શબ્દાર્થ સાથે | ૩૬૮ | ૧—૪ | ૦—૪ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**—મોટા સુવાચ્ય અક્ષરો, સરલાર્થ સહિત ... | ૨૪૮ | ૦—૧૨ | ૦—૩ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**—સરળ ભાષાંતર સાથે ગુટકો કદ ૩।।×૫।। | ૩૫૨ | ૦—૮ | ૦—૨ |
| ,, ,, શ્લોકો ગુજરાતી લિપિમાં ,, | ૩૫૨ | ૦—૮ | ૦—૨ |

નીચેની ગીતાઓમાં અર્થ આપેલા નથી; સંસ્કૃત શ્લોકો આપેલા છે.
( સંસ્કૃત પાઠ કરનારાઓ માટે ખાસ ઉપયોગી )

| | | | |
|---|---|---|---|
| **भगवद्गीता मूळ मूळ**—મોટા અક્ષર | ૨૧૨ | ૦—૧૦ | ૦—૨ |
| ,, ,, મધ્યમ અક્ષર | ૨૦૦ | ૦—૫ | ૦—૧ |
| **पंचरत्न भगवद्गीता मूळ मूळ**—મધ્યમ અક્ષર | ૩૩૨ | ૦—૮ | ૦—૨ |
| ,, ,, ,, લઘુ અક્ષર | ૨૦૦ | ૦—૫ | ૦—૧ |

## જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| **સ્વામી આત્માનંદ સરસ્વતી**—ઉપદેશો સાથે ... | ૧૯૨ | ૧—૮ | ૦—૪ |
| **ભિક્ષુ અખંડાનંદ**—પ્રેરણાદાયી વિસ્તૃત ચરિત્ર | ૪૭૮ | ૩—૦ | ૦—૫ |
| **મહર્ષિ દયાનંદ**—વિસ્તૃત ચરિત્ર ... ... | ૧૫૬ | ૧—૮ | ૦—૪ |
| **સાઈબાબા**—શિરડીના સુપ્રસિદ્ધ મહાત્માનું ચરિત્ર | ૪૩૬ | ૩—૦ | ૦—૫ |
| **રામકૃષ્ણ પરમહંસ**—પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર | ૬૦૮ | ૨—૮ | ૦—૫ |
| **સ્વામી વિવેકાનંદ**—જીવનના પ્રસંગો આલેખતું ચરિત્ર | ૭૮૪ | ૩—૦ | ૦—૭ |
| **સ્વામી રામતીર્થ**—વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૬૭૨ | ૩—૦ | ૦—૭ |
| **ચૈતન્ય મહાપ્રભુ**—ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૧૫૬૬ | ૬—૮ | ૦—૧૫ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ**—બે ચરિત્રો | ૫૦૪ | ૨—૮ | ૦—૫ |
| **સંત તુકારામ**—મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર | ૬૪૮ | ૨—૮ | ૦—૬ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો** ... | ૪૨૪ | ૧—૬ | ૦—૪ |
| **શ્રીરામચંદ્ર દત્ત ને નાગ મહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧—૦ | ૦—૩ |
| **મ૦ સરયૂદાસજી, ભૂધરભક્ત ને જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦—૧૦ | ૦—૩ |
| **ભક્તચરિત્ર**—ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો ... | ૫૨૮ | ૨—૮ | ૦—૫ |

**આદર્શ ચરિત્રસંગ્રહ**—ભાગ ૨જો—૭૦ ટૂંકાં ચરિત્રો ૬૨૪ ૨–૮ ૦–૭
**ભારતના વીરપુરુષો**—૪૦ વીર પુરુષોનાં ચરિત્રો ૩૩૬ ૧–૪ ૦–૪
**વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**—મારવાડના
રજપૂત યુગના નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત ૩૦૪ ૧–૦ ૦–૩
**મુસ્લિમ મહાત્માઓ**—૬૬ મુસ્લિમ સૂફી સંતો ૭૫૬ ૨–૪ ૦–૮

## સંત–વાણી

**પરિચિત પદસંગ્રહ**—૧૧૨ ભક્તોનાં ૬૬૭ ભજનો ૪૦૦ ૧ ૧૨ ૦–૪
**મીરાં** અને **નરસિંહ**—( સં૦ ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ
દિવેટિયા )પસંદ કરેલાં ૧૬૩ ભજનો ને પદો ૧૦૪ ૦–૧૨ ૦–૨
**અખાની વાણી**—અઘરા શબ્દોના અર્થ તથા
સુધારાવધારા સાથે ... ... ... ૫૦૪ ૩–૦ ૦–૬
**દીવાને સાગર**—જીવનસાફલ્યનો ઉલ્લાસ આપતો
ગઝલસંગ્રહ ... ... ... ... ૪૮૦ ૪–૮ ૦–૫
**પ્રીતમદાસની વાણી**—વાર, છપ્પા, કક્કા, મહિના
ઇત્યાદિનો સંગ્રહ ... ... ... ૫૬૦ ૨–૮ ૦–૪
**કર્મગાથા**—કર્મની શ્રેષ્ઠ ભાવના સૂચવતો કાવ્યસંગ્રહ ૨૪૮ ૧–૦ ૦–૩
**तुकाम्हणे**—પસંદ કરેલા અભંગો, મરાઠીમાં ... ૧૨૦ ૦–૫ ૦–૨

## સ્ત્રી તથા બાળોપયોગી ગ્રંથો

**કલ્યાણમયી**—સ્ત્રીઉપયોગી વાર્તા પુસ્તક (આ. બીજી) ૨૨૪ ૧ ૦ ૦–૩
**શ્રીશારદામણિદેવી**—(ચરિત્ર) લે૦ આનંદ ચૈતન્ય: ૧૦૪ ૦–૮ ૦–૨
**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**—સ્ત્રીઓની કેળવણી, લગ્ન,
વારસાહક્ક, ગામડાંની સ્ત્રીઓનો પ્રશ્ન, કાર્યક્ષેત્ર,
શારીરિક સંપત્તિ, ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની
ફરજ ઇત્યાદિ અનેક વિષયો ... ... ૨૬૪ ૧–૮ ૦–૪
**ટૂંકી વાર્તાઓ**—ગ્રં.૧લો—સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓ ૫૮૮ ૨–૮ ૦–૬
,, ,, —ગ્રંથ ૨જો—કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાર્તાઓ ૫૭૬ ૨–૮ ૦–૬
,, ,, —ગ્રંથ ૫મો—સ્ત્રી-પુરુષો માટે જરૂરી ૫૬ વાર્તાઓ ૪૦૮ ૨–૮ ૦–૪
,, ,, —ગ્રંથ ૬ઠ્ઠો—સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ ૭૨૦ ૨–૮ ૦–૬

**ભારતની દેવીઓ**–ગ્રંથ ૧લો પ્રાચીન યુગની ૧૧૩ સતીઓ ૭૩૨ 3–૦ ૦–૬
,, ,,–ગ્રંથ ૨જો–મધ્યયુગનાં ઐતિહાસિક ૨૪૯ ચરિત્રો ૭૩૨ 3–૦ ૦–૭
,, ,,–ગ્રંથ ૩જો–મધ્યયુગ ને અર્વાચીન ૧૬૬ ચરિત્રો ૮૦૪ 3–૦ ૦–૮
**બાલભારત**–(સચિત્ર) સંક્ષિપ્ત મહાભારત ... ૨૮૮ ૧–૮ ૦–૪
**બિરબલ** અને **બીજા**–લે૰ જ્યોતીન્દ્ર હ૰ દવે : બાદશાહ
અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૨૮૦ ૧–૮ ૦–3
**બાળસદ્‌બોધ**–(સચિત્ર) વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ૧૨૮ ૦–૮ ૦–૨
**ગુલિસ્તાઁ–સુબોધપુષ્પવાટિકા**–મહાત્મા શેખસાદીકૃત ૧૩૬ ૦–૫ ૦–૨
**સદ્‌ગુણી બાળકો**–(સચિત્ર) ૬૯ ખરા બનાવોનો સંગ્રહ ૧૩૬ ૦–૮ ૦–૨
**સુબોધક નીતિકથા**–બિરબલની ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ૦–૮ ૦–૨
**બાળકોની વાતો**–ભાગ ૧લો–બોધપ્રદ ૨૧ વાતો ૮૪ ૦–૬ ૦–૨
,, ,,–ભાગ ૨જો બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮ ૦–3
**આદર્શ દૃષ્ટાંતમાળા**–(૧) બોધક ૪૨૪ ટૂંકાં દૃષ્ટાંતો ૪૩૨ ૨–૦ ૦–૪
,, ,, –(૨) ,, ૩૯૫ ,, ,, ૪૯૬ ૨–૦ ૦–૫
**ઓખાહરણ**–મહાકવિ શ્રી. પ્રેમાનંદકૃત–મોટા
અક્ષરોમાં અઘરા શબ્દોના અર્થ સાથે ... ૧૦૪ ૦–૮ ૦–૨

## પ્રકીર્ણ સાહિત્ય

**જીવનસંગ્રામ**–નંદલાલ શાહ : ... ... ૮૦ ૦–૮ ૦–૨
**ભારતીય સંસ્કૃતિ**–લે. કનૈયાલાલ મા. મુનશી : ... ૧૩૨ ૦–૧૨ ૦–૨
**સુવર્ણયુગ**–લે૰ કનૈયાલાલ મા૰ મુનશી : ... ૯૨ ૦–૮ ૦–૨
**સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો**–૮૫ બોધદાયક પત્રો ૨૪૮ ૧–૪ ૦–૨
**આત્મનિરીક્ષણ** અને **સંકલ્પ**–લે૰ રમણલાલ વ૰ દેસાઈ :
સ્વસુધારણાની પ્રેરણા આપતું પુસ્તક (બીજી આવૃત્તિ) ૧૬૮ ૧–૦ ૦–૨
**સાહિત્યપ્રારંભિકા**–લે. હિંમતલાલ ગણેશજી અંજારિયા : ૧૪૪ ૧–૦ ૦–૨
**ગુજરાતની ગઝલો**–દી. બ. કૃષ્ણલાલ ઝવેરી–સંપાદિત
જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦ ૦–૨
**કચ્છની લોકવાર્તા**–શ્રી. ડુંગરશી ધરમશી સંપટકૃત
રજપૂતયુગની કચ્છ દેશની ઐતિહાસિક ઘટનાઓ ૩૫૪ ૨–૦ ૦–૪

## ચેતના અને પ્રેરણા

**અંતરની વ્યથા**–લે૰ 'સોપાન' : ૫ આત્મકથાઓ ૧૯૨ ૧–૪ ૦–3
**સુબોધકથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨–૦ ૦–૫

**આગળ ધસો**—('પુશિંગ ટુ ધી ફ્રન્ટ'નું ભાષાંતર: આ. ૩જી) ૪૬૮ ૨–૮ ૦–૫
**સુખી જીવનનાં સાધન**—આનંદી જીવન માટે ઉત્સાહપ્રેરક ૩૧૨ ૧–૮ ૦–૪
**કતલખાનું**—શ્રમજીવીઓનાં દુઃખ તથા ધનિકોની નિર્દયતા
દર્શાવતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ... ૬૯૬ ૩–૦ ૦–૬
**શુભસંગ્રહ**—(ભા.૨)દવાઓ ને ઉપયોગી માહિતી,૧૪૮ લેખો ૫૪૪ ૨–૮ ૦–૫
„ —(ભા. ૯) „ „ „ ૧૬૫ લેખો ૭૩૬ ૨–૮ ૦–૬

## આરોગ્ય અને વૈદક

**ખોરાકના ગુણદોષ**—લેખક: ડૉ. રસિકલાલ જે. પરીખ: આયુ-
ર્વેદ પદ્ધતિથી આપણા રોજના ખોરાક માટે માર્ગદર્શન
આપતું પુસ્તક—સુધારાવધારા સાથે નવી આવૃત્તિ ૧૦૦ ૦–૧૦ ૦–૨
**ઔષધિ કલ્પલતા**—જડ ને હઠીલા રોગો ઉપર જુદી-
જુદી સાદી ૪૩ ઔષધિઓના સેવન વિષે સમજૂતી
આપતું પુસ્તક ... ... ... ... ૧૧૨ ૦-૧૨ ૦–૨
**આર્યભિષક્** અથવા **હિંદુસ્તાનનો વૈદ્યરાજ**—અનેક
વનસ્પતિઓના ગુણદોષ ને ઉપયોગ તેમ જ રોગો,
તેમનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬–૦ ૦–૧૩
**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**—લે૦ ગાંધીજી :
શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં,
પાણીના તથા માટીના ઉપચાર, ગર્ભવેળા સ્ત્રી-
પુરુષનું કર્તવ્ય વગેરે બાબતો ... ... ૧૨૮ ૦–૮ ૦–૨
**વૈદક સંબંધી વિચારો**—ભાગ ૨જો : ઉપયોગી ૧૨૮ લેખો ૪૩૨ ૧–૧૨ ૦–૫
**આયુર્વેદ નિબંધમાળા**—ભાગ–૧,૨ (વૈદ્ય તિલકચંદ
તારાચંદકૃત) આયુર્વેદ ચિકિત્સાપદ્ધતિએ અનેક
રોગ, તેમનાં લક્ષણ, કારણ ને સચોટ ઉપચારો
સમજાવતા ગ્રંથો ... ... ... ૧૧૫૨ ૪–૪ ૦–૧૦

## ચિત્રો ઇત્યાદિ

**પરમહંસ શ્રીરામકૃષ્ણ કેશવચંદ્ર સેનના ઘેર** ... ૦ ૨ ૦–૧
**જ્ઞાનપટ, સોપાનપટ** અને **જ્ઞાનબાજી** ... ૧૮×૨૪ ૦ ૧ ૦–૧

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનાં પ્રૌઢવાચનનાં ૧૮ પુસ્તકોની સાહસભરી નવી યોજના**

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

પ્રૌઢશિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં અને ઓછું ભણેલાંઓ રસપૂર્વક વાંચી-સમજી શકે, એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજનાનાં પ્રથમનાં ૧૮ પુસ્તકો નીચે પ્રમાણે પ્રસિદ્ધ થઈ ગયાં છે અને તેનું સંપાદન જાણીતા સાહિત્યકાર **શ્રી. મોહનલાલ મહેતા (સોપાન)-એ કર્યું છે.**

તમે આ પુસ્તકો વસાવ્યાં ન હોય, તો આજે જ વસાવી લેવા ભલામણ છે.

| | પાન | કિંમત |
|---|---|---|
| ૧. **પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લે૦ શ્રી. કરસનદાસ માણેક: | | |
| ★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ | ૧૨૮ | ૦-૧૦ |
| ૨. **રાખની ઢગલી:** (સચિત્ર) લે૦ શ્રી. 'સૌજન્ય:' | | |
| ★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ | ૧૨૮ | ૦-૧૦ |
| ૩. **હાસ્ય-તરંગ :** (સચિત્ર) લે૦ શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે: | | |
| ★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ-લેખો | ૧૫૦ | ૦-૧૦ |
| ૪. **જીવનની કલા :** લે૦ શ્રી. રવિશંકર મહેતા : | | |
| ★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન | ૧૪૦ | ૦-૧૦ |
| ૫. **જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) લે૦ શ્રી. છોટાલાલ કામદાર: | | |
| ★ જગતની અદ્‌ભુતતા ને ઉપયોગિતાનો સરલ પરિચય | ૧૨૮ | ૦-૧૦ |
| ૬. **જીવનપરિવર્તન :** (સચિત્ર) લે૦ શ્રી. 'સોપાન': | | |
| ★ જીવનપલટાની એક કરુણ-મંગળ સળંગ વાર્તા | ૧૪૦ | ૦-૧૦ |
| ૭. **ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) લે૦ શ્રી. ઇન્દ્ર વસાવડા: | | |
| ★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા | ૧૩૬ | ૦-૧૦ |
| ૮. **ગૃહજીવનની કલા :** (સચિત્ર) લે૦ શ્રી. 'સમાજશાસ્ત્રી:' | | |
| ★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો | ૧૨૮ | ૦-૧૦ |
| ૯. **ગામડું બોલે છે :** (સચિત્ર) લે૦ શ્રી. ચુનીલાલ મડિયા: | | |
| ★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન | ૧૪૪ | ૦-૧૦ |
| ૧૦. **ગૃહજીવનનાં દૃશ્યો :** (સચિત્ર) લેખિકા : શ્રી. કુમુદ શેઠ: | | |
| આપણાં ગૃહકુટુંબનાં સાચાં શબ્દચિત્રો | ૧૩૨ | ૦-૧૦ |

**૧૧. મારો ભારત દેશ :** (સચિત્ર) લે૦ કાન્તિલાલ પરીખ:
★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય ૧૩૬ ૦ ૧૦

**૧૨. આરોગ્યસાધના :** લે૦ ડુંગરશી ધરમશી સંપટ:
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન ૧૫૮ ૦-૧૦

**૧૩. ભગવાનનાં છોરું :** (સચિત્ર) લેખક: પુરાતન બુચ:
★ હરિજનોના જીવન-પ્રસંગોનો હૂબહૂ ચિતાર ૧૩૬ ૦-૧૦

**૧૪. સાહસકથાઓ :** લે૦ રમણીક અરાલવાળા :
★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનાર વીરોની કથાઓ ૧૪૦ ૦-૧૦

**૧૫. ગુજરાતના સેવકો :** લે૦ ચન્દ્રકાન્ત શાહ:
★ ગુજરાતના ૪ મૂક સેવકોનાં જીવનચરિત્રો ૧૧૬ ૦-૧૦

**૧૬. પટલાઈના પેચ ભા. ૧લો :** લે૦ ઈશ્વર પેટલીકર:
★ સામાજિક કુરૂઢિઓ પર વેધક દૃષ્ટિપાત ૧૫૨ ૦-૧૦

**૧૭. પટલાઈના પેચ ભા. ૨જો :** લે૦ ઈશ્વર પેટલીકર:
★ સામાજિક કુરૂઢિઓ પર વેધક દૃષ્ટિપાત ૧૭૬ ૦-૧૦

**૧૮. ગીતહોરી** અને **બીજાં નાટકો :** લે૦ સુરેશ ગાંધી:
★ તખ્તાલાયકીવાળાં પાંચ ગીત-નાટકોનો **સંગ્રહ** ૧૬૦ ૦-૧૦

- દરેક પુસ્તકનું પોસ્ટેજ બે આના જુદું સમજવું.
- ઉપરનાં અઢારે પુસ્તકો સાથે ખરીદનારને **માત્ર રૂ. ૧૦)માં** મળશે. બધાં પુસ્તકો ટપાલરસ્તે મંગાવનારે ટપાલખર્ચના રૂ. ૧-૮ વધુ મોકલવા.

## યોજના ૨

આ શ્રેણી માટે બીજાં ૧૮ પુસ્તકોની નવી યોજના નક્કી થઈ છે. અને તેનું સંપાદન પણ શ્રી. મોહનલાલ મહેતા (સોપાન) કરી રહ્યા છે. આ નવી યોજનાના ૧લા તથા ૨જા પુસ્તકરૂપે શ્રી. રવિશંકર મહારાજનું નીચેનું પુસ્તક પ્રકટ થયું છે.

**૧-૨ ગ્રામરચના**-(સચિત્ર) રવિશંકર મહારાજ: ૨૮૦ ૧-૪ ૦-૪

**બીજાં પુસ્તકો હવે પછી પ્રસિદ્ધ થશે.**

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ઠે. **અમદાવાદ** ને **મુંબઈ-૨**

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી :

# 'અખંડ આનંદ'

તંત્રી : સોપાન

- **વાર્ષિક લવાજમ રૂ. ૬-૪-૦**
- **પરદેશ માટે રૂ. ૯) અથવા શિ. ૧૪)**
- આ માસિક દ્વારા ગ્રાહકોને કદ ઇંચ ૬૫ા"×૧૦"નાં સુમારે ૧૯૦૦ પાનાંનું વાર્ષિક વાચન અપાશે.
- વર્ષની અધવચ ગ્રાહક થનારને વર્ષની શરૂઆતથી ગ્રાહક ગણીને પાછલા અંકો મોકલી અપાશે.

## સામાન્ય નિયમો

- આ માસિકનો પહેલો અંક વિજયાદશમીએ પ્રસિદ્ધ થયો છે. અને તે પછી ડિસેમ્બર-૧૯૪૭થી દર મહિનાની પહેલી તારીખે માસિક નિયમિત પ્રસિદ્ધ થાય છે.
- એક અઠવાડિયામાં અંક ન મળે, તો ગ્રાહકે પોતાનો ગ્રાહક નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનતિ છે.
- સરનામાનો ફેરફાર અમોને તુરત જણાવવો, કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.
- ગ્રાહકોને પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવા વિનતિ છે.
- ગ્રાહકો પોતાનું લવાજમ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, **અમદાવાદ** તથા કાલબાદેવી રોડ, હાથીબીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ-૨** માં ભરી શકશે.
- લવાજમ તથા વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર અમદાવાદના સરનામે કરવો.
- માસિકના લેખો વગેરે સબંધી પત્રવ્યવહાર સંપાદક: 'અખંડ આનંદ', ગુલબહાર, મેટ્રો સીનેમા પાછળ, એરિક રોડ, **મુંબઈ-૧** એ ઠેકાણે કરવો.

વ્યવસ્થાપક
**'અખંડ આનંદ'**
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય